# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્ વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અથવા પતિતપાવની સેવાભગિની બની દુઃખતિમિરગ્રસ્ત બાન્ધુઓનાં આત્મા-હૃદય ઉદ્ધરી-અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી ... સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૯ મું.] ઈ. સ. ૧૯૧૧, સપ્ટેંબરઃ-ભાદ્રપદ, વિ. સં. ૧૯૬૭. [અંક ૧ લો.

## 'ઉદયગુંજન.

"હું માનું છું કે સ્ત્રીઓની ઉન્નતિમાં પ્રજાની ઉન્નતિ રહેલી છે તેથી મ્હારી હિન્દી બ્હેનોના ભલા માટેની તથા ઉન્નતિ માટેની બધી હીલચાલોને દિલોજાંમાંથી વધાવી લઉં છું ત્હમારૂં કામ ખંતથી-નિડરપણે ચલાવજો, ત્હમને ફતેહ મળશે એ મ્હારી ખાત્રી છે."

—મહર્ષિ દાદાભાઈ.

સન્નારીઓ:

આનંદની વાત છે જે મંડળનો ઉદ્દેશ તમોએ ઘણી રીતે પાર પાડયો છે. ગુજરાતી સ્ત્રીઓનો પરસ્પર સમાગમ તમે સારી રીતે વધાર્યો છે. ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળે ગુજરાતી મુસલ્લમીન અને ગુજરાતી પારસી બાનુઓ વચ્ચે પણ પરસ્પર સમાગમ વધાર્યો છે. હિંદુસ્તાનનું ભલું આ ત્રણે કોમના સંપમાં જ સમાયેલું છે અને એકમેક તરફ મીઠી નજર એ સંપનું બીજ છે.

સંસારિક સ્થિતિમાં પણ ઠીક રીતે સુધારો શરૂ કર્યો છે. એક બીજાની કુથલી મૂકી ખોટી આળસને તજી અભ્યાસની ઇચ્છા જાગી છે. સારા સારા ભાષણો થયાં છે, સારા સારા પુસ્તકોનાં લ્હાણાં થયાં છે, અને સર્વ શાસ્ત્રોનો

વ્હેનો ! સ્રીનો અવતાર સંસારને સુન્દર બનાવવાને છે. સંસાર એક જાત્રા છે ને દરેક ઘર [illegible] જાત્રાનું મંગળ મન્દિર છે. તે મન્દિરના દેવ ને દેવી તે પુરૂષ ને સ્રી. પુરૂષ ને સ્રીના પરસ્પર ધર્મ એ સંસારશ્રેયનો પાયો છે. પત્નિના પ્રગટાવેલા શુર પુરૂષમાં તેજ પૂરે છે. અને પુરૂષપતિના સ્નેહ મંત્રના શુદ્ધ આદેશથી સ્રી દેવી થાય છે. આવી સંસ્કાર પામેલી સ્રી બાળકને ધાવણમાં જ ધર્મ ને કર્મ શિખવે છે. અને સિંહણના જેમ સિંહ જન્મે છે તેમ ધર્મદેવીને પેટે ધર્મવીર અવતરે છે. એવા એવા સુન્દર ફાળ ફળે માટે વ્હેનો તમે સુન્દર થાવ. તમારા શરીરપર અલંકાર છે તેવા અલંકારથી તમારા આત્માને શણગારો. તમારા ઘરના આંગણાંમાં સુન્દર બાગ ખીલવો. તમારા હૈયાના આંગણામાં સુન્દર ભાવનાઓ રોપો ને તમારા હૈયાની સુગન્ધ સંસારમાં સ્ફૂરાવો. પત્નિ, માતા ને સ્રી તરીકે તમારી ફરજ તમો સમજો ને સમજાવો.

વ્હેનો ! સંસાર સાગર છે. તમો નાવડાં નહિ થશો તો પુરૂષથી તેમાં નહિ તરી શકાય. માટે તમો સંસારના સાગરને તરાવનારી નૌકા બનો. સગાને ચાહો તેમ સંસારને પણ ચાહો. બધાંને તમારાં ગણો. આળસુને કામ શીખવો. પાંગળાને પગ જેવો ટેકો આપો. આંધળાંને જ્ઞાનની આંખ આપો. સંસારથી ભાગતા સ્વાર્થિઓને સંસારની સુન્દરતા દેખાડો. સંસારને ધિક્કારતા નબળા આડંબરીઓને સંસારની મીઠાશ ને શુદ્ધતા દેખાડો. પાપીને પાવન કરો. ડુબતાંને તારો. અનાથને આસરો આપો. તમારાં ફૂલસમા મુખડે ફૂલ ઝરે અને ફૂલસમા બધાના માથાના મુગુટ શોભો.

શુભ પગલું છે, આપણું વ્હેનો ! જે ધર્મમાતાને ઉદરે પાકેલા ભારતના ધર્મવીર દાદાભાઈની જન્મતિથિ ઉજવવાનો તમોએ આરંભ કરેલો છે. શ્રાવણમાસ શુભવ્રતમાં વ્યતિત કર્યો તો દેશવીરની પૂજાથી ભાદરવાને વિશેષ શી રીતે ઉજાળાય ? વ્હેનો, જે દેવના જીવનમાં રગે રગે સ્વાર્થ ત્યાગ કર્યો છે, જે વીરના જીવનયુદ્ધમાં ધર્મનો આગ્રહ જ ભર્યો છે તે સાત્વિક ઋષિ જીવનની પૂજાથી વિશેષ સેવા શું કરીએ !

વ્હેનો ! દાદાભાઈ આ ધર્મ ધાવણમાંજ ધાવેલા હો. ગરીબ માને ખોળે રમી ગરીબ હિંદુસ્તાનની દાઝ જાણી અને એક સ્રીજ્યોતિ પોતાના ફરજંદ માટે કેટલું કરી શકે છે તે પોતાની માના જીવનમાં જોઈ સ્રી કેળવણીના હિમાયતી થયા, ને દેશની સેવા કરી.

વ્હેનો ! દાદાભાઈ એટલે સમસ્ત હિંદુસ્તાનઃ વ્હેનો ! દાદાભાઈનું જીવન એટલે સમસ્ત ભારતની સેવાઃ વ્હેનો, દાદાભાઈના જીવનનો મર્મ એટલે ફળની આશા વિનાની સેવા : અને વ્હેનો આપણું આજનું પૂજન [illegible] એજ ભાવના ને એજ જીવનનાં દર્શન ને સેવા.

ભગવાન દાદાભાઈને દીર્ઘાયુ ને આરોગ્ય આપો: બ્હેનો! જે દેવની આજે જયંતિ ઉજવો છો તે દેવની જયંતિ કહેજો. તમારા પતિઓને અને પુત્રોને ઉજવવાને. મુંબઇ ઇલાકાના રત્નમણિ, કોંગ્રેસના દાદા, ધર્મની મૂર્ત્તિ, પરદેશ જઈ ભારતની સેવા કરી મુમ્બઇમાં દરિયા કિનારે શેષ આયુષ્ય ગાળે તે મહાત્માની જયંતિ, બ્હેનો! તમો પુરૂષોને ઉજવવા નહિ શીખવો? શીખવશોજઃ માટે શિખવીશું, શીખવીશું એવી ધારણા ધારીને વિસર્જન થજો.

મંડળના સભાસદની બાળકીઓને આજ ઈનામ આપવાનું રાખ્યું તે એક સારૂં પગલું ભર્યું છે. મારી નાનકડી બ્હેનો! તમને આજે ઈનામ મળ્યાં સારા સારા પુસ્તકોનાં ઈનામ કેવે સારે દહાડે! તમારી માતાઓના મંડળની વર્ષગાંઠે ને આપણી સમસ્ત માતા **ભારત દેવીના** વીરપુત્ર દાદાભાઇની જન્મ ગાંઠે. મારી હસતી બ્હેનો! તમારાં હાસ્ય ચિરંજીવ રહો. હસતાં હસતાં સંસારના ધર્મ શીખજો ને હસતાં હસતાં સંસારની સેવા કરજો. આજે દિકરીઓ છો, કાલે પરણશો ને ભવિષ્યમાં માતા થશો. તમારી તે ફરજનાં બીજ આજના ઉત્સવમાંથી સંગ્રહો.

સન્નારીઓ! છેલું છેલું એટલું જ કહું છું જે દિકરીઓને દિકરા પેઠે ચ્હાજો ને સંસારસાગર તરાવે તેવું પતિનાવ આપજો અને પતિતોની પાવની બને તેવી શુદ્ધિના સંસ્કારવાળી વિદ્યા આપજો. તેની તમારા જીવનમાં ઝાંખી કરાવજો. પગલે પગલે શુદ્ધ ને શૂર રહેજો. સુખ ને દુઃખમાં સરલ રહેજો, ધીરજ રાખજો. આપણા દેશમાં સીતા જેવી, દ્રૌપદી જેવી, દમયંતિ જેવી, ને સાવિત્રી જેવી સન્નારીઓ થઈ ગઇ છે. આપણામાં હમણાપણ એવી સન્નારીઓ કેમ ન થાય?

બ્હેનો! તમારૂં મંડળ આપણી આશાનું ક્ષેત્ર છે ને તે આશાની અમૃત ઝરણી ચંદ્રિકા તમારા મંડળની પ્રમુખ સરળ ને વિશાળ હૈયાની જમના મૈયા છે. પુત્ર વિનાની તે બાઇએ મંડળને પુત્ર ગણ્યું છે ને તમને પેટની દીકરીઓ ગણી છે. હમેશાં હસવું, હૈયામાં સહુનો સમાવેશ કરવો, પરોપકારમાં પછાત ન રહેવું ને મીઠી મીઠી દવાઓ પાઈ આનંદનાં ઔષધ આપવાં. વૃદ્ધાવસ્થામાં પણ બાલભાવનો આનંદ ને જુવાનીનો ઉત્સાહ; ને સહુને લાગે કે જમના મૈયા મારાં! જે સંસારમાં આવું રત્ન પાક્યું છે તે સંસાર માટે સારી આશા જ રાખી શકાય. અને જે મંડળનો નાવિક આવો સર્વદેશી છે તે મંડળ માટે સારી જ આશા છે. બ્હેનો! તો બેસી જતા પહેલાં એટલી જ ઇચ્છા દર્શાવું છું જે મંડળમાં બીજી જમના મૈયાઓ થાય.*

*મુંબાઈના ગુજરાતી હિંદુ સ્રીમંડળ તરફથી દેશમાન્ય મહર્ષિ દાદાભાઇની ૮૦મીજયંતિ અને મંડળના ૯ મા વાર્ષિક ઉત્સવ પ્રસંગે ગોંડલનાં યુવરાણી અ. સૌ. રાજકુંવરબા સાહેબે પ્રમુખ તરીકે ધી "ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટ"માં આપેલું ભાષણ.

# काव्यकुंज.

## મ્હારા કંથ.

આજે સાહેલિ ! મ્હારે અજવાળાં ઉગિયાં,
ઉગ્યો આયુષ્યનો આનન્દ;
મુખડાંને મરકલડે રે.

પીધી અમીની મ્હને અમૃત પાઇને,
વરસ્યો રંગીલો રસચન્દ;
મુખડાને મરકલડે રે.

આછું આછું હસે, ને હસી હસી હમે,
બોલે અબોલ કાંઇ બોલ;
મુખડાને મરકલડે રે.

ટહુકે વસન્તગીત ક્યારની કોકિલા,
રેલે ભ્રકુટિના હિંડોલ;
મુખડાને મરકલડે રે.

હૈયાને આભ એની ઝબકે છે વીજળી,
પ્રગટે છે પ્રેમના પન્થ;
મુખડાને મરકલડે રે.

પૃથ્વીની પ્રભુતામાં પ્રભુ શો પ્રકાશતો,
જો જો, સાહેલિ ! મ્હારા કન્થ;
મુખડાને મરકલડે રે.*

—ન્હાનાલાલ દ. કવિ.

---

## એવા શા શોખ, રાજ !

એવા શા શોખ રાજ ! ઘેર શું લાવ્યા ?
ક્યાંથી આ રંગરાગ લાધ્યા ?
રસિક નાથ !

સાડી રંગાવું રાજ ! સંસાર નાસે,
સ્નેહી સંબંધી સહુ ત્રાસે,
રસિક નાથ !
એવા શા શોખ રાજ !—એવા૦

મારે સાળુડે રાજ ! કેવડો મૂકાવો,
નાગણુ વિજોગણુ લે લ્હાવો,
રસિક નાથ !
એવા શા શોખ રાજ !—એવા૦

કેસરની ચોળી રાજ ! કસુંબલ સાડી,
જગતની ઝુમે ફુલવાડી,
રસિક નાથ !
એવા શા શોખ રાજ !—એવા૦

મુલજી દુર્લભજી વેદ.

## કોયલને !

મીઠલડાં ' બોલો ' રે ! કોયલ બોલજો:
ત્હમ વાણીમાં સુધા રસ સમાયજો !
ઘડીભર આનન્દ હિંચોળે હિંચોળતાં—
અતિ વાત્સલ્ય ઉરમાંથી ઉભરાયજો !
મીઠલડાં ' બોલો ' રે ! કોયલ બોલજો:

મધુરાં વન ઉપવનનાં તરુઓ ઉપરે—
મધુરી ! વાસ ત્હમારો નિત્યે થાય જો !
મધુર, મધુર ફળ આરોગો આનન્દથી—
મધુરી વાણી મુખ તેથી છલકાયજો !
મીઠલડાં ' બોલો ' રે ! કોયલ બોલજો:

અમૃત સમ ગંગાજળ પાન કર્યાં ત્હમે—
આરોગો નિત્ય અમૃત ફળનો આહારજો !
અમૃત સમ ત્હમ હૃદય અતિ મૃદુલાં થયાં,
મૃદુલું તેથી ત્હમ મુખે બોલાય જો !
મીઠલડાં ' બોલો ' રે ! કોયલ બોલજો:

મીઠું મીઠું બોલી જગ સહુ જીતીયું—
પ્રસરાવી મીઠાશ ખલકની માંહી જો !

વાળા ભાઈથી ગુપ્ત રાખવા જેવુ કઈ નથી આજે મને આ દુનિયાપર જન્મ આપનાર મને અસહ્ય દુખો વેઠીને ઉછેરનાર અને રાત્રિદિવસ મારા સુખને માટે પ્રાર્થના કરનાર મારી પ્રમાળ અતકરણની માતાની મરણતિથિ છે આજે ! આજથી બે વર્ષ અગાઉ તે મારે માટે કેટલી સભાળ રાખતી હતી મને કેવા કેવા નીતિના પાઠ શીખવતી હતી, તમારા ભાઈની યોગ્ય ગૃહિણી બની રહુ તેટલા માટે કેવા કેવા ઉપદેશ મને તે આપતી હતી આજે તે સર્વ વાત સાભરી આવે છે ત્યારે મને કોણ જાણે શુ થઈ જાય છે તેની ખબર પડતી નથી મતા ! માતા ! પ્રેમાળ જનની ! તુ ગઈ ચાલી ગઈ, પરલોક વાસી થઇ ભલે તુ ત્યા સુખી રહે જે, પરતુ તારી બાળકીની શી દશા, શો આધાર, શો દિલાસો !

આટલુ બોલતા બોલતા તો તે દયામણે ચ્હેરે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી

શાતિકુમારી તો આ દેખાવ જોઇ બાપડીને શુ કરવુ તે સુઝયુ નહિ કારણ કે હજુ તે બિચારી બીન અનુભવી હતી દુનિયાના સુખ દુખમા રગદોળાઇ નહોતી ઉલ્ટુ મારી મા જ્યારે મરી જશે ત્યારે મારી પણ આવી દશા થશે એ વિચાર આવતા તેનુ હૃદય ધમ ધમ કરવા લાગ્યુ અને આખમાથી અશ્રુ ભરી પ ા

માતા બ્હારના ભાગમા હમણા શાન્તિ ઘી લઇ આવશે એમ વિચાર કરતી હતી જરા વાર લાગી એટલે એમ ધાર્યુ કે શાન્તિ કદાચ પોતાની ભાભી સાથે જરાવાર આનદ વાર્તા કરવાને ઉભી હશે પરતુ સમય વધારે વ્યતીત થવાથી સાદ પાડવાને બદલે પોતાના આસન પરથી ઉઠી જ્યા નણદ ભોજાઈ બેઠા હતા ત્યા માતા આવી પહોચી બારણા આગળ ઉભા રહી અદર બનેલો બનાવ આશ્ચર્યચકિત મને જોઇ રહી પોતાની પુત્રવધુનુ શોકાતુર વદન અને પ્રિય પુત્રીનુ દયામણ મુખ જોઇ માતાના હૃદયને પણ જગાવનાર ક્ષોભ થયો પરતુ તરતજ પાસે આવી પુષ્પાના મસ્તકપર પ્રેમથી પોતાનો હાથ ફેરવવા લાગી અને બીજે હાથે શાન્તિનો વાસો થાબડી શાન ચિત્તે પૂછવા લાગી ' શાન્તિ આજે પુષ્પા આમ શા માટે દિલગીર છે? શાન્તિએ મૃદુ અવાજથી જવાબ આપ્યો ' બા, બા, માતા વગરની પુત્રીના હૃદયને શાન્તિ કયાથી હોય ? આજે પુષ્પા ભાભીના માતુશ્રીની મરણ તિથિ છે અને તેમના સદ્ગુણો સાભરી આવતા તે રડે છે માતા શાન્તિનુ બોલવુ તરતજ સમજી ગઇ તેના અતરમાં પણ પુષ્પાની સુશીલ માતાની યાદીની જ્યોત ચમકવા લાગી પરતુ બન્ને બાળકોને શાતિ આપવાને તથા દિલાસો કરવાને તરતજ સાતાના મનને તાબે કરીને પુષ્પાની સાત્વના કરવા લાગી ' બેન પુષ્પા જે તુ સમજુ છે ભણી છે તે સારુ સા ! પુસ્તકો વાંચ્યા છે માતાના પ્રેમથી તુ વિહિન છે પરતુ તારી માતાપર પ્રેમથી નહિ કરનાર જગન્નિયતા પ્રભુના પ્રેમથી તુ વિહિન નથી આપણો ખરો પિતા માતા, બધુ સહાયક, અને સર્વસ્વ પ્રભુ છે આ જગત રૂપી ધર્મશાળામા કર્માનુસાર ભેગા થઇએ છીએ અને પાછા માતા કાકા થતા જઇએ છીએ તુ ખરેખરી રીતે તો તારી માતાની પુત્રી નહોતી અને નથી તેમજ થઈશ નહિ પરતુ સર્વ ગાળને માટે પરમેશ્વરની પુત્રી છે તારી માતાએ તો તેણે તને થાપણ રૂપે થોડીવાર સાચવવા આપી હતી અને તેણી પોતાનુ ધર્મ કાર્ય યથાર્થ બજાવી પ્રભુના પ્રેમનુ પાત્ર બની છે તે દિવ્ય મૂર્તિ અત્યારે આ કર્મભૂમિપર કરેલા સારા કર્મોનાં ફળ સ્વર્ગમા બિરાજતી ભોગવતી હશે તારા ગનારી તે પવિત્ર માતાને ત્યાં શાન્તિ નહિ મળે માટે તારી [illegible] મરણ પામવાના પાળવા [illegible] એમાં [illegible]

ક્યાંથી મૃત્યુ પામેલ કંઇ પાછું આવતું નથી પરંતુ ઉલ્ટું દુઃખી થાય છે. આજે તેની મરણ તિથિ છે માટે તે આ ભૂમિપર તુંને અમી દૃષ્ટિથી જોવાને, તારૂં હસતું મુખ જોઈ રાજી થવાને અને તું તેની પુત્રી યોગ્ય નીવડે તેવા આશીર્વચન દેવા આવશે. બેટા, આજે તો તારે, ખાસ કરીને શાંત ચિત્તે તારૂં સર્વદા ભલું ઇચ્છનાર તે આત્માનું વધારે શ્રેય કેમ થાય; તે સ્વર્ગમાં રહી પ્રભુના દર્શનામૃતનું પાન કરતી તે ભક્તિરસમાં ચકચૂર બને અને જ્યારે કાળ ક્રમે પુનઃ આ કર્મભૂમિમાં જન્મે ત્યારે સર્વ ભૂતપ્રાણિમાત્રનું કલ્યાણ કરી શકે તેવી શક્તિ પ્રભુ પાસેથી મેળવે એવી એવી પ્રાર્થના કરવી જોઇએ. આજે તું પોતેજ રાંધી નિર્બળ અને વૃદ્ધ ભિક્ષુકોને જમાડ; સત્પાત્ર બ્રાહ્મણોની પૂજા કરી તેને શક્તિ પ્રમાણે દાન આપ અને હરિકીર્તન કરી આપણા ઘરમાં દૈવી હવા પ્રસરી રહે એવું તું કર."

શાંતિ વચમાં બોલી ઉઠી, "બા, હું પણ ભાભીની સાથે પ્રાર્થના કરવા બેસીશ અને આજે તેને દરેક કામમાં સારીરીતે મદદ કરીશ." માતા મૃદુસ્વરથી બોલી, "બ્હેન, આજે આપણે સર્વે ભેગાં મળી તે પવિત્ર આત્માના શ્રેય માટે પ્રાર્થના કરીશું કારણ કે આપણા સર્વેપર તેનો અપૂર્વ પ્રેમ હતો."

શાંતિ પોતાની ભાભીના વદન તરફ દૃષ્ટિ કરી બોલી, "બા, હજી ભાભી હસતાં નથી અને ત્યાં સુધી મને ચેન નહિ પડવાનું." પોતાની પુત્રીનો આવો સરળ સ્વભાવ નિરખી માતાએ કહ્યું, "શાંતિ, એકાદું તેને મનભાવતું ગીત ગા અથવા કોઇ સારો શ્લોક બોલ એટલે તેની દિલગીરી તરતજ ઉડી જશે." શાંતિએ પ્રસન્ન ચિત્તે જવાબ આપ્યો, "હા, એ ઠીક કીધું. ગઇ કાલેજ એમણે મને શીખવેલો શ્લોક હું બોલું:—

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ॥

એનો અર્થ એ થાય છે કે જેની કૃપાથી મુંગું માણસ બોલતું થાય છે. લંગડું માણસ પર્વતને પણ ઓળંગવાને શક્તિવાન થાય છે, એવા પરમ આનંદરૂપ મધુ દૈત્યને મારનાર એવા શ્રી કૃષ્ણચંદ્રને પ્રેમપૂર્વક નમસ્કાર કરૂં છું; અને પછી મને આ શ્લોક શીખવનાર મારી પૂજનીય ભાભી પુષ્પાને નમસ્કાર કરૂં છું. એમ કહી પુષ્પાના ખોળામાં નિર્મળ હૃદયની શાંતિ ઢળી પડી.

પ્રેમાળ સાસુના પવિત્ર ઉપદેશથી પુષ્પાની દિલગીરી ઉડી જતી હતી. જે શાંતિને પોતે શ્લોક શીખવ્યો તેજ આડકતરી રીતે પોતાને શિખવે છે તે જોઈ આનંદ પામતી હતી. હવે તે શુદ્ધ હૃદયથી સાસુને માતા સમાન અને શાંતિને બ્હેન સમાન ગણવા લાગી. તેણે શાંતિને ખોળામાંથી ઉઠાડી તેનું સુકોમળ વદન પોતાની છાતીમાં દાબી, "શાંતિબ્હેન, શાંતિબ્હેન, હું હવે શાંત થઇ છું" એમ કહેતી કહેતી, સાસુના પવિત્ર ચ્હેરાને નિરખતાં હર્ષાશ્રુ પાડતી કોઇ અચિંત્ય આનંદના પ્રવાહમાં તણાવા લાગી.

એટલામાં શાંતિની કોઇ બ્હેનપણી તે ઓરડા તરફ આવતી ગાતી જતી હતી કે,

"સાસુ મારી પૂર્વ જન્મની માય જો,
"સસરો મારો પૂર્વ જન્મનો બાપ જો,
"નણંદી મારી પૂર્વ જન્મની બ્હેન જો!"

હરિત.

## સ્નેહમાં શંકા.

( લેખક:—એક આર્ય સ્ત્રી. )

"સુશીલા સાંભળ્યું કે, મને હવે વખત નથી. બારમાં દસ મીનીટ બાકી છે. બાર વાગે કોલેજમાં મારે મારો અવર (કલાક) લેવોજ જોઇએ જેથી હું વધારે રોકાઈ શકું એમ નથી, હું પૈસા કાઢી મૂકવાનો હતો, પરંતુ બીજાં કામોને લીધે મને ફુરસદ મળી નહિ તેથી તમે પેટીમાંથી બાર રૂપીઆ કાઢીને આપણો કાપડવાળો આવે તેને આપી દેજો. પણ પૈસા કાઢતી વખતે પેટીમાં એક કાગળ છે તે બરાબર ઠેકાણે મૂકજો; ખોવાઈ જાય નહિ. ઠીક, હું જાઉં છું. બરાબર ચાર વાગે પાછો આવીશ." એમ કહીને બાબુ રજનીકાંત ડૉક્ટર ગાડીમાં બેસીને કોલેજમાં ગયા. ગાડી દ્રષ્ટિથી દૂર થઈ ત્યાં લગણ સુશીલા ગાડી પાછળ એકી નજરે જોઇ રહી હતી.

રજનીકાંત બાબુ કલકત્તાની નેશનલ મેડીકલ કોલેજમાં પ્રોફેસર હતા; તેમણે વૈદકનો ઘણો ઉત્તમ અભ્યાસ કીધો હતો. તેમને માસીક રૂ. ૩૦૦ )નો પગાર મળતો હતો. તેમની વય આશરે ત્રીશ વર્ષની હશે. કુટુંબમાં પતિ પત્નિ સીવાય બીજું કોઈ નહોતું. તેમનો સ્વભાવ ઘણો પ્રેમાળ હતો જેથી જેના જેના સહવાસમાં તેઓ આવતા તેઓની પ્રીતી મેળવી શકતા અને તેઓ હંમેશાં નિર્ધન અથવા શ્રીમંત, વૃદ્ધ બાળક યા યુવાન, દરેક પ્રત્યે સમદ્રષ્ટિ રાખી સર્વને ઉપયોગી થવાને પ્રયત્ન કરતા હતા. પોતે જાતે પૈસા મેળવીને લગ્ન કરવાં એવો તેમનો દ્રઢ નિશ્ચય હોવાથી તેમનાં લગ્ન થયાને ઝાઝો વખત થયો નહોતો. તેમનાં પત્નિ સુશીલાબાઇની વય આશરે સોળેક વર્ષની હશે. તેઓ સુશિક્ષિત અને ખાનદાન કુટુંબનાં હતાં. વાંચન તેમને ઘણું પ્રિય હતું એટલું હોવા છતાં પણ કુદરતી રીતે તેનો વ્હેમીલો–શકમંદ સ્વભાવ હતો તેમાં જરા પણ ફેર પડયો નહોતો. પતિ પત્નિ ઉભય શાંત, સુશિક્ષિત અને યોગ્ય વયનાં હોવાથી તેમનો સંસાર ઉત્તમ રીતે ચાલતો હતો. એટલું જ નહિ પરંતુ તેઓ હમેશાં મનુષ્ય માત્રનું ભલું કરવામાં તત્પર રહેતાં હતાં આવાં પરમાર્થિ જોડાં આપણા આધુનિક આર્ય સંસારમાં ભાગ્યેજ જોવામાં આવે છે. ઇશ્વર આર્યાવર્ત્તનાં દરેક યુગલમાં આવો નિસ્વાર્થી પ્રેમ અને માણસ જાત તરફની દયા ઉત્પન્ન કરે એવું કોણ નહિ ઇચ્છે ?

બપોરે સુશીલાએ ડૉક્ટર સાહેબના કહેવા મુજબ પેટી ઉઘાડીને ઉપરનો કાગળ બાજુથી બાજુએ મૂકી રૂપીઆ કાઢયા. એટલામાં પવનથી તે કાગળ કે જે ઘડીબંધ હતો તે ઉડયો અને ઘડી ઉકલી ગઈ. સુશીલાએ તે કાગળ લઇને જોયો. તેણે શું જોયું ? તે એક સુંદર અક્ષરથી લખાયેલો પત્ર હતો. પત્ર બંગાલી ભાષામાં લખેલો હતો. આશ્ચર્ય સાથે સુશીલાએ તે વાંચવા માંડયો, અને "હે ઈશ્વર! આશું !" એમ બોલી સુશીલા મુર્છાગત થઇ ધરણી પર ઢળી પડી. પડવાનો અવાજ નીચે સંભળાવાથી તેના દાસીએ દોડી આવી પાણી છાંટી સુશીલાને સાવધ કરી. તેનું શરીર ધ્રુજતું હતું, મોં ઉપર કાળાશ પથરાઇ ગઇ હતી, બોલવાનો પ્રયાસ કરવા છતાં પણ તેનાથી બોલી શકાતું નહોતું. સુશીલાની આવી સ્થીતિ જોઇ દાસીએ ગભરાઇને " બાઇ સાહેબ! તમને શું થાય છે ? કોલેજમાંથી બાબુસાહેબને તેડી લાવું કે ?" વિગેરે અનેક પ્રશ્ન પુછવા માંડયા. પરંતુ બાઇ સાહેબની સ્થીતિ અત્યારે દાસી સાથે વાત કરવા જેવી નહોતી. ઉત્તરમાં તેમણે કઠોર અવાજે "તું નીચે જઇ 'તારૂં' કામ કર,

મને ત્રાસ ન આપ" એવો હુકમ કર્યો. નિરૂપાયે દાસીને સુશીલાને એકલી છોડી હુકમને માન આપવાની ફરજ પડી. દાસીના નીચે ગયા પછી સુશીલા કાગળ ત્યાંજ રહેવા દઇને શયનગૃહમાં જઇ પલંગ પર પડી. દશ મીનીટમાં તેનો આનંદિત ચહેરો નિસ્તેજ થઈ ગયો. એવું તે પત્રમાં શું હશે, એ જાણવાની ઇચ્છા પ્રત્યેક વાંચકોને થાય એ સ્વાભાવિક છે.

વાચકોમાંથી કોઇએ તે કાગળને ઝેરની ઉપમા આપી હશે; ઝેરથી માણસનો પ્રાણ જાય છે પરંતુ આથી તેનો પ્રાણ ન જતાં માત્ર અસહ્ય વેદના થાય છે એવું તેના ચહેરા પરથી સ્પષ્ટ માલમ પડતું હતું. કોઇ કહેશે કે તે કાગળ અગ્નિ સત્વનો બનાવ્યો હશે. કારણ કે "પહેલાંથી સુંદર દેખાતી કોમળતા તેનો સ્પર્શ થતાં જ કાળી ઠીકરા જેવી થાય છે" તેવી જ સુશીલાની સ્થીતિ થઇ. ગમે તેમ હોય પરંતુ તે કાગળમાં કંઇક સુશીલાથી સહન ન કરી શકાય એવું હોવું જોઇએ. હવે શયનગૃહમાં સુશીલા શું બબડે છે તે સાંભળીએ; ચલો. એટલે તે કાગળમાં શું લખ્યું હશે તે જણાશે. સાંભળો તે શું બોલે છે. "આજ લગણ મને એમ લાગતું હતું કે મારાપર એમનો પ્રેમ અચળ છે. તેમના મીઠા સુંદર શબ્દો અને અંદરનો દુષ્ટ ભાવ છુપાવવાને ઉપરથી સ્નેહ અને લાગણીભર્યું વર્તન સંભારતાં જાણે મારા હૃદયના ચુરેચુરા થઇ જશે એવું લાગે છે. કોઇ દિવસ મેં કંઈ માગ્યું અને ન મળ્યું એવું થયું નથી. મારાપર જો તેમનો પ્રેમ ન હોય તો તેમની આવી માયાળુ વર્તણુક હોઇ શકે કે? હં: પણ સમજી, મને તેમના ઉપર જરાપણ સંશય ન આવે એટલા જ માટે તેમણે એવી યુક્તિ રચેલી હોવી જોઇએ. કોઇ દિવસ હું જો તેમની નજરે ન પડું તો આખા ઘરમાં ફરીને મને શોધી કાઢે, અને જ્યારે હું એમને જડું ત્યારે કહે કે "તારા શિવાય એક ક્ષણ પણ મને ચાલતું નથી." હું કોઇ વસ્તુ જો તેમને બતાવવા જાઉં તો તે ગમે તેવી સાધારણ હોય તોપણ મને ખુશ કરવાને માટે પોતે ખુશ થઇને તેનાં વખાણ કરે. શું એ બધો ઢોંગ જ, કે? હા. હવે તેમાં સંશય શો! તે પત્ર આજ જો મને ન મળ્યો હોત તો હજી પણ વધુ અને વધુ હું છેતરાતે. રાત દિવસ તન મનથી સેવા કીધી, તેમના સુખે સુખી અને તેમના દુઃખે દુઃખી, એમ માની આ શરીર અને ટૂંકમાં મારૂં સર્વસ્વ તેમને અર્પણ કર્યું, તે શું આટલા જ માટે કે? પણ તેમાં દોષ કોનો! મારો જ ની. મેં જો તેમને પૂર્ણ સંતોષ આપ્યો હોતે તો તેમને મારા સીવાય બીજી તરફ દ્રષ્ટિ પણ કરવાની જરૂર પડત કે? પણ મારી ખાત્રી છે કે મારાથી આજ લગણ તેમનો કંઇ પણ અપરાધ થયો નથી, તેમ છતાં પણ પ્રેમપત્રિકા કોને? અરે ઇશ્વિર, શું જગતમાં ખરો પ્રેમ નથી જ કે? એક તરફથી પ્રેમાળ વિશેષણો વાપરી મને બોલાવે છે અને બીજી તરફ આવી પ્રેમપત્રિકા! અફસોસ! અક્ષર તો તેમના જ છે. એમાં જરાપણ શક નથી. હશે, તેમની મરજી, પરંતુ આ પ્રેમપત્રિકા કોને લખી હશે? સમજી. પેલા કુલીન બ્રાહ્મણ જમીનદારની બ્હેનને. મારા લગ્ન થયા પહેલાં તેની જ સાથે એમના લગ્ન થવાના હતાં, પણ કોણ જાણે શા કારણથી તે બંધ પડ્યાં. હવે મારી ખાત્રી થઈ કે એ પત્રિકા એમણે તેને જ લખેલી હોવી જોઇએ, અને જો એમ જ છે તો એ બન્નેના સુખમાં કંટક રૂપ મારે શા સારૂ થવું જોઇએ? હવે એમના મીઠા અને મધુર શબ્દોથી હું મોહ પામી જાઉં એમ નથી. અને પતિના શુદ્ધ પ્રેમ શિવાય હું જીવી શકું એમ પણ નથી. આજ રાત્રે નદીમાં આ દેહ સમર્પણ કરવો એજ નિશ્ચય" એટલું બોલી સુશીલાએ ઘડીઆળમાં

જોયું. " બારવાગે આવીશ એમ કહીને ગયા છે એટલે હમણાં આવશે. પોણાચાર થવા આવ્યા. હવે હું તેમને મળવા ઇચ્છતી નથી." એમ કરીને સુશીલા બીજે માળે જઇને એક ઓરડીમાં બારણાં દઇને ભીડી બેઠી.

ચાર વાગે ડાક્ટર સાહેબ આવી પહોંચ્યા. હમેશાં એમના આવવાના રસ્તા તરફ દૃષ્ટિ કરી સુશીલા આપેલા વખતે ઉભીજ હોય, પરંતુ આજે સુશીલાનાં દર્શન બિચારા ડૉક્ટર સાહેબને દુર્લભ થઇ પડ્યાં હતાં. ઉતાવળમાં ગૃહમાં પ્રવેશ કરી સુશીલાની ચોગરદમ શોધ કરવા માંડી. દાસીને બુમાબુમ તે દૃષ્ટિએ ન પડવાથી કરી મૂકી. પરંતુ સુશીલાનો પત્તો લાગ્યો નહિ. નાસીપાસ થઇ ડૉક્ટર સાહેબ એક ગરીબ દરદીની ખબર લેવા ગયા. સવારના અને સાંજના એકેક કલાક આવા અનાથ દરદી પાછળ પોતાનો વખત ડૉક્ટર સાહેબ ગાળતા હતા. તે દિવસે એમને પોતાના એક મિત્રને ત્યાં જમવા જવાનું હતું જેથી બહારો બહાર ડૉક્ટર સાહેબ ત્યાંજ ગયા. જ્યાંથી ઘેર આવતાં આઠ વાગી ગયા હતા. આજ તેમનો ચહેરો નીસ્તેજ હતો. ઠંડો પવન વાતો હતો પરંતુ તેમના ઉષ્ણ નિશ્વાસો એક સરખા ચાલુજ હતા. રજનીકાંત કદી પણ કોઇના ઉપર ગુસ્સે થતા નહોતા. પરંતુ આજે તેમનો ચ્હેરો ગુસ્સાથી લાલચોળ દેખાતો હતો. એમ થવાનું કારણ શું ? પાસે ઉભેલી બાઇને તે શું કહે છે તે સાંભળો. "કેમ રે સાવિત્રી, ફરીથી જઇને સુશીલાને બોલાવી લાવવા તને કહ્યું તે તેં સાંભળ્યું નથી કે ? તું જાય છે કે નહિ? આજ સુશીલાને શું થયું છે ?" દાસીએ ઉત્તર આપ્યો: "બાપુ સાહેબ, મહેરબાની કરી મુજ ગરીબપર ગુસ્સે થાવ નહિ, તમારા હુકમ પ્રમાણે હું બેવાર જઇ આવી. પહેલાંથી તો આખા ઘરમાં બાઇ સાહેબને શોધ્યાં પણ વ્યર્થ; ઉપરે બીજા માળના પાછલા ઓરડામાં બારણાં બંધ કરીને સુતેલાં માલમ પડ્યાં. બારણાંને કેટલા ધબ્બા મારવા છતાં પણ જવાબ આપ્યો નહિ; ઉપરે ચીડવાઇને "કોણ છે રે બહાર ! બારણું શામાટે ઠોકે છે !" એમ પૂછ્યું. મેં કહ્યું કે "હું સાવિત્રી છું. બાપુ સાહેબ ઘણા વખતથી તમને શોધે છે, માટે મહેરબાની કરી તમે જરા આવી જાવ તો સારૂં." ત્યારે તેમણે કહ્યું કે "જા, તારા બાપુ સાહેબને કહે કે તે સુતાં છે અને તેનું માથું દુઃખે છે, તબીયત ઠીક લાગશે ત્યારે આવશે. મને એકાંતમાંજ રહેવા દો. બાપુ સાહેબ અતિ પ્રયાસ છતાં પણ બારણાંજ ઉઘાડતાં નથી તેને હું શું કરૂં !" આ સાંભળીને રજનીકાંતને ઘણુંજ ખરાબ લાગ્યું. "ત્રણ ચાર વાર બોલાવવા મોકલ્યું તોપણ આ જવાબ ! માથું દુઃખે છે તેમાં શું થયું ? અહીં લગણ પણ અવાતું નથી કે ! ઠીક. નીચે જા." એમ કહી ડૉક્ટર સાહેબ નીરાશ થઇ ફરી કપડાં પહેરી નદી કિનારા તરફ ફરવા ગયા.

દશ અગીઆર વાગ્યાનો સુમાર થયો હતો, રાત ઘોર અંધારી હતી; કલકત્તાના સ્ટેશનની પાસે આવેલા પુલ નીચે રજનીકાંત બાબુ નદી કિનારે એક પથરપર વિચારમાં નિમગ્ન થઇ બેઠા હતા. થોડીવારે એક આકૃતી ત્યાંથી પસાર થતી એમણે જોઇ. આ વખતે આવી ભયંકર જગાએ કોણ જતું હશે એ જાણવાની તેમને ઉત્કંઠા થઇ, જેથી જનાર આકૃતી તરફ નજર રાખી જોવા લાગ્યા; તે આકૃતી થોડી દૂર જઇ નદીમાંના એક ખડકપર ઉભી રહી. જોનારાને એમ લાગે કે તે હમણાંજ નદીમાં પડશે. એ જોઇ રજનીકાંત બાબુ મંદ ગતિએ તે ઉભી હતી તેની પાછળના એક ઝાડમાં જઇને ઉભા રહ્યા. પાસે જતાં તેને ઠક

પડયો કે એ કોઈ સ્ત્રી હોવી જોઇએ; મુખ ન દેખાય માટે માથાપર બુરખો નાંખ્યો હતો. તેની ઉભા રહેવાની ઢબપરથી તે જીવ આપવાની તૈયારીમાં છે એમ સહજ માલમ પડતું હતું. થોડીવારે હાથ જોડીને તે આકૃતી બોલી " હે દયાળુ પરમેશ્વર ! આ અપાર દુઃખમાંથી હું મને છોડવ. અરેરે આ દુનિયામાં શું ખરો પ્રેમ નહીંજ હોય ? ગમે તેમ હોય હું તો મારા પ્રેમમાં નાસીપાસ થઈ. હવે મારે જીવીને શું કામ છે. હે પવિત્ર સરિતા ! તું મારો અંગિકાર કર. " એમ બોલી જેવી નદીમાં પડવા જાય છે તેવીજ બાબુ રજનીકાંતે પાછળથી આવી પકડી લીધી. સુશીલાને જોઇને બાબુ સાહેબના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. સુશીલાને પૂછતાં તેણે ખરી હકીકત કહી. એ સાંભળી ડોક્ટર સાહેબને ઘણું હસવું આવ્યું. " સુશીલા એ પત્ર તો એક અંગ્રેજી લવલેટર ( પ્રેમપત્રિકા )નું ભાષાંતર છે અને તે એક માસિકમાં મોકલવા મેં લખ્યું હતું, ફક્ત આટલાજ માટે જીવ આપવા તમે તૈયાર થયાં એજ કે તમારો પ્રેમ ? " સુશીલાએ સરમાઇને નીચું જોયું. અને બંને જણાં ગૃહ તરફ પાછાં ફર્યાં. પરંતુ તે દિવસથી સુશીલાએ દુષ્ટ સંશયનો ત્યાગ કર્યો.

---

# ગૃહધર્મ.

## બાળલગ્ન તથા સ્ત્રીકેળવણી.

( મિસ મેરી ટેનન્ટ નામની અમેરીકન સન્નારીએ વડોદરામાં શ્રીમંત મહારાજાની સમક્ષ ઇંગ્રેજીમાં આપેલું વ્યાખ્યાન માર્ચ તા. ૩૦. ૧૯૧૧. )

**શ્રીમંત મહારાજ સાહેબ, સન્નારીઓ, તથા સદ્ગૃહસ્થો:—**

હિન્દુલોકના રીતરીવાજ વિષે હું વ્યાખ્યાન આપું તે ધૃષ્ટતા ગણાશે. પરંતુ આ દેશનાં કલ્યાણ માટે હું ઘણીજ ઉત્સુક છું. હિંદુ સ્ત્રીઓનો સંસાર કોઇપણ રીતે સુધરે એ મારી જીવનની મોટી અભિલાષા છે. અને તેજ ઉદ્દેશ સિદ્ધ કરવા અમેરીકાથી અહીં સુધી મેં પ્રયાણ કર્યું છે. હિંદુસંસારસમાજના ઘણાક વિષયોનું અધ્યયન મેં ગયા બે વર્ષમાં કર્યું છે. મારો બધો વખત તન, મન, અને ધનથી આ દેશની સ્ત્રીઓના લાભાર્થે ગાળવાનો હું પ્રયાસ કરું છું.

આ શહેરની કન્યાશાળાઓની મેં મુલાકાત લીધી છે તેમાં કુંવારી કન્યાઓની મોટી સંખ્યા જોઇ મને સંતોષ થયો છે. છોકરાઓની હાઇસ્કુલ અને કોલેજ પણ મેં જોઇ છે.

લગ્નની રૂઢીમાં સુધારો કરવાની આવશ્યક્તા અને સ્ત્રીકેળવણી, એ વિષે આજે મારે બોલવાનો વિચાર છે.

બાળલગ્નને લીધેજ હિંદુ પ્રજાની દિન પર દિન અવનતિ થતી જેવામાં આવે છે. સ્ત્રી પુરુષ બન્નેનાં તન અને મનનો વિકાસ નથી થતો તેનું કારણ પણ એજ છે.

છોકરા તેમજ છોકરીઓના લગ્નની વય વધારવા માટે, તેમજ સ્ત્રીકેળવણીની ઉન્નતિ માટે જે જે પ્રયાસે સમસ્ત ભરતખંડમાં થાય છે તેનાથી નિઃસંશય લોકમત કેળવાશે અને ભવિષ્યમાં બાળલગ્નમાં કાંઇ ફેર પડશે.

બાળલગ્ન નિષેધક ઘણી સંસ્થાઓ સ્થપાઇ છે. દરેક સોશીઅલ કોન્ફરન્સમાં આ વિષય ચર્ચાય છે

" અજ્ઞાન, નિર્દોષ બાળકોને લગ્ન એટલે શું તેનું કાંઇ ભાન પણ હોતું નથી. તેમને એટલી ઉમરમાંથી લગ્નની ધુસરીમા નાખવા એ ઘણોજ નિર્દય આચાર છે દયા અને ન્યાયની ખાતર આપણી આંખ ઉઘડે, અને આવી ક્રૂર રૂઢીનો ઉચ્છેદ કરવાનો સતત પ્રયાસ થાય એ શું ઇષ્ટ નથી ?

રાઉસો નામે તત્વચિંતક કહે છે કે—" બાળકો માતાપિતાના પ્રતિબિંબ છે, તેમના સ્વભાવ, વિચાર, ગુણ, દોષ, બુદ્ધિ શક્તિ, શરીર શક્તિ, સર્વ તેમને અનુરૂપ જ થાય છે આ વાત માતા પિતાએ ખાસ લક્ષમાં રાખવાની અગત્ય છે.

પ્રાચીન સમયમાં બાળલગ્ન થતા નહિં. પુરૂષની માફક સ્ત્રી પણ સ્વતંત્રતા ભોગવતી. સ્ત્રીઓ કેળવાએલી હતી, અને ગૃહકાર્ય ઉપરાંત જનસમૂહના કાર્યમા તે ભાગ લેતી. યોગ્ય કેળવણીને પરિણામે જ તેમની અભિલાષા, તેમના વિચાર ઉન્નત પ્રકારના હતા. અને તેને લીધે યોગ્ય માતાઓ થતી.

બાળલગ્નથી જે દુષ્ટ પરિણામ થાય છે તે પ્રથમ તપાસીયે આ વિષય ઉપર દાક્તરી અભિપ્રાય જાણવો આવશ્યક છે એ લોકોનો મત એવો છે કે આ દેશમાં બાળકોના મૃત્યુની સંખ્યાનું પ્રમાણ અન્ય દેશ કરતાં ઘણું વધારે છે તેનું કારણ બાળલગ્ન છે આ ઉપરાંત મન, તન, બુદ્ધિ, નીતિ સર્વનો અપભ્રંશ થાય છે તાણ, હાયેસીરીસ, ચક્કર, હીસ્ટેરીઆ અને બીજા અનેક રોગ, વળી ઉછરની પ્રજાની શારીરિક ખોડ એ સર્વ બાળલગ્નને લીધે થાય છે.

શાળાઓના શિક્ષકોએ મને ઘણીવાર કહ્યું છે કે ઘણાં બાળકોને ઉપર બતાવ્યા તે રોગ થએલા હોય છે.

ધર્મશાસ્ત્ર પ્રમાણે તેમજ વૈદકશાસ્ત્ર પ્રમાણે છેક બાલ્યવયમાં જે પ્રજા થાય છે તેમનાં મન, અને તન સંપૂર્ણ ખીલી શકતાં નથી.

સુશ્રુતના ગ્રંથ પ્રમાણે પિતાની ઉમર ૨૫ વર્ષની ના હોય, અને માતા ૧૬ વર્ષની અંદરની વય હોય, ને જો ભાગ્ય જોગે તેની સંતતિ ટકે તો તેમના અવયવ નબળા રહે છે, અને શરીર હીમાયલાં રહે છે.

અસમાન વયનાં લગ્નથી ઘણુંજ ક્રુર આચાર થાય છે અને પરિણામે આત્મઘાત થાય છે. ન્યુસપેપરોમાં આવાં દૃષ્ટાન્ત ઘણી વાર વાંચવામાં આવે છે.

પચાસ વર્ષનો પુરૂષ આઠ દશ વર્ષની બાલિકા સાથે લગ્ન કરે છે. કાઠીઆવાડમાં ૭૦ વર્ષના એક ડોસાએ ૯ વર્ષની છોકરી સાથે લગ્ન કર્યું છે. આવાં દૃષ્ટાંત અનેક મળશે.

ગયા દસકાના વસ્તીપત્રકના રિપોર્ટના આંકડા નીચે આપ્યા છે. આ વર્ષના આંકડામાં કાંઇક સુધારો માલૂમ પડશે એમ આશા રાખીએ છીએ.

પરણેલી છોકરીઓ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ વર્ષની અંદરની પરણેલી છોકરીઓની | | | સંખ્યા. | ૧૦,૫૦૭. |
| ૪ વર્ષની અંદરની | ,, | ,, | ,, | ૨૫૮,૭૬૦. |
| ૫ વર્ષ થી ૯ વર્ષની | ,, | ,, | ,, | ૨,૨૦૧,૪૦૪. |
| ૧૦ વર્ષથી ૧૪ વર્ષની | ,, | ,, | ,, | ૬,૦૧૬,૭૫૯. |

આમાં પુરૂષની વય ગમે તે હશે.

બાળક વયમાં લગ્ન કર્યાથી કન્યાઓની કેળવણીમાં સ્ખલન થાય છે. કોઇ કોઇ છોકરીઓને ઘરમાં શિક્ષણ આપે છે. પણ તે જુઓ. ૧૯૦૧ ના વસ્તીપત્રકના રિપોર્ટમાં ૫ વર્ષને ૧૫ વર્ષની ૩૫,૪૦૦,૦૦૦ છોકરીઓમાંથી માત્ર ૫૦૦૦૦૦ છોકરીઓ નિશાળે જતી છે.

વળી બાળલગ્નથી, તથા અસમાન વયનાં લગ્નના પરિણામે બાળવિધવાઓની સંખ્યામાં પણ ઘણો વધારો થાય છે. અનેક નિર્દોષ છોકરીઓ—લગ્ન એટલે શું તેનો ખ્યાલ પણ આવે નહિં તે પહેલાં વૈધવ્યના દુઃખના ખાડામાં પડે છે.

આ દેશમાં બાળવિધવાની સંખ્યા નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| ૧ વર્ષની થયેલી વિધવા. | | ૮૫૯ |
| ૧ થી ૨ વર્ષની | ,, | ૧૦૩૯ |
| ૨ થી ૩ ,, | ,, | ૧૮૮૬ |
| ૩ થી ૪ ,, | ,, | ૩૭૩૨ |
| ૪ થી ૫ ,, | ,, | ૮૧૮૦ |
| ૫ થી ૧૦ ,, | ,, | ૭૮૪૦૭ |
| ૧૦ થી ૧૫ ,, | ,, | ૨૨૭૩૬૭ |
| | | કુલ. ૩૨૧,૪૭૦. |

સ્ત્રીઓની સ્થિતિ ઉપરથી દેશની સ્થિતિની પરીક્ષા કરી શકાય છે. સ્ત્રીની સાંસારિક સ્થિતિ તે તે દેશનું 'બેરોમિટર' (સ્થિતિમાપકયંત્ર) છે. આનું કારણ શું ? કારણ એટલું જ કે તે પ્રજાની માતા છે.

હવે આ દેશના યુવકની સ્થિતિનો વિચાર કરીએ. તેનો અભ્યાસક્રમ પૂરો થાય તે પહેલાં તો તેનું લગ્ન થાય. તેના ઉપર કુટુંબના ભરણ પોષણનો બોજો પડે, આ રીતે તેને કેટલાં કષ્ટ ભોગવવાં પડે છે ! જીવનમાં નિરાશ થવાથી, લગ્ન પ્રસંગનાં અત્યંત ખર્ચથી, બાળકોના ભવિષ્યની ચિંતાથી, અને આ પ્રકારના અનેક વિચારથી સંસારનો બોજો એને અસહ્ય લાગે છે. અને ઘણીવાર તો જીવને પણ હાની થાય છે.

આ પ્રકારના સાંસારિક દુષ્ટ રીવાજોને લીધે સમગ્ર પ્રજાની અવનતિ થાય છે. અને તે સર્વમાં બાળલગ્નની દુષ્ટ રૂઢી પ્રથમ સ્થાને આવે છે. બાળક સમજણું થાય તે પહેલાં તેને શિર લગ્નનો બોજો નાંખવો એ ખરેજ ઘણી ક્રુર વર્તણુક છે.

હિન્દુશાસ્ત્ર તથા પુરાણોમાં જોઈશું તો જણાશે કે પ્રાચીન સમયમાં બાળલગ્નની રૂઢી પ્રચલિત નહોતી. કૃષ્ણ અને રૂક્મિણી, અર્જુન ને સુભદ્રા, નળ અને દમયંતી સર્વનાં લગ્ન પુખ્ત વયે થએલાં જણાય છે. પ્રચલિત રૂઢીને વિવેક વગર વળગી રહેવું એ તો ઘેલી શ્રદ્ધા કહેવાય. જેમ જેમ બુદ્ધિ અને વિવેકશક્તિ ખીલે તેમ તેમ આચાર વિચારમાં ફેર થવો જરૂરનો છે. જે રીવાજોથી પ્રજાનો નાશ થતો હોય અને જે રીવાજો કુદરતના નિયમની વિરૂદ્ધ હોય તેવા રીવાજ દૂર કરવા જોઇએ. બાળલગ્નની રૂઢી દૂર કરીને પ્રજાની ઉન્નતિ કરવાનો પ્રથમ ઉપાય એજ છે કે સ્ત્રીકેળવણી ઉપર વિશેષ લક્ષ આપવું. સ્ત્રીઓને યોગ્ય કેળવણી આપવી જોઇએ–વિવિધ વિષયોનું જ્ઞાન આપવું જોઇએ–માતાના ધર્મ વિષે સંપૂર્ણ જ્ઞાન હોવું જોઇએ. અને હાલ જે પશુવત્ જીવન સ્ત્રીઓ ગાળે છે, તેમાંથી તેનો ઉદ્ધાર કરવો જોઇએ. સાંસારિક સુધારાનો પ્રચાર સર્વદેશીય થવો જોઇએ. પ્રગતિ એ કુદરતનો નિયમ છે. તેને અનુકૂલ દરેક મનુષ્યને પોતાનાં કર્તવ્યનું ભાન થવું જોઇએ. સાહિત્ય, વિજ્ઞાન, સર્વનો લાભ પુરૂષ સ્ત્રીને એક સરખો મળવો જોઇએ.

કેળવણીને લીધે ગૃહજીવનમાં રસિકતા, રમણીયતા અને સુખની વૃદ્ધિ થશે. અજ્ઞાનને લીધે કુટુંબકલેશ અને બીજા અનેક અનર્થ થાય છે. ગૃહિણી તે ગૃહની રાણી છે. બાળકને સત્ય, નીતિને માર્ગે દોરનાર માતાજ છે. ગૃહની શાન્તિનો નાશ પણ અજ્ઞાન માતાને લીધે થાય છે.

બાળલગ્નનાં દુષ્ટ પરિણામથી પુરૂષ વાંઢો હોય. પરંતુ સ્ત્રીનો એકમત ના થતો હોય. નવ દશ વર્ષની કન્યાનું લગ્ન કરવાનો તેનો દૃઢ આગ્રહ હોય. પુરૂષ ગમે એટલો પ્રયાસ કરે. પણ અજ્ઞાન સ્ત્રીની આગળ તેનું કાંઈ ચાલે નહિં અને પોતાના વિચાર પ્રમાણે વર્તી શકે નહિ. આવા દૃષ્ટાન્ત ઘણાં બને છે.

સર્વ કુટુંબમાં આમજ થાય છે એમ મારૂં કહેવું નથી. જે કુટુંબમાં સ્ત્રીઓને યોગ્ય કેળવણી આપવામાં આવે છે, તેમના વિચારો ઉન્નત જ હોય છે.

હિન્દુ લગ્નની રૂઢીમાં સુધારો કરવાને માટે સ્ત્રીઓની પાંચ સંસ્થાઓ સ્થાપવામાં આવી છે. અમેરીકામાં "માતાઓનાં નેશનલ કોંગ્રેસ" નામની સંસ્થા છે તેના ઉદ્દેશ નીચે પ્રમાણે છે

ગૃહજીવનની ઉન્નતિ કરવી. બાળકોનાં મન તથા તન બરોબર ખીલે તેને માટે માતા પિતાને ઉપદેશ કરવો. શાળાના શિક્ષક, તથા છોકરાંના મા બાપનો પરસ્પર પરિચય વધારવો. (આથી છોકરાંની કેળવણીમાં બહુ લાભ છે.) છોકરાંનાં ધર્મ, મન, અને બુદ્ધિ ખીલે એવા સંસ્કાર આપવા. દેશની ઉન્નતિનાં દરેક કાર્યમાં સ્ત્રી પુરૂષે એકત્ર થઇને કામ કરવું.

હિન્દુસ્થાનમાં " હિન્દુ લગ્ન સુધારાની સમિતિ " ના ઉદ્દેશ પણ આ ધોરણપર રાખવામાં આવ્યા છે.

એ હેતુ સફળ થવાને માટે અનેક ઉપાય યોજવાની જરૂર છે. આ સમિતિના ઉદ્દેશ પુસ્તક, માસિક, વર્તમાન પત્ર ઇત્યાદિ દ્વારા સર્વને વિદિત કરવા.

યુનિવર્સીટી તથા કોલેજમાં એવો નિયમ રાખવો કે અભ્યાસક્રમ ચાલતો હોય તે વખતે છોકરાઓનાં લગ્ન થવા ના દેવાં. તેમજ પ્રોફેસરો, દાક્તરો અને અન્ય ગૃહસ્થોએ આ વિષય પર વારંવાર ભાષણ આપવાં અને વિદ્યાર્થીએ માંહો માંહે આ વિષયની ચર્ચા કરવી.

કેટલીક કૉલેજમાં એવો ધારો છે કે પરણેલા વિદ્યાર્થી પાસે બેવડી ફી લેવી.

વળી એવા વિદ્યાર્થીઓને સ્કૉલરશિપ, ચાંદ, ઇનામ, તથા સ્પર્ધાની પરીક્ષા આપવાની પરવાનગી આપવામાં આવતી નથી. એનું એટલુંજ કારણ કે એવી રીતે રોકાણ કર્યાથી આ દુષ્ટ રૂઢીનું બંધન કાંઇક શિથિલ થાય.

બનારસની સેંટ્રલ હિંદુ કૉલેજમાં અને પુનાની ફર્ગ્યુસન કોલેજમાં માત્ર કુંવારા છોકરાઓની ફી માફ કરવામાં આવે છે. છોકરાંઓને પોતાની ઇચ્છાવિરૂદ્ધ મા બાપ પરણાવે ને તેમના અભ્યાસમાં આવી આપદા પડે એ બહુ જ દયાજનક છે.

તેથી સર્વ યુવકોને મારી વિનંતી છે કે, તમારો અભ્યાસ પૂરો થાય તે પહેલાં તમે કોઇ લગ્ન કરશો નહિં. ઘણા પ્રોફેસરોનો એવો મત છે કે બાળલગ્નને લીધે વિદ્યાર્થીનાં મગજ મંદ પડી જાય છે.

બરોડા કૉલેજમાં ૩૨૩ વિદ્યાર્થીઓ છે અને હાઇસ્કુલમાં ૯૦૦ છે તેમાંના ૨૧૦ વિદ્યાર્થીમાંથી ૬૪ પરણેલા વિદ્યાર્થી છે.

કન્યાશાળામાં પરણેલી બાળાઓની સંખ્યા થોડી છે. અને ફરજીઆત કેળવણી દાખલ કરવામાં આવી છે, ત્યારથી અભ્યાસ કરતી બાળાઓની સંખ્યામાં ઘણો વધારો થયો છે.

હિન્દુલગ્નસુધારક સમિતિના ઉદ્દેશ નીચે પ્રમાણે રાખવામાં આવ્યા છેઃ

૧ છોકરા અને છોકરીનાં લગ્નની વયમાં વધારો કરવો; અને સ્ત્રીકેળવણીનો વધારે પ્રચાર કરવો.

૨ ભાષણ, પુસ્તક, ચોપાનીઆં, ઇત્યાદિ દ્વારા આ વિષયમાં લોકમત કેળવવો.

૩ લગ્ન પ્રસંગે થતા ખર્ચમાં ઘટાડો કરવો.

અલ્હાબાદ, લકનૌ, કાનપુર, મથુરાં, અલિગઢ, દિલ્હી, મીરત, દેરાદૂન, અંબાલા, લુદીઆણા, જાલંદર, અમૃતસર, લહોર, ફીરોઝપુર, સહરાનપુર, અજમેર, વડોદરા, અને મદ્રાસ, આ સર્વ સ્થળે આ સમિતિની શાખા સ્થાપવામાં આવી છે. આ વિષય એટલો અગત્યનો છે કે તેને માટે જલદીથી ઉપાય લેવાવા જોઇએ. લગ્નકાર્યમાં પુષ્કળ ખર્ચ કરવો, સ્ત્રીઓને અજ્ઞાન રાખવી, પ્રજાની શારીરિક ક્ષીણતા વધારવી. આ સર્વ દુષ્ટ રીવાજોને લીધે થાય છે. તેવી રૂઢીઓનો ઉચ્છેદ કરવાને સર્વનો સંયુક્ત પ્રયાસ થશે તોજ સારૂં પરિણામ આવશે.

—સૌ. શારદા મહેતા.

સ્ત્રીઓની સ્થિતિ ઉપરથી દેશની સ્થિતિની પરીક્ષા કરી શકાય છે. સ્ત્રીની સાંસારિક સ્થિતિ તે તે દેશનું 'બેરોમિટર' (સ્થિતિમાપકયંત્ર) છે. આનું કારણ શું ? કારણ કેમકે એજ કે તે પ્રજાની માતા છે.

હવે આ દેશના યુવકની સ્થિતિનો વિચાર કરીએ. તેનો અભ્યાસક્રમ પૂરો થાય તે પહેલાં તો તેનું લગ્ન થાય. તેના ઉપર કુટુંબના ભરણ પોષણનો બોજો પડે, આ રીતે તેને કેટલાં કષ્ટ ભોગવવાં પડે છે ! જીવનમાં નિરાશ થવાથી, લગ્ન પ્રસંગનાં અત્યંત ખર્ચથી, બાળકોના ભવિષ્યની ચિંતાથી, અને આ પ્રકારના અનેક વિચારથી સંસારનો બોજો એને અસહ્ય લાગે છે. અને ઘણીવાર તો જીવને પણ હાની થાય છે.

આ પ્રકારના સાંસારિક દુષ્ટ રીવાજોને લીધે સમગ્ર પ્રજાની અવનતિ થાય છે. અને તે સર્વમાં બાળલગ્નની દુષ્ટ રૂઢી પ્રથમ સ્થાને આવે છે. બાળક સમજણું થાય તે પહેલાં તેને શિર લગ્નનો બોજો નાંખવો એ ખરેજ ઘણી ક્રુર વર્તણુક છે.

હિન્દુશાસ્ત્ર તથા પુરાણોમાં જોઈશું તો જણાશે કે પ્રાચીન સમયમાં બાળલગ્નની રૂઢી પ્રચલિત નહોતી. કૃષ્ણ અને રૂક્મિણી, અર્જુન ને સુભદ્રા, નળ અને દમયંતી સર્વનાં લગ્ન પુખ્ત વયે થએલાં જણાય છે. પ્રચલિત કરીને વિવેક વગર વળગી રહેવું એ તો ઘેલી શ્રદ્ધા કહેવાય. જેમ જેમ બુદ્ધિ અને વિવેકશક્તિ ખીલે તેમ તેમ આચાર વિચારમાં ફેર થવો જરૂરનો છે. જે રીવાજોથી પ્રજાનો નાશ થતો હોય અને જે રીવાજો કુદરતના નિયમની વિરૂદ્ધ હોય તેવા રીવાજ દૂર કરવા જોઈએ. બાળલગ્નની રૂઢી દૂર કરીને પ્રજાની ઉન્નતિ કરવાનો પ્રથમ ઉપાય એજ છે કે સ્ત્રીકેળવણી ઉપર વિશેષ લક્ષ આપવું. સ્ત્રીઓને યોગ્ય કેળવણી આપવી જોઈએ-વિવિધ વિષયોનું જ્ઞાન આપવું જોઈએ-માતાના ધર્મ વિષે સંપૂર્ણ જ્ઞાન હોવું જોઈએ. અને હાલ જે પશુવત્ જીવન સ્ત્રીઓ ગાળે છે, તેમાંથી તેનો, ઉદ્ધાર કરવો જોઈએ. સાંસારિક સુધારાનો પ્રચાર સર્વદેશીય થવો જોઈએ. પ્રગતિ એ કુદરતનો નિયમ છે. તેને અનુકૂલ દરેક મનુષ્યને પોતાનાં કર્તવ્યનું ભાન થવું જોઈએ. સાહિત્ય, વિજ્ઞાન, સર્વનો લાભ પુરૂષ સ્ત્રીને એક સરખો મળવો જોઈએ.

કેળવણીને લીધે ગૃહજીવનમાં રસિકતા, રમણીયતા અને સુખની વૃદ્ધિ થશે. અજ્ઞાનને લીધે કુટુંબકલેશ અને બીજા અનેક અનર્થ થાય છે. ગૃહિણી તે ગૃહની રાણી છે. બાળકને સત્ય, નીતિને માર્ગે દોરનાર માતાજ છે. ગૃહની શાન્તિનો નાશ પણ અજ્ઞાન માતાને લીધે થાય છે.

બાળલગ્નનાં દુષ્ટ પરિણામથી પુરૂષ વાકેફ હોય. પરંતુ સ્ત્રીનો એકમત ના થતો હોય. નવ દશ વર્ષની કન્યાનું લગ્ન કરવાનો તેનો દૃઢ આગ્રહ હોય. પુરૂષ ગમે એટલો પ્રયાસ કરે. પણ અજ્ઞાન સ્ત્રીની આગળ તેનું કાંઈ ચાલે નહિં અને પોતાના વિચાર પ્રમાણે વર્તી શકે નહિ. આવાં દૃષ્ટાન્ત ઘણાં બને છે.

સર્વ કુટુંબમાં આમજ થાય છે એમ મારૂં કહેવું નથી. જે કુટુંબમાં સ્ત્રીઓને યોગ્ય કેળવણી આપવામાં આવે છે, તેમના વિચારો ઉન્નત જ હોય છે.

હિન્દુ લગ્નની રૂઢીમાં સુધારો કરવાને માટે સ્ત્રીઓની પાંચ સંસ્થાઓ સ્થાપવામાં આવી છે. અમેરીકામાં "માતાઓની નેશનલ કૉંગ્રેસ" નામની સંસ્થા છે તેના ઉદ્દેશ નીચે પ્રમાણે છે

દુર્બુદ્ધિ, અપ્રમાણિકતા, આદિ અનેક ચારિત્ર્યદૂષણો માટે આગળ વધેલા વિચારના ઉત્સાહી જુવાનીયાઓને શું અફસોસ ન થાય? મને તો લાગે છે કે ભલે આપણે દેશકાળના કાયદાને માન આપીએ અને આપવું જોઇએ, તો પણ આપણું અંતર તો બળે છે, અને તે બીજા કોઇ કારણસર નહિ, પણ માત્ર જ્ઞાનને લીધેજ. જો આપણને આવું ઉત્તમ જ્ઞાન ન મળ્યું હોત તો આપણે બીજા સાધારણ માણસોની પેઠે આવી બાબતોમાં દિલગીર થાત નહિ. પણ જ્ઞાનની સાથે ફરજો વધી છે. અને લખવા બોલવાનું વર્તનમાં ઉતારતાં પડતી મહાભારત મુશ્કેલીઓને લીધે આપણે આપણા અંતરના શુભ હેતુઓ પૂર્ણ રીતે આચારમાં ઉતારી શકતા નથી અને તેથી એટલે દરજ્જે આપણી ફરજો બજાવી શકતા નથી, એ માટે મને અફસોસ થાય છે.

૧૦ બંધુ! અજ્ઞાનપણાને લીધે, જુની રૂઢીઓની ગુલામગીરીઓને લીધે, જુની અને નવી કેળવણીમાં પડતા મતભેદને લીધે, જ્ઞાનને લીધે, આપણામાં નવી આશાઓ જાગ્રત થઇ છે પણ તે આશાઓને જોવું જોઇએ તેવું પોષણ મળતું નથી તેને લીધે, સ્ત્રીઓમાં કેળવણી નથી તેથી વિદ્વાનાં કજોડાં થાય છે તથા માબાપોના સ્વાર્થને ખાતર, સમજણ વિનાના અને પ્રેમ વિનાનાં લગ્નો થાય છે તેને લીધે, જુના વિચારનાં માબાપો અને નવા વિચારમાં કેળવાયેલા જુવાનીયાઓ વચ્ચે જે મતભેદ થાય છે તેને લીધે, પ્રજાના આગેવાનોના વિચારોમાં અરસપરસ મહાન મતભેદ થાય છે તેને લીધે, આપણા ઘરસંસારી રિવાજોમાં ઘણી જાતના ગોટાળા ચાલે છે તેને લીધે અને આપણા ધર્મમાં તથા આપણા વ્યવહારમાં દરેક ઠેકાણે જે પોલમપોલ ઘુસી ગઇ છે તેને લીધે, આપણે આપણા અંતઃકરણની ઇચ્છા પ્રમાણે—પ્રેરણા પ્રમાણે—ઇશ્વરના હુકમ પ્રમાણે—કુદરતના નિયમ પ્રમાણે અને પ્રકૃતિના સ્વભાવ પ્રમાણે ચાલી શકતા નથી, તેથી જે માનસિક વેદનાઓ હાલના વખતમાં આપણને ભોગવવી પડે છે અને તેમાં પણ સત્યશોધક જીજ્ઞાસુઓને તથા જ્ઞાનમાં આગળ વધેલા સેવકોને જે મુસ્કેલીઓ ભોગવવી પડે છે તે વાત પણ કાંઇ ભુલી જવા જેવી નથી. એ દુઃખ પણ બહુ મ્હોટું છે. એ દુઃખ આપણને સૌને થોડું ઘણું વારંવાર ભોગવવું પડે છે.

૧૧ બંધુ! આપણાં આ બધાં દુઃખો શું થોડાં છે? નહિ. પણ તેમ છતાં એ બધા દુઃખો કદાચ ખમાય, પણ બૈરી ખરાબ હોય એ દુઃખ નહિ ખમાય, કારણકે જ્યારે ઘરમાં આવીએ ત્યારે આ બધાં દુઃખો થોડો વખત ભૂલી શકાય છે, પણ તેને બદલે એ બધાં દુઃખોમાં બળી રહેલો માણસ જ્યારે ઘરમાં આવે ત્યારે ત્યાં પણ તેની સામે હોળી સળગતી હોય એ કેમ ખમાય? બંધુ! યાદ રાખજો કે બહારનાં દુઃખો પુરૂષોથી ખમી શકાય, પણ ઘરનાં દુઃખો કોઇથી ખમી શકાતાં નથી. બાયડીનાં દુઃખોમાં ઘણા માણસો દીવાના થઇ જાય છે, અને ઘણા માણસો આપઘાત કરીને મરે છે, તથા ઘણા માણસો ખુવાર થઇ જાય છે, એ શું તમે નથી જાણતા? આપણો ઓળખાણવાળો હરીભાઇ બાયડીઓના કંકાસને લીધે રેલ્વે નીચે કચરાઇને મરી ગયો એ શું તમે નથી જાણતા? બંધુ! બહારનાં દુઃખો ખમી શકાય, પણ ઉત્સાહી નિત્ર લાગણીવાળા જુવાન માણસોથી બાયડીઓનાં દુઃખો ખમી શકાતાં નથી. અને તેમ છતાં અફસોસ કે હાલના વખતમાં આપણા ઘણા બંધુઓને મ્હારી પેઠે એજ જાતનાં મુખ્ય દુઃખો હોય છે. એ માટે તમારા ભલા ભાઇઓએ કાંઇક કરવું જોઇએ અને અમારી જીંદગીમાં ઝેર રેડાતું અટકાવવું જોઇએ.

તમે મને ભલામણ કરો છો કે તમે તમારી બેહેનને ભણાવો, પણ એમા કેટલી મુશ્કેલી છે અને એમા કેટલો બધો કંટાળો છે એ તમે જાણો છો? તમારી સૂચના અગાઉ જ મ્હે એ બાબતમા કાંઈ કાંઈ કરી જોયુ હતુ, પણ તેમા હું નિષ્ફળ થયો છું. જેમકે મારા અમૂલ્ય વખતનો ભોગ આપીને હું તેને શીખવવા બેસતો પણ તે ધ્યાન આપતી નહિ, અને વચ્ચે વચ્ચે નકામી વાતો કરતી. જે વખતે મને કાંઈ નવી વાત સમજાવવાની મરજી પડતી હોય ને મ્હારા મગજમા ગંભીરતા તથા ઉંડાણ હોય ત્યારે તે જાણે મ્હારી મશ્કરી હોય તેમ સામી હસી પડતી. હું તેને જ્યારે બોલાવુ ત્યારે આવવામા તે વાર લગાડતી પણ અર્ધો કલાક તો તેને કાંઈ હિસાબમા નહી, એટલા વખત તો મ્હારે એ બાઈસાહેબની વાટ જોયા કરવી પડે. હું કાંઈક ઉંચી ઉંચી વાતો તેને કહુ પણ અફસોસ કે એનો તે ઉંધોજ અર્થ સમજે. હું તેને શીખવુ તેથી તે ખુશી થતી નહિ, પણ એથી તે કંટાળતી, અને જાણે મ્હારી ઉપર ઉપકાર કરવા સારૂ શીખતી હોય એવો દેખાવ તે કરતી. હું જ્યારે તેને ચોપડીમા ધ્યાન રાખવાનુ કહુ ત્યારે પણ તેને પાંચ દશ વખત બારીમાંથી બહાર જોઈ લેવાનુ મન થયા કરે ને એ પ્રમાણે બહાર નજર નાખ્યા કરે, એટલુંજ નહી પણ જ્યારે કાંઈક વાજાં બાજાં સાંભળે અથવા ગલીમા કાંઈ મ્હોટો અવાજ સાંભળે કે કોઈને લડતા સાંભળે તો તો એ ટાણે ત્યા ગયા વિના ચેનજ નહિ એ તો જાણે બાપનો ગરાસ જ. કલાક બેસવુ પડે તેમા પણ કાંઈ કાંઈ બહાના કહાડીને પાંચસાત વખત ઉઠે ત્યારે તેને નિરાંત વળે બધુ! થોડા દિવસમા આવી આવી મેકડા બાબતો જોઈને હું બહુજ કંટાળી ગયો છું, અને મ્હારી ધીરજ ખુટી ગઈ છે, તેથી મ્હે તો ઠરાવજ કર્યો છે કે કદીપણ સ્ત્રીઓને ભણાવવાની માથાકુટ કરવીજ નહિ એ મ્હારૂ કામ નથી તમે એ કામ કેમ કરી શકતા તે અજાયબી લાગે છે. હું તો એક અઠવાડીયામા તોબા તોબા થઈ ગયો છું, માટે હવે ફરીથી હું એ અખતરો અજમાવવા ઇચ્છતો નથી બીજો કાંઈ ઉપાય તમારા ધ્યાનમા હોય તો લખજો, બાકી મ્હારી બાઈડીને ભણાવવાનુ કામ મ્હારાથી બની શકે તેમ નથી—હાલ એજ

તમારો
મોતીલાલ.

## પુતળીઓ અને સ્ત્રીપણાવાળી સ્ત્રીઓ.

" આપણા સંસારમા હાલ જે સ્ત્રીઓ છે તેમાં ખરેખરાં સ્ત્રીપણાવાળી સ્ત્રી તો કોઈકજ છે બાકી તો બધી સ્ત્રીઓના આકારનાં પુતળાં જેવી છે જ્યારે પણ એ સ્ત્રીઓના આકારના પુતળા પણ જ્યારે આપણા ઘર સંસારમા આટલી બધી સત્તા ભોગવે છે ત્યારે દેશની દેવિયો, પ્રેમની મૂર્તિયો, સૌન્દર્યના ભંડારો, આનંદના અવતારો, કુદરતની સખીઓ, સંસારમા સ્વર્ગ લાવનારી, અને દેવોની પ્રતિનિધી સ્ત્રીઓ પોતાનુ તથા જગતનું કેટલુ બધુ કલ્યાણ કરી શકશે અને પોતાના પ્રેમથી પુરૂષો ઉપર કેટલી બધી સત્તા ચલાવી શકશે એ વિચાર તો કરો! સ્ત્રીઓ પોતાના અંતઃકરણની સરળતાથી જગતમાંથી ઘણી જાતના પાપો ઓછા કરી શકશે, સ્ત્રીઓ પોતાની દયાની લાગણીથી આ દુનિયામાંથી ઘણી જાતના દુઃખો ઓછાં કરી શકશે સ્ત્રીઓ પોતાના આનંદિપણાથી તેઓની સ્વભાવના ઉપડી ગયેલા પુરૂષોને કાબુમા રાખી શકશે, સ્ત્રીઓ પોતાની મધુરી વાણીથી જગતમા મિઠાશ લાવી શકશે, સ્ત્રીઓ પોતાના પ્રેમથી પુરૂષમા પુરૂષાર્થ વધારી શકશે, સ્ત્રીઓ પોતાના સૌન્દર્યના બળથી જગતને નવું સૌન્દર્ય આપી શકશે.'

અમૃતલાલ પઢિયારકૃત 'સ્ત્રીઓનું સ્વર્ગ.'

# बालमित्र.

## અટકચાળાં બિલાડીનાં બચ્ચાં.

એક બિલાડીને ત્રણ બચ્ચાં હતાં. બે બચ્ચાં સાવ કાળાં હતાં. એકનું નામ ઘોધર ને બીજાનું નામ બાધડો. ત્રીજું બચ્ચું કાબરચિત્રું હતું એનું-નામ મિનિ હતું. આ ત્રણે બચ્ચાં માને બહુ વ્હાલાં, મા બહુ સારી અને છોકરાં સારાં થાય એટલા માટે બહુ સંભાળ રાખની પણ નકામી.

એક મોટા બંગલાના રસોડાના ભાગમાં મા અને બચ્ચાં રહેતાં હતાં. ચોરીને ખાવું અથવા ભાણામાંથી ઉપાડી જવું એ ખોટું છે એમ મા સમજતી; એ ન્હાની હતી ત્યારે એવું શીખી હતી, પણ બચ્ચાં માનું કહ્યું માનતાં નહોતાં.

બધાંમાં ઘોધર તોફાની હતો. બારીમાં, અટારીયામાંથી અને કેટલીકવાર થાળીમાંથી એ રોટલી વગેરે ઉપાડી લેવા ચુકતો નહિ. વારંવાર મા ઠપકો આપતી પણ માનું સાંભળતો જ નહિ.

બાધડાને ચોરવાની ટેવ નહોતી પણ વાડકીમાં દૂધ પીવા આવે કે તરત ઢોળી નાંખે ને ભોંય પડેલું ચાટે. રોટલી એક ઠેકાણે બેસીને ન ખાતાં-કકડા કકડા કરી ન્હાસતાં ન્હાસતાં ખાય. મા એવી ખરાબ ટેવ છોડી દેવા બહુ કહેતી પણ એની કટેવ ગઈ નહિ.

**મીની** ઢોળતી ફોડતી નહિં પણ એને કકડે કકડે ખાવાની ટેવ હતી. એક ચાંગળું દૂધ પી અને વળી બ્હાર જાય વળી આવે ને જાય દહાડામાં પાંચ ૭ વખત ખાય.

ઘોધર બાધડા કે **મીની**ની માફક ઘણાં છોકરાંને ટેવ હોય છે. કેટલાંકને ઘોધરની માફક ચોરવાની ટેવ હોય છે, ત્યારે કેટલાક બાધડાની માફક ઢોળે ફોડે છે અને કેટલાક **મીની**ની માફક ટુકડાખાઉ અને અસ્થિર હોય છે. આ ત્રણે છોકરાંને શી રીતે સુધારવાં એ વિચાર એમની માને હમેશાં આવતો.

એક દિવસ માએ છોકરાંને કહ્યું "હવે તમે મોટાં થયાં આજ તમને હું ઉપર લઇ જઈશ ને શેઠનાં છોકરાંઓ રહે છે તે ઓરડો જોજો ! એ ઓરડામાં રમકડાં વગેરે હશે." બચ્ચાં ત્યાં શું હશે તે જોવાને એટલાં તો આતુર થઇ ગયાં કે મા કયારે લઇ જાય એવું થયું.

બચ્ચાં માની પાછળ પાછળ ચાલ્યાં અત્યાર સુધી બચ્ચાં બહાર નિકળ્યાં નહોતાં એટલે થાક લાગ્યો; રસ્તામાં જરા આરામ લેવા ઉભાં. આખરે દાદરો ચ્હડી છોકરાંઓના ઓરડા પાસે આવી પહોંચ્યાં. બારણા પાસે આવી બિલાડીએ 'મીઆંઉં' કર્યું એટલે છોડીઆએ બારણું ઉઘાડયું. બિલાડી અને બચ્ચાં અંદર દાખલ થયાં. ઘોધરથી ઉમરો ઓળંગાયો નહિ એટલે માએ સંભાળથી મ્હોંમાં પકડી અંદર છોડીઆની ન્હાની બેન રતનના ખોળામાં ઘોધરને મુકયો. રતન તો ઘોધરને જોઈ ખુશ ખુશ થઈ અને હાથમાં લઇ પંપાળવા રમાડવા લાગી. નરોતમે બાધડાને જોતાંજ ઉપાડી લીધો અને તેની સાથે દડે રમવા લાગ્યો. નરોતમ દડો ફેંકે કે બાધડો પાછળ દોડે. દડાને મ્હોંમાં પકડે, પંજા મારે, પંજામાં પકડી કરડે અને એમ કર્યા કરે. એ જોઇ ઘોધર અને **મીની** પણ રમતમાં ભાગ લેવા લાગ્યાં. આખરે થાક્યાં ત્યારે રમત બંધ રહી. **મીની** વીજળી પાસે હતી. છોકરાંઓ બચ્ચાં સાથે રમતાં હતાં ત્યાં ટીફીનની વખત થઇ દૂધના ન્હાના પ્યાલા અને પુરીની તાસકો આવી; છોકરાં ખાવાને બેઠાં એટલામાં ઘોધર નજર ચુકાવી પૂરી લેવા ગયો,

ત્યા પ્યાલાને ઠેસ વાગવાથી દૂધ ઢોળાયું. છોકરાંના કાકા બગડ્યા બાધડો દૂધ ચાટવા લાગ્યો. મીની પણ ચાટવા મંડી દૂધ–ચાટવાથી જાજીમ બગડી ને છોકરા દિલગીર થયા

બિલાડીએ બચ્ચાંઓને ઠપકો આપો

"હવે આવી ગંદી જગામા ખાવુ કેમ ગમે? આ ભાઇ બ્હેનોના કપડા બગડ્યા અહીં કીડીઓ, માખીઓ થશે આમ કરો તે સારૂં? તમને ખાવાનુ ન મળત? ચોપર તુ તો બહુ ઉતાવળીઓ ને તોફાનીજ રહ્યો!"

છોકરાએ ટીરીન શરૂ કર્યું તો ખરૂં પણ દીલગીરીથી પુરી હેઠળ ઢોળાયલા ચાહમા પલળી હતી ચાહ ઠારી ઠરી થયો હતો, પુરીના કકડા વેરાયા હતા

બિલાડીએ બચ્ચાને બહાર કાઢ્યા અંદરથી છોકરાનો અવાજને પ્યાલા તાસકનો ખખડાટ આવતો હતો પણ બચ્ચાથી અંદર જવાય એમ હતુ નહિ માએ હોંશ રસોડામાં જવાનુ કહ્યુ ત્યારે બચ્ચા બોલ્યા–મા હમને અંદર જવા દે અને ભાઇ બેનો કેવી રીતે જમે છે તે જોવા દે

બિલાડીએ ફરીને છોકરાને બોલાવ્યા અને માફી માગી ત્યારે અંદર દાખલ થવા દીધા. બચ્ચાને હારબંધ બેસાડી બિલાડી આગળ બેઠી

બિલાડી—જુઓ, નરોત્તમ તમારા જેવો ઉતાવળીયો નથી કે જે આવે તે ચાટવા માંડે થાળીમા બધુ પીરસાય ત્યા સુધી છાનોમાનો બેશી રહે છે.

છોકરા—ઠીક

બિલાડી—કોરીનો પ્યાલો હાથમા લઈ આખા ઓરડામા દોડતો નથી સમજ્યા?

છોકરા—હા

બિલાડી—કેવા ડાહ્યા છોકરા છે! એમના જેવા ક્યારે થશો?

આમ ઠરે ઠેરે બેસીને જમાય એમ અમારાથી થવુ મુશ્કેલ છે એમ બચ્ચાં ધારતાં હતાં એટલે બાવડો બોલી ઉઠ્યો હે મા! બધા છોકરાં આમ શેશીને ખાતા હશે? માએ જવાબ દીધો ના પણ સારા છોકરા તો એમજ ખાય હમને આ છોકરા જેવા ડાહ્યા થએલા જોઇશ ત્યારે હુ રાજી થઇશ આટલા માટે હું વારવાર ઠપકો આપુછુ

મીની—મા! તુ અમને બહુજ લ્હડે છે.

બિલાડી—હા હુ પણ જાણુછુ કે તમને લ્હડુછુ પણ તમે મુને બહુજ હેરાન કરોછો જો માગ કહેવા ઉપર જરા પણ ધ્યાન આપતા હત તો મારે લ્હડવું પડત નહિ.

જમ્યા પછી છોકરા થોડી વાર રમ્યા અને સુવાની વખત થઇ એટલે છોકરાએ કહ્યુ આ બચ્ચાં અમારી સાથે ન સુવે?

બિલાડીએ કહ્યુ, ના! હજી હમારી જોડ સુવાને લાયક થયા નથી. બચ્ચા આ સાંભળી બહુજ નાખુશી થયા ને કમને હેઠળ ગયા સૂતાં પહેલા બિલાડીએ હમને હારમાં ઉભાં રાખ્યા ને પૂછ્યુ કહો હમને ત્રણ વાના સંભાળી રાખવાનાં કહ્યા હતા તે સાંભરે છે, બોલો ક્યા ત્રણ વાના?

ગોવર—ખાવા માટે ઝડપ મારવી નહિ ને ઉતાવળા ન થતા બધુ પીરસાઇ રહે અથવા આપણુને આવે ત્યા સુધી વાટ્ય જોવી.

બાવડો—ઢોળ ફોડ ન કરવી

મીની—ખાતા ખાતા ઘમસાણ ન કરવી એક ઠેકાણે બેસી નિરાંતે ખાવુ.

બિલાડી—ઠીક! હમને સાંભરે છે ખરૂ. ચાલો હવે જાવ બચ્ચા નિરાંતે સુતાં અને સ્વપ્નામા છોકરા જોડે રમતા હોવ અને ખાતા હોય એમ લાગ્યુ.

—જોગીન્દરાવ રતનલાલ દિવેટીયા.

# વર્તમાનરંગ.

## અમારૂં ગયું વર્ષ.

પ્રભુકૃપાથી **સુન્દરી સુબોધનું** નવમું વર્ષ શરૂ થયું છે. **બન્ધુસમાજ** તરફથી આ પત્ર દ્વારા સાતવર્ષ સુધી ગૂજરાતી પ્રજા સમૂહની જે સપ્રેમ સેવા કરવામાં આવી-છે, તે અમારાં વાચક મિત્રોથી અજાત નથી. ગત વર્ષમાં કેટલાંક અનિવાર્ય કારણોને લઇને **સુન્દરી સુબોધનું** સ્વામિત્વ એક સભાસદને સોંપી દેવાનું **બન્ધુસમાજને** યોગ્ય લાગ્યું હતું અને તેથી પત્રની સઘળી જવાબદારી આઠમા વર્ષના પ્રારંભની લગભગથી તે સભાસદને માથેજ છે, છતાં અમારા મંડળ તરફની સમાજસેવા યથાશક્તિ ચાલુ છે, એમ કહેવાની જરૂર નથી.*

**સુન્દરી સુબોધ** માસિક પત્રનો પ્હેલો અંક ઇ. સ. ૧૯૦૩ ના સપ્ટેમ્બરમાં પ્રકટ થયો હતો. આ સમયે પુણાનો પ્રો. કર્વેનો અનાથ બાલિકાશ્રમ, પંઢરપુર–અમદાવાદ–નડિયાદ વગેરે સ્થળોના અનાથાશ્રમો, તથા જૂદી જૂદી સંસારસુધારાસમાજો બહુ સારૂં કામ કરી રહી હતી: આ સત્ય ઉપકારની લાગણી સાથે સ્વીકારતાં પણ કહેવું પડશે કે,–" જાગતિની ખરી જાદૂઇ ફૂંક લોકજિગરમાં ફૂંકાઇ ન્હોતી. એટલે નવા સૈકાની શરૂઆતમાં **સુન્દરી સુબોધ** અને યોગિની પ્રકટ થયાં તે વખતે સ્ત્રી બાલકોના ઉદ્ધારની હીલચાલ બહુ મન્દ ભાસતી હતી. "

" પરન્તુ. તે વસ્તુસ્થિતિમાં બહુજ આનન્દન ફેરફાર થતો નજરે પડે છે. હિન્દી સંસારસુધારા સમાજને અંગે તથા બીજા જૂદી જૂદી કોમોના મેલાવડાની સાથે સ્ત્રીઓ દ્વારા જ ચલાવવામાં આવતી મહિલા પરિષદો સ્થળે સ્થળે મળે છે; મુંબાઇનું સેવાસદન

*બન્ધુસમાજના સભાસદો તરફથી પુસ્તકો તથા છૂટક લખાણ વગેરે દ્વારા નીચે મુજબ સાહિત્યસેવા થઇ શકી છે:

રા. શિવલાલ બાપુભાઇઃ–અલક્ષ્ય જ્યોતિ, પદ્મનાભ, મધુકર, અને કપિંજલા. (નવલ કથાઓ)

રા. ભોગીન્દ્રરાવ ર. દિવેટિયા ( બી. એ. ):–ઉપાકાન્ત, મૃદુલા, સિતારનો શોખ–( નવલ કથાઓ ); તથા રાજમાર્ગનો મુસાફર, જીવનકલા, અને ટેલિફોન–( ન્હાના નિબન્ધો ).

રા. હાલાભાઇ હરિનજીભાઈઃ સંસારમાં સ્ત્રીની પદવી–( ઇનામી નિબન્ધ ); વડનગરા કણબીની ઉત્પત્તિ–( ઐતિહાસિક નિબન્ધ ); ચન્દ્રાનના, સુવાસિની–( ન્હાની નવલકથા-વાર્તા. ) અને ' ટૂંકી વાર્તાઓ–' ( ન્હાનો નિબંધ ).

રા. શંકરરાય અમૃતરાયઃ ગીતમાળા, ભાગ ર–( ગીત, ગરબાનો સંગ્રહ ). અને ' સંયુક્ત કુટુંબની સંસ્થા '–( ન્હાનો નિબન્ધ ).

રા. કૃષ્ણલાલ હ. પંડિતઃ નિફ્કાર્ટર ભાગ ૧. ( ડિટેક્ટિવ નવલકથા ).

રા. રામમોહનરાય જસવંતરાયઃ યોગિની ( નવલકથા ), વગેરે.

શ્રી બન્ધુસમાજઃ ગીતમાળા, ભાગ ૧–( ગીત, ગરબાનો સંગ્રહ. )

સુન્દરીસુબોધને અંગે રા. દિનકરરાવ બ્હાલાભાઇએ એક ભેટનું પુસ્તક પ્રકટ કરવામાં,–તથા રા. દિનકરરાવ અને રા. શિવલાલે પત્ર શરૂ કરતી વખત,–કરેલી પ્રબળ આર્થિક સહાય, અને બ્હેનો અ. સૌ. પ્રમીલા તથા અ. સૌ. અરવિન્દાએ બે વર્ષનું ભેટનું પુસ્તક તૈયાર કરી આપવામાં કરેલી ઉત્સાહી મદદને માટે ત્હેમનો ઉપકાર પ્રદર્શિત કરવામાં આવે છે.

તથા અમદાવાદ અને સુરતના વનિતા વિશ્રામની સુવ્યવસ્થિત, આશાજનક સંસ્થાઓ બહુધા સ્ત્રી-સહાય અને સેવિકાઓના દેશપ્રેમી ઉત્સાહના ફળરૂપ સુન્દરતામાં, સામર્થ્યમાં, ઉપયોગિતામાં,-દરેક દિશામાં અભિવૃદ્ધિ પામતી જોઈએ છીએ. વનિતા વિશ્રામની પતિતપાવન ભગિનીઓ તરફથી તો સંપૂર્ણ રીતે સ્ત્રી-લેખકોથી જ લખાતું એક માસિકપત્ર પણ પ્રકટ થાય છે; સ્ત્રીઓ માટેનાં ખાસ પુસ્તકાલયો ઠેકાણે ઠેકાણે સુવૃદ્ધિ પામવા લાગ્યાં છે; સ્ત્રી-બાલકો માટે ઔષધાલયો અને પ્રસૂતિગૃહો પણ ધીમે ધીમે વધ્યે જાય છે,......તથા સ્ત્રીઓને અને બાલકોને માટે ખાસ ચોપડીઓની માગણીઓ જ્યાં ત્યાં થાય છે, તે જોઈ દેશોદ્ધારક પ્રવૃત્તિઓનો જાયનિકાળ શરૂ થયો છે એમ માન્યા વિના ચાલતું નથી. જ્યારે આપણી બ્હેનો દક્ષિણ આફ્રિકામાંની સન્નારીઓની પેઠે આપણા બન્ધુઓનાં અનેક કષ્ટમાં જાતે ભાગ લે છે, દેશસેવા માટે ઉઘરાણાં કરવામાં સન્માનપાત્ર સહાય કરે છે, પોતાનાં અનાથ ભાન્ડુનાં દર્દ દુઃખ દૂર કરવા સતત પ્રયાસ કરે છે, અને સત્ય જ્ઞાનનો પ્રકાશ પામી અન્યનાં હ્રદયઅન્ધારાં ઓછાં કરવા પ્રયત્નવાન થાય છે ત્યારે દેશોદય સમિપ છે એમ નિઃસંશય શ્રદ્ધા થયા વિના રહેતી નથી. "* ;

આ ઉપરાંત સેવાસદનની અમદાવાદ અને પુણામાં શાખાઓ કુહાડવામાં આવી છે; અને ત્હેના પૂજ્ય મન્ત્રિવર્યના પ્રયાસથી હીમાલયનાં ' પાઇન ' વૃક્ષનાં જંગલોમાં સ્થાપન થયેલા ક્ષયરોગનિવારકગૃહે પોતાનું ધર્મકાર્ય બહુ સંતોષકારક રીતે શરૂ કીધું છે; મુંબાઇનું સસ્તું સાહિત્યવર્ધક મિત્રમંડળ તથા પેટલાદનું મિત્રમંડળ કેળવણી અને જ્ઞાનપ્રાપ્તિનાં સાધનો બને તેટલાં પ્રજા સમસ્તને સુસાધ્ય કરવા મથી રહ્યા છે; વડોદરા રાજ્યમાં શ્રીમન્ત નામદાર ગાયકવાડ મહારાજ લોકસમૂહને વધુમાં વધુ સંખ્યામાં કેળવણી આપવામાં મદદ કરે એવાં સાધનો-શાળાઓ અને ગ્રન્થાલયોની ઉદાર હાથે ખર્ચ કરી અનુકૂળના કરવા લાગ્યા છે, મુંબાઇ પાસે દેવલાલીની ઉત્તમ આબોહવામાં બ્રહ્મચર્યની અભિવૃદ્ધિ કરે અને બાળકોને સારા નાગરિક બનાવે એવા પ્રકારની કેળવણી આપવા પ્રયાસ કરતો એક ગુરૂકુલઆશ્રમ આર્યસમાજના શુભ ઉત્સાહથી અસ્તિત્વમાં આવી ચૂક્યો છે; મુંબાઇનું ગુજરાતીહિન્દુસ્ત્રીમંડળ પણ સુધારણા અને ઉન્નતિનું બહુ સારૂં કામ કરી રહ્યું છે અને સ્ત્રી કેળવણીની અભિવૃદ્ધિમાં પ્રબળ સહાય કરનાર ' સ્ત્રીબોધ ' માસિક નવા સૈકાની શરૂઆત લગભગથી બાનુ-અધિપતિના તંત્રિત્વ નીચે પોતાનું કર્તવ્ય કર્યે જાય છે. હિન્દુ અને જૈન, પારસી, ઇસ્લામી અને ખ્રિસ્તી,-સઘળી કોમોમાં આપણી હિન્દી બ્હેનોના ઉદ્ધાર અર્થે અનેક દિશાઓમાં મહા પ્રયાસ આરંભાયા છે અને ત્હેનાં પ્રારંભનાં ફળરૂપ કન્યાશાળાઓ અને મહિલા વિદ્યાલયો, અબલાશ્રમો અને સ્ત્રી-સહાય ફન્ડો, જ્યાં ત્યાં સ્થાપિત થતાં આપણે જોઇયે છીએ. બાલકો તેમજ પછાત પડેલી જ્ઞાતિઓને પણ આ ઉદયમાર્ગની કર્તવ્યયાત્રામાં વિસરી જવામાં આવ્યાં નથી; મુંબાઇનું લેડિનોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ, તથા વડોદરાનો ફતેહસિંહરાવ અનાથાશ્રમ આદિ સસંસ્થાઓ આ પ્રસન્ન દર્શન કરાવે છે. નવા સૈકાની આવી અદ્ભુત જાગૃતિ આઠ દશ વર્ષમાં હિન્દસેવાના મહામન્દિરમાં અને ખાસ કરીને ગુર્જરીજનનિના ચાચરમાં ઉત્કર્ષના સોનેરી

* યોગિની ( અથવા સરસ્વતીના કૃષ્ણસુવાસ. )-બીજી આવૃત્તિના નિવેદન ( પ્રસ્તાવના )માંથી.

સ્વસ્તિક ચીતરશે એ સત્ય કોઈ ઉત્સાહી ભવિષ્યવેત્તાની દૃષ્ટિએ પણ ભાગ્યેજ ન્હકર્યું હશે. શ્રદ્ધાનાં સ્વપ્નરાજ્યો આળંગીને, પ્રવૃત્તિયુગની ભવિષ્યવાન મૂર્ત્તિઓ ચેતનનો ઉલ્લાસ અર્પતી, ભારતીય ધર્મક્ષેત્રમાં વિહરે છે એ સ્વદેશના અરુણોદયની કોમલ અને લલિત, અમૃતઝરતી, કુંકુમ પગલિઓ નહિં, તો બીજું હોઇ શકે ?

ગત વર્ષમાં **સુન્દરી સુબોધ** તરફથી સ્ત્રી કેળવણી અને સમાજ સુધારણાને અંગે જે જૂજ સેવા થઇ શકી છે ત્હેનો ઘણો વધારે બદલો લોક સમસ્તમાં આ પત્ર તરફની વધતી જતી પ્રીતિથી મળી ચૂકયો છે; એટલું જ નહિં પણ તેથી તો ઉલટી તન્ત્રીની. કર્ત્તવ્ય પ્રદેશની અંદર રહી જતી ન્યૂનતાઓ સુસ્પષ્ટ થાય છે. નવીન વર્ષમાં, ઈશ્વિરેચ્છા તો, આ ખામિઓ બને તેટલી ઓછી કરવા સંકલ્પ છે.

**સુન્દરી સુબોધ**ના વિષય વિભાગમાં **ઉદ્યગુંજન** અને **પત્રમંજૂષા** વધારવામાં આવ્યાં હતાં. આ બને નવા વિભાગ વાચકવર્ગમાં પ્રિય થયા હતા એમ મળેલા કાગળો ઉપરથી સમજાય છે. **પત્રમંજૂષા**ની ખાસ જરૂરિયાત માટે એટલું જણાવવું બસ છે કે દર-મહિને **પત્ર**માં તે વિભાગ દાખલ ન થઈ શકાયાથી અમારે તે વિશે અનેક ફરિયાદો પણ સાંભળવી પડી હતી ! ઑગસ્ટની આખર સુધીમાં ચાલીસ ઉપરાંત પત્રો ખાનગી સલાહ તથા માહેતીને લગતા કાગળોના જવાબમાં અમારે લખવા પડયા હતા એજ ત્હેની ઉપયોગિતા સાબિત કરવાને બસ છે. **સુન્દરી સુબોધ**નું કદ ન્હાનું હોવાથી ધારેલા કંઇક ફેરફાર અસ્તિત્વમાં આવતાં સ્વાભાવિક રીતે વિલંબ થાય છે. **પત્રમંજૂષા** ને અંગે ગત વર્ષમાં જે બે સવાલ ઉઠયા હતા તે બંને મહત્વના હતા. **સ્ત્રી–ઉપયોગી સાહિત્ય**ની જે ચર્ચા હાલ ચાલી રહી છે તે શરૂ કરનાર આ વિભાગનો એક પ્રશ્નજ હતો. અમારા વાચકો જોઇ શક્યા હશે કે અમે ત્હેને લગતી ચર્ચાને બની શકતી અનુકૂળતા કરી આપી છે. સ્ત્રી–સાહિત્યની એક સ-પ્રમાણ યાદી અમારા તરફથી પણ ટૂંક મુદતમાં બ્હાર પડશે. " સ્ત્રીના નામની જોડે પતિનું નામ આવે કે પિતાનું ?" આ સવાલે પણ ઉપયોગી ચર્ચા ઉભી કીધી હતી; અને **સુન્દરી સુબોધ**માં શરૂ થઇ તે ગુજરાતી તથા ગુજરાતીપંચ જેવાં શિષ્ટ પત્રોમાં પણ શરૂ રહી હતી. પરન્તુ આવી ચર્ચાનું તાત્કાલિક ખાસ પરિણામ ન આવે એમાં બહુ નવાઇ જેવું નથી.

ગયા વર્ષમાં **સુન્દરી સુબોધ**ના બે ખાસ અંક કહાડવામાં આવ્યા હતા; એક સંપૂર્ણ, ટૂંકી વાર્તાઓનો અને બીજો **સ્ત્રી લેખનો**. આમાંથી **સ્ત્રી લેખનો** ખાસ અંક કદમાં બંમણો ( ચોસઠ પાનાંનો ) થયો હતો અને વાચકવર્ગમાં ઘણોજ પસંદ પડયો હતો એમ અમને સર્વ દિશાઓમાંથી મળેલા ધન્યવાદોએ સિદ્ધ કરી આપ્યું હતું. આ અંકમાં ત્રીસ ઉપરાંત બ્હેનોનાં લખાણ પ્રકટ થયાં હતાં; અને **સુન્દરી સુબોધે** ત્હેના બાલજીવનમાં બીજું કાંઇ પણ કર્યું ન હોય તો પણ ત્હેણે સન્નારીઓ અને બાલિકાઓમાં લખવા વાંચ-વાં તરફ અભિરુચિ તો ઉત્પન્ન કીધી છે, એ સહજ પ્રતીત થાય છે. આઠમા વર્ષમાં નીચે જણાવેલી બ્હેનોના લેખ આ પત્રમાં પ્રકટ થયા હતા.

સૌ. શારદા બ્હેન બી. એ.—ગં. સ્વ. કૃષ્ણા બ્હેન.—સૌ. કૃષ્ણા ગૌરી.—સ્વ. સૌ. ગુમતી બ્હેન.—ગં. સ્વ. શિવગૌરી.—મિસ. કુસુમ કુમારી.—બ્હેન ઉર્મિલા.—સૌ. વીરમતી.—સૌ. જ્યોતિર્મયી,—સૌ. સ્નેહસુધા.—એક દુઃખી ભગિની.—સૌ. ચંદન ગૌરી.—બ્હેન ર—સૌ. હેમકુમારી.—સૌ. બચી બ્હેન.—સૌ. પ્રેમીલા.—સૌ. દક્ષા.—સૌ. કલાવન્તી.—સૌ.

અરવિન્દા—સૌ. વિજ્યા લક્ષ્મી—સૌ. કનુ બ્હેન.—સૌ. મૃદુલા.—સૌ. સાકર બ્હેન.—સૌ. દેવી.—સ્વ. સૌ. કપિલબા.—એક સ્રીજન.—એક બ્હેન.—બ્હેન K—બ્હેન R—વગેરે.

આ સર્વ બ્હેનોના અમે આભારી છીએ. આ ઉપરાંત વિદ્વાન લેખક બન્ધુઓના જે કેટલાક સારા, ઉપયોગી લેખ પ્રકટ થયા હતા તે પૈકી નીચેના પણ હતા; સ્રી-બાળકોની ઘરગતુ દવાઓ, સરસ્વતી ચન્દ્રની સેવિકાઓ, શનાડેનો ગૃહસ્થાશ્રમ, સરસ્વતી, અઘોરકામિની દેવી, મ્હને મ્હારી બાઈડી સાથે બનતું નથી, તો શું કરવું ? વગેરે, વગેરે, સ્રી-ઉપયોગી વાચન-ની ચર્ચામાં ભાગ લેનાર સર્વ લેખક બન્ધુઓનો ઉપકાર સુન્દરી સુબોધ ઉપરજ નહિં, પણ આખા ગુજરાત ઉપર છે.

ગત વર્ષમાં જે અમારાં વાચક બ્હેનો અને બન્ધુઓનાં મૃત્યુ થયાં છે ત્હેને માટે અમે અન્તઃકરણથી દિલગીર છીએ. મિસ ફ્લોરેન્સ નાઇન્ટિન્ગેલનું વૃદ્ધાવસ્થામાં થયેલું અવસાન, એક પરમ સાધ્વી સન્નારીનું આદર્શરૂપ જીવન અને શાન્ત નિર્વિકાર મરણ દુનિયાને સુબોધ મળે એવી રીતે આપણી દષ્ટિ આગળ ખડાં કરે છે.

અ. સૌ. સુમતી બ્હેનનું અકાળ મરણ વધારે દુઃખકર હતું. સાત્વિક જીવનના પરિણામ રૂપ હોવા છતાં, ત્હેમનાં સ્નેહી સંબન્ધી વર્ગમાં અને ગૂજરાતી સાહિત્યના ઉપાસકોમાં તેથી ઘણોજ શોક થાય એ સ્વાભાવિક છે. સુન્દરી સુબોધ અને આનન્દ પત્રોને સુમતી બ્હેનના મૃત્યુથી એક ઉત્સાહી લેખક ભગિનીની ખોટ પડી છે. ત્હેમનાં ધર્મશીલ, પ્રાસાદિત, મધુર અને સરલ લખાણો વાચકોમાં પ્રિય થયાં છે; અને અમને શ્રદ્ધા છે કે આ લેખક-ભગિનીના અમર અંશની પ્રસાદી આપણા વાઙ્મયમાં નિસંશય કાયમ રહેશે. હમ્મેશાં વ્યાધિગ્રસ્ત શરીર છતાં, અવકાશની પ્રત્યેક પળ આ ભગિનીએ દેશ સેવા-સાહિત્ય સેવામાંજ અર્પી હતી અને ત્હેમના જીવનની ટૂંક મુદતમાં જેટલું-અને જેવું સારૂં કામ ત્હેમણે કર્યું છે તે ઉપરથી પણ ગૂજરાતી ભાષા સાહિત્યને થયેલી મહાન હાનિ સમજાઇ શકે એમ છે. નાટક, વાર્તા, કવિતા, પ્રવાસ, આદિ વિવિધ વિષયોમાં ત્હેમની કલમ એક અરણી પ્રતિભા બતાવી શકી હતી, અને સર્વથી સુન્દર એ હતું કે ત્હેમનાં સઘળાં લખાણોમાં ધર્મ ભાવના અને પ્રભુશ્રદ્ધાની પ્રેરણા પ્રત્યક્ષ થતી હતી. કમળકુમાર, અરવિન્દ કુમાર, શાન્તિના, મધુરી પરમાર્થની પ્રતિમા, સુરેશ અને યશોધરા, દક્ષિણયાત્રા, પ્રભુ પ્રસાદી ( પ્રાર્થનાનાં પદ ), શ્રી ગુણરત્નાકર, દિવ્ય ગોપાળ બાવ ( કાવ્ય ) અને શ્રી ગીતાર્થ સંગ્રહ-આ વગેરે ન્હાનાં મ્હોટાં પુસ્તકો વૈકુંઠવાસી સૌ. સુમતીબ્હેનની નૈસર્ગિક શક્તિની ફક્ત વીસ બાવીસ વર્ષની ઉમ્મરમાં ગુજરાતી સાહિત્યને અર્પાયલી પ્રસાદી છે. પ્રભુ ત્હેમના આત્માને કલ્યાણ અર્પો !

ગયા વર્ષમાં, દક્ષિણ આફ્રિકામાં મિસિસ રંભાબાઇ સોઢાએ જે વીરત્વ બતાવ્યું હતું તે ખરેખર આપણે ગુજરાતીઓને માન ભરેલું છે. સ્રીકેળવણીની હીલચાલ તથા સમાન હક માટેની લડત જે દુનિયાંમાં સર્વત્ર ચાલી રહી છે તે દરેક રીતે આશા આપતી થવા લાગી છે એ નવા યુગની પ્રગતિનું પરિણામ છે.

ગુજરાતી પ્રજામાં જુદી જુદી કોમોનાં સ્રીપુરૂષોનાં પુનર્લગ્ન થયાના અહેવાલ અત્રેની સંસારસુધારાસમાજ તરફથી તથા અન્યત્ર પ્રકટ થયા હતા; બ્હેનો તથા બન્ધુઓને જે સર્વ અમે સુખ તથા કલ્યાણ ઇચ્છીએ છીએ. આ બધાંમાં ખાસ આવકારદાયક સૈન્ય-

કુંઝમાં થયેલું કાયસ્થ કોમના ઉચ્ચ કુટુંબમાં બ્હેન સૌ. તારાગૌરીનું રા. દરૂ સાથેનું લગ્ન હતું. બંગાળામાં મિસ લલિતા રાયનું એક ઇંગ્રેજ સિવિલિયન સાથે થયેલું લગ્ન પણ આવીજ ઉચ્ચ પંક્તિનું હતું. અર્થાત્ નવા જમાનામાં દેશકાળના નવીન વૃત્તિ વિચારને અનુકૂળ થતું જ્યાં ધર્મ્મ મનાય છે, ત્યાં સારામાં સારા ફેરફાર ઊંચા સંસ્કાર અને ઉત્તમ કેળવણીવાળાં મનુષ્યો દ્વારાજ થઇ શકે છે. શ્રીયુત્ વસુનો હિન્દુલગ્નના કાયદાનો અને શ્રીયુત્ ગોખલેનો કેળવણીના કાયદાનો ખરડો–એ વિષયોનું મહત્વ જોતાં અહિં ત્હેમને યોગ્ય ન્યાય આપી શકાશે નહિં એવી ધાસ્તી છે. હવે પછી આ અગત્યના વિષય હાથમાં લેવામાં આવશે.

ગત વર્ષમાં નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુ બ્રિટિશ સામ્રાજ્યના સિંહાસન ઉપર પ્રજા સમસ્તના અભિનન્દન વચ્ચે બિરાજ્યાં હતાં; અને તેથી ઉત્પન્ન થતા આનન્દમાં, આ વર્ષમાં હિન્દુસ્થાન પધારી તેઓશ્રી દિલ્હીના તખ્ત ઉપર સુખરૂપ બિરાજશે એ આશા સોત્સાહ અભિવૃદ્ધિ કરે છે. પ્રભુ ત્હેમને દીર્ઘાયુ રાખો ! —રા. જ.

---

## 'વ્હાઓ અને સહાય થાઓ !' (LOVE and HELP!)

બ્હેનો અને બન્ધુઓ !

વ્હાલાં ભાન્ડુઓ! કૃપાળુ પ્રભુએ જિંદગી ત્હમને શા માટે આપી છે એ વિચાર કદિય ત્હમારા દિલમાં આવે છે? ત્હમને માનવીનો ઉત્તમ દેહ આપ્યો; આખી દુનિયાનો ઉદ્ધાર કરી શકો એવું મન અને બુદ્ધિ આપ્યાં; ત્હમારો સંસાર સુખમાં–શાન્તિથી ચલાવી શકો એવાં ત્હમને સાધનો આપ્યાં; કુટુંબ કબીલો, રાચરચીલું, વાડી વસ્તાર, અને સંતાન,–બધાની બાબતમાં ત્હમારા તરફ રહેમ નજર કરી છે. ત્હોયે,–ચોવીસ કલાકમાં એક મિનિટ પણ, ખરા દિલથી પ્રભુના મહાન્ ઉપકારોનું સ્મરણ થાય છે? બીજાને જ્યારે દર્દી, દુઃખી, અજ્ઞાન, નિર્બળ, સાધન વિનાનાં બનાવ્યાં, ત્યારે ત્હમને આટલું બધું મળ્યું છે, તેય ત્હમારા દિલમાં આવે છે?

ત્હમે કદાપિ એમ કહેશો કે, અમે શું કરીએ?–અમે પણ દુઃખીજ છીએ ના. બ્હેનો અને બન્ધુઓ! એવું બોલો માં! ખરૂં દુઃખ એ શું છે ત્હેનો ત્હમને ખ્યાલજ નથી. સુખ સંપત્તિ અને કુટુંબ કબીલામાં કાંઇક ન્યૂનતા આવી, કોઈ મરણ પામ્યું, થોડું ઓછું થયું કે, ત્હમે એમજ માનવાનાં,–કે 'અમે પણ દુઃખીજ છીએ ને.' બાપુ! ખરૂં દુઃખ શું એ ત્હમે સમજતાંજ નથી. થોડી અગવડ, થોડી ખામી, થોડો ક્ષોભ, થોડી ચિંતા, થોડી ઉપાધિ,–આમાંનું કાંઇક થયું કે તરતજ ત્હમે દુઃખી થઈ ગયાં?–ખરૂં દુઃખ શું છે ત્હેનું પ્રભુ ત્હમને ભાન ન કરાવો, એટલીજ અમારી પ્રાર્થના છે. અન્નપાણી વિના તરફડીને મરણ પામવું; માનવીના ઉત્તમ દેહમાં ઢોરના જેમ આયુષ પૂરૂં કરવું; સગાં સંબન્ધીને સ્નેહીઓથી દૂર, અસહાય, દર્દોથી રીબાયાં કરવું; પાપવાસના અને કલેશ કલહોમાં જીવનના સઘળા ઉત્તમ સંસ્કાર બાળી નાંખવા; પ્રભુ સ્મરણને દુશ્મન ગણવું અને દુષ્ટ, મલીન વિચારને જીંદગીના નાવિક બનાવવા; આવાં આવાં અનેક મહાવ્યાધિનાં પૂર જગતમાં માણસની જીંદગીને ડુબાવી, બાળી નાંખતાં ફેલાય છે, તે તરફ તો જરા દષ્ટિ કરો! ત્હમારાં કષ્ટની કહાણીઓથી અમે પણ અજાણ નથી; પરન્તુ અમે અમારી જીંદગીનાં સુખની એવી ખામીઓ, અમારા દિલના આનન્દની એવી અપૂર્ણતાઓને પ્રભુનું સ્મરણ કરાવનારા પ્રભુદૂત માનીએ છીએ.

અમને પણ જગતનાં કલેશ કલહો, ચિન્તા ઉપાધિઓ, દર્દ દુઃખો, પોતાની અન્ધારી જાળમાં જ્યારે ફસાવે છે ત્યારે માત્ર પ્રભુસ્મરણ એજ અમારો ઉદ્ધાર સમજીએ છીએ; ત્હમે પણ પ્રિયજનો! એમ કરી જુવો.

પ્રભુનું સ્મરણ એટલે ત્હેમના ગુણનું સ્મરણ; પ્રભુના ગુણ આપણામાં થોડા વધુ પણ ઉતરે ત્યારેજ આપણા જિગરમાં પ્રભુનો પ્રકાશ આવે. હવે આવું ક્યારે બને? જ્યારે પ્રભુની સૃષ્ટિમાંનાં દુઃખદર્દ અને કલેશ ચિન્તાનાં અંધારાં આપણે યથાશક્તિ દૂર કરીએ, ત્યારેજ! ચોતરફ જિંદગી સફળ કરવાનાં સાધનો આપણે જોઇએ છીએ; દુઃખી, દર્દી, અજ્ઞાની, પાપી,–અનેક રીતે અંધારી જાળમાં ફસેલાં મનુષ્યો આપણી આસપાસ છે. એક મીઠો શબ્દ બોલો, એક કોમળ સત્કાર્ય કરો, એક મધુરી દૃષ્ટિ નાંખો, એક અમીભર્યું સ્મિતહાસ્ય કરો!–અનેક તિમિરજીવનને તે અજવાળવા સમર્થ છે, એ નિશ્ચય જાણજો. પણ–પણ–પણ ખરા અંતરની લાગણીથી તે થયેલું હોવું જોઇએ. અને પછી પ્રભુજી પણ ત્હમારાથી દૂર નથીજ રહી શકવાના!

**'સુન્દરી સુબોધ' મંડળ અને અબલા સહાયક ફન્ડ:** આવા પ્રકારની ઊંચી ભાવનાઓ આપણાં હૃદય આગળ હમેશાં જાગ્રત રહે માટે, આપણા દેશનાં અસહાય, અજ્ઞાન સ્ત્રી-બાળકો (જેમને માટે ખાસ મદદની પ્રથમ જરૂર છે,) ને બની શકતી સહાય કરવા આ પત્રને અંગે **સુન્દરી સુબોધ મંડળ તથા અબલા સહાયક ફન્ડની** યોજના કરવામાં આવી છે, **જેને આપ સર્વ તરફથી પ્રબળ મદદ મળશે એમ શ્રદ્ધા છે.** અમારો અને ત્હમારો પ્રભુ કૃપાથી થયેલો સુન્દરીસુબોધ દ્વારા સંબન્ધ સફળ ત્યારેજ થશે, જ્યારે ત્હમે અને અમે,–આપણે સાથે મળી સત્કર્મો કરવા જગતના ધર્મક્ષેત્રમાં નીકળીશું. પ્રભુ ત્હમને શુભ સંકલ્પો અને કલ્યાણ વાસનાઓ અર્પો! આ સંસ્થાની વ્યવસ્થા વગેરેના નિયમો ટુંક મુદતમાં પ્રકાશિત કરવામાં આવશે. તથાપિ ત્હેને મદદ કરવાનું તો દેશપ્રેમી, સહૃદય ભાન્ડુઓ તરફથી શરૂ થશેજ એમ આશા રાખવામાં આવે છે. કોઈ પણ પ્રકારની સહાય સ્વીકારવામાં આવશે અને ત્હેનો સદ્વ્યય થશે એ ખાત્રી રાખવા વિનંતિ છે. આ સંસ્થાને અંગે એક ફન્ડ તો ઉભું થયું છે એમ જણાવતાં આનન્દ થાય છે.

વૈકુંઠવાસી અ. સૌ. સુમતી બ્હેન જેમનું અકાળ મરણ અને યૌવન પ્રારંભમાં દેહત્યાગ છતાં ત્હેમણે કરેલી અદ્‌ભુત સાહિત્યસેવાથી પ્રેરાઈ અમારા બન્ધુ રા. શિવભાઇ બાપુભાઇએ અત્રેના ગુજરાતીપંચ તથા મુંબાઇના ગુજરાતી પત્રદ્વારા એ સ્વર્ગસ્થ સન્નારીના સ્મરણાર્થે એક ફન્ડ ઉભું થવાની જરૂર દર્શાવી છે. અમે પણ આવા ફન્ડની ઉપયોગિતા સ્વીકારીએ છીએ. અને સુન્દરી સુબોધ મંડળને અંગે આવું ફન્ડ ઉઘાડી, તે તરફ અમારાં વાચક બ્હેનો તથા બન્ધુઓનું ધ્યાન ખેંચવા રજા લઇએ છીએ. આ ફન્ડમાં કોઇ પણ પ્રકારની સહાય ઉપકાર સાથે સ્વીકારવામાં આવશે. **આપણી સ્વદેશી સ્ત્રીઓના સન્માન અને ઉદ્ધાર** માટે પ્રયાસ કરતાં સર્વ સ્ત્રી અને પુરૂષનાં મંડળોને આ સત્કાર્યમાં અનુકૂળ થવા પ્રાર્થના છે. માત્ર બોલીને નહિ, પણ કામથી ખાત્રી કરી આપીએ ત્યારેજ આપણી સ્ત્રીઓ તરફની ભાવના ઉંચી થઇ છે, અને ધર્મમાર્ગે વહન કરતી સ્વદેશી બાલાઓ તરફ આપણી સન્માન વૃત્તિ છે એમ સિદ્ધ થઇ શકશે. સેવાસદન, વનિતા વિશ્રામ અને ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ, વગેરે, પ્રમુખ સ્ત્રી-સંસ્થાઓને આ વિષયમાં લીલચાલ કરવા અમારી નમ્ર વિનંતિ છે.

## સ્ત્રી લેખનો ખાસ અંક—

સ્ત્રી લેખનો ખાસ અંક ડિસેમ્બરમા બ્હાર પડશે, આ અંક માટે ઑક્ટોબરની આખર સુધીમા લખાણ મોકલવા સર્વ સાહિત્ય પ્રેમી બ્હેનોને આમન્ત્રણ છે

—તન્ત્રી, સુ. સુ.

---

# ગ્રાહકોને ખાસ લાભ !

## સુન્દરીસુબોધના ગ્રાહકોને ઓછી કિમ્મને મળતાં સ્ત્રીઉપયોગી પુસ્તકો.

| નવલકથાઓ | રચનાર | અસલ કિમ્મત | ખાસ ઓછું મૂલ્ય |
|---|---|---|---|
| કપિંજલા. | રા શિવલાલ બાપુલાલ ર | ૦—૬—૦ | ૦—૪—૦ |
| અલક્ષ્યજ્યોતિ. | „ „ | ૧—૮—૦ | ૦—૮—૦ |
| મધુકર. | „ „ „ | ૧—૮—૦ | ૦—૧૨—૦ |
| મૃદુલા. | રા ભોગીન્દ્રરાવ ર દિવેટિયા બી એ | ૦—૮—૦ | ૦—૬—૦ |
| વાર્તાલહરી. | સૌ પ્રમીલા તથા સૌ અરવિન્દા | ૧—૦—૦ | ૦—૧૨—૦ |
| સુધાહાસિની. | સૌ. વિદ્યાગૌરી, તથા સૌ શારદાગૌરી, | ૧—૪—૦ | ૧—૦—૦ |
| પ્રિયકાન્ત. (મનોરંજક અને ઉત્કર્ષક નવલકથા) પાકુ પુઠુ | રા રણછોડલાલ વજુભાઇ બી એ | ૧—૮—૦ | ૦—૧૨—૦ |
| કાચુ પુઠુ | | ૧—૪—૦ | ૦—૮—૦ |
| ઉષાકાન્ત પાકુ પુઠુ | રા ભોગીન્દ્રરાવ ર દિવેટિયા બી એ | ૧—૮—૦ | ૧—૦—૦ |
| કાચુ પુઠુ | | ૧—૪—૦ | ૦—૮—૦ |
| જ્યોતિપુંજ. | રા માધુભાઇ બાબારાવ દિવેટીયા | ૧—૮—૦ | ૦—૮—૦ |
| **સંગ્રહ, ચરિત્રો, વિગેરે —** | | | |
| વહુને શીખામણ. (ખાસ સ્ત્રી ઉપયોગી વૈદક વગેરેની સૂચનાઓનું ઉત્તમ પુસ્તક) | દાક્તર રવીશંકર અજારિઆ | ૧—૦—૦ | ૦—૧૨—૦ |
| ગીતમાળા ( ભાગ ૨ ) | રા શંકરરાય અમૃતરાય | ૦—૬—૦ | ૦—૪—૦ |
| ગીત સંગ્રહ. ( લગ્ન, જનોઇ પ્રસંગે નાગરોમાં ગવાતાં ગીતો ) | સૌ બાલા બ્હેન | ૦—૮—૦ | ૦—૭—૦ |
| અઘોરકામિની દેવી. (જીવનચરિત્ર) | રા શિવપ્રસાદ પંડિત | | ૦—૧—૬ |
| ટુંકાક્ષરીપ્રાઇમર. (ગુજરાતી શોર્ટ હેન્ડ) | રા માધુભાઇ દિવેટિયા | ૦—૨—૦ | ૦—૧—૦ |
| **પાછલાં સુન્દરીસુબોધ ,** | | | |
| ચોથા વર્ષના. બધા અંકની ફાઇલ (ટપાલ ખર્ચ માફ) | | ૧—૪—૦ | ૧—૦—૦ |
| છઠ્ઠા વર્ષ „ „ „ ( „ „ ) | | ૧—૮—૦ | ૧—૦—૦ |
| બીજા વર્ષોના છુટક અંક—દરેકના „ „ | | ૦—૨—૦ | ૦—૧—૦ |

( દરેક પુસ્તકનુ ટપાલ ખર્ચ જુદું. )

મળવાનુ ઠેકાણુ 'સુન્દરી સુબોધ' મન્દિર અમદાવાદ.

# ज्ञानसुगन्ध.

## योग्य माताः

योग्य माता सौ शिक्षक करतां पण अधिक छे. कुटुंबमां माता, ए सर्वनुं हृदय अने सर्व वस्तुने आकर्षण करनारी छे. परंतु अनुकरण प्रतिक्षण थयांज करे छे. कहेवा करतां करवानी रीतिनी असर माणस उपर सत्वर थाय छे. उपदेश कथवा करतां तेम करी बताववुं वधारे श्रद्धा पेदा करवावाळुं नीवडे छे.......बाळकनी दृष्टि निरंतर तेना माता उपरज ठरेली रहे छे. कारण के तेओ तेना पिताना करतां तेनी पासे वधारे समय होय छे. घर छे ते स्त्रीनुं राज्य छे, त्यां तेनो अधिकार निरंकुश प्रवर्ते छे. .....बाळको द्वारा तेमनी माताना कर्तव्यो जोवातां थाय छे. एनी वृत्ति, वाणी सर्वनी छाया तेमनामांज जणाय छे. मातानो स्नेह ए कोई ईश्वरी योजना छे. ...स्त्रीओनुं जे योग्य गृहराज्य छे ते यथार्थ रीते चाले, तो ते उपरज आपणा देशनी उन्नतिनो आधार छे, एम कहेवामां जरा पण अतिशयोक्ति के अयोग्यता नथी. उन्नतिनो मुख्य अंश स्त्री जातिए करेला संस्कारथीज थयाय छे. मनुस्मृतिमां पण कह्युं छे के 'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः'। ज्यां स्त्रीओनी पूजा थाय छे, त्यां देवताओ रमे छे आम कहेवानुं तात्पर्य पण एज छे के स्त्रीने पोताना योग्य विभागमां पूर्ण अधिकार आपी काम करवा दीधुं होय तो बहु सारां फळ थाय. आपणा देशनी उन्नति सुधारामां पण तेनी असर फेलाय छे. प्रतिगृहनी माताना खोळामां रमतुं नानुं बाळक ए भविष्यनी प्रौढ प्रजानुं बीज छे. ने जे रीते आ बीज केळवाशे ते रीतिनी आपणा देशनी प्रजानी स्थिति थशे; माणसनी वृत्ति घडवाना काममां स्त्रीनी समानता करी शके तेवो, बीजो शिक्षक नथी. चारित्र्यनुं औन्नत्य एज देशोन्नतिनुं चिह्न छे ए उन्नति करवामां स्त्रीओनो मुख्य भाग छे. जेम गृह, व्यवहार, देश, तेमणे रोपेलां चारित्र बीजथी फालना वृक्ष फळे प्रफुल्ल अने पांगरत थाय छे, तेम उत्तम धर्मवासना पेदा थई, परलोक सुधारवामां पण तेना तेज चारित्र बीज उपयोगी छे. आम पोतानुं तेम पोताना पूर्वजोनुं के भावि प्रजानुं सर्वनुं ऐहिक अने आमुष्मिक श्रेय स्त्रीओनेज हाथ छे. दाराधीनस्तथा स्वर्गः पितॄणामात्मनश्च ।

स्त्रीओ निरंतर प्रेमद्वारा शिक्षण आपे छे पुरुष ए जनमंडळनुं बुद्धिस्थान-मन छे, पण स्त्री तेनुं प्रेमस्थान-हृदय छे. पुरुष जनमंडळनो नियंता छे, स्त्री तेने रसार्द्र करी प्रवर्तावनार छे, पुरुष जनमंडळनुं बळ छे, पण स्त्री तेनुं लावण्य, आभूषण तथा सुख छे ..पुरुष आपणने जे वातनी श्रद्धा बेसाडी शके छे ते वात उपर स्त्री आपणो प्रेम बेसाडी आपे छे–आम स्त्रीद्वाराज आपणे चारित्रना स्वरूपने जाणीए छीए.

मणिलाल न. द्विवेदी.–चारित्र्य. (साहित्यविलास.)

अमदावाद.–श्री "सत्यविजय" प्रिन्टींग प्रेसमां शा. सांकळचंद हरीलाले छाप्युं

દિ પ્રસદ્ધ થતું માસિક. *Registered No. B. 436*

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । मनु

(પ્રસન્ન દેવતા રહે, જ્યા પામે સન્માન સુન્દરી)

આદ્ય સંપાદક

બન્ધુસમાજ, અમદાવાદ.

પુસ્તક ૯, અંક ૨.
ઓકટોબર ૧૯૧૧.

પ્રકાશક અને તંત્રી—રામમોહનરાય જસવંતરાય.

વિષયસૂચન.



વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે સવા રૂપિયો હિન્દુસ્થાનની બ્હાર દોઢ રૂપિયો

# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને ત્હેના આંતર્ વિચારોની ઉર્મિઓમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અથવા પતિતપાવની સેવાભગિની બની દુઃખતિમિરગ્રસ્ત બાન્ધુઓનાં આત્મા–હૃદય ઉદ્ધારે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી ... સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૯ મું.] ઈ. સ. ૧૯૧૧, ઑક્ટોબર: આશ્વિન, વિ. સં. ૧૯૬૭. [અંક ૨ જો.

## ઉદયગુંજન : એક વીરબાલાનું લગ્નવ્રતઃ

આજે જન્માષ્ટમી છે; હું હવે વ્રત લેવામાં
ઉમ્મર લાયક, સમજણી થઇ છું.
સર્વની સાક્ષી વચ્ચે
હું પ્રભુને સર્વવ્યાપક, સર્વજ્ઞ, સર્વાન્તર્યામી
લહીને પ્રતિજ્ઞા લઉં છું કે,—
જે વીર પુરુષ આ ગુર્જર દેશમાં
—મ્હારી વ્હાલી જન્મભૂમિમાં—
ધર્મધ્વજા ફરકાવશે ત્હેનીજ સાથે,
હું લગ્ન સંબંધથી જોડાઇશ.
ધર્મ એટલે સત્યધર્મ, ખરા પ્રભુની પીછાણ,
સાચા સ્વામીનો સંબંધ,
અને જગતજનનાં વાસ્તવિક કર્તવ્ય;
એ વિશુદ્ધ માર્ગનો જે નેતા થશે,
ત્હેની હું વિવાહ વિધિથી પત્ની થઇશ.
ત્યાં સુધી, અને તે શિવાય મ્હારે લગ્ન ન કરવાં.

—સ્વ. સૌ. સુમતી કૃત

# काव्यकुंज.

## " હૃદયમંડળ "

( ચાલ–ગરબે રમવાને ગોરી સાંચરો રે લોલ. )

હૃદય મંડળેથી હમો નિસર્યાં રે લોલ,
      હૃદયમાં હમારૂં સુખધામ,
            હૃદય વાસિની રે લોલ;

ચાલો હૃદયગાન ગરબે ગાઈએ રે લોલ.
વશ કર્યાં વળી મંદ હાસ્યથી રે લોલ,
વસશું મન હરી નિશદીન સાથ.
            હૃદય વાસિની રે લોલ—ચાલો૦

ત્યાંથી પ્રેમ ઝરણું ઝરે, પ્રેમગાન એકતાને સરે;
અરૂપ બની પ્રેમે ઝુરે, તેને દિવ્ય હૃદય રસ રેલે,
            હૃદય વાસિની રે લોલ—ચાલો૦

નાથ વસ્યાં નિત્ય હૃદયમાં રે લોલ,
વશ કર્યાં પ્રેમભાવ સંજોગ.
            હૃદય વાસિની રે લોલ—ચાલો૦

તરસ્યાં પ્રેમનાં આ બાળકો, સ્નેહું ભમનાં અનેક,
પ્રેમસુધા નિર્મળ રેડીને, તૃપ્ત થયાં નિશદિન
            હૃદય વાસિની રે લોલ—ચાલો૦

એકરૂપ થયાં હૃદય આ આપણાં રે લોલ,
હૃદયે કંઇ સિંચતી પ્રેમરસ
            હૃદય વાસિની રે લોલ—ચાલો૦

નાકા મુકી હૃદય સાગરે, મહીં જીવન પ્રત્યેક,
સ્નેહતરંગ ઉછળી અને તહીં રમે કંઇ એક
            હૃદય વાસિની રે લોલ—ચાલો૦

વિમળ પ્રેમથી બને આર્ય દંપતીરે લોલ,
સુખે સ્નેહથી વહે જીવન
            હૃદય વાસિની રે લોલ—ચાલો૦

—ચન્દ્ર.

## એ ઉર.

( ઉપજાતિ—વસંતતિલકા )

કેવું દિસે છે ઉર એ રસીલું ! હસે, રમે છે પ્રણયાર્દ્ર ઘેલું !
આનન્દઘેલાં નયનો સદા એ થાતાં કૃતાર્થ પ્રણયામૃતપાન પીને !
મીઠા સ્વરે ગાન કદિ કરે એ, આલાપ મીઠા અથવા કરે છે;
નિર્દોષ નેત્રો ફરક્યાં કરે છે, અન્ધાર દૂર કરવા પ્રણયે મથે છે !

કાલક્રમે નૂતન જ્યોતિ પામે, આનન્દ ને સ્નેહનું ઐક્ય જામે;
અધીનતાથી જ વિશુદ્ધ તાને તાલીમ લેતું ઉર એ જ અભેદગાને !

મિથ્યા ભયો એ ન કદિ ધરે છે, તલ્લીન સ્વાનન્દ વિષે જ રે'છે !
નિર્દોષતાને ભય ના કશો છે ! દિવ્યામૃત પ્રણયનું ઝરતું રહે છે !
એ ઉર બીજું ન કંઇ ય જાણે, એ સ્નેહગાને જ સદા વિરામે !
વિશુદ્ધિ પુરી ઉર એ ધરે છે. જીજ્ઞાસુ ભાવ પણ એ ધરતાં શિખે છે !
એ બાલભાવોની પુનીતતાની આનન્દી ઐ શાન્ત વિવિધ કેલી:
એ ઉરની પ્રેમલ, સ્નિગ્ધ દૃષ્ટિ, રહેજો અખંડ જ સદા ચિર કાલ હેલી !

અધીનતામાં જ દિસે રૂડેલું અજાની તોયે ઉર વ્હાલવાણું !
એ જોઈઆ પે ભૂલી જીર્ણ ભાવો આરંભતું હૃદય મૂક કૃતાર્થ ગાનો !

કૃતાર્થ થાશે હજી પૂર્ણ હૈયું, આરંભ્યું તો પૂર્ણ તરી જ જાણું !
એ ઉરને અર્પ્યું અધું ય છે તો હોજો ચિરાયુ ઉરનાં અનુરક્ત ગાનો !



—દીપ.

## ' હૃદય કુંજમાં વ્હાલાની વાંસળી. '

વાગી વાગી રે ! મ્હારા વ્હાલાની વાંસળી !
હૃદય કુંજમાં રે ! પુષ્પ પુંજમાં રે !
સ્નેહ સુરમાં રે ! મ્હારા ઉરમાં રે !
વાગી વાગી રે ! મ્હારા વ્હાલાની વાંસળી !

કુંજને ક્યારે ઉભો મ્હારો કાંન જો !
વગાડે વાંસળી ને જગાવે મ્હારો પ્રાણજો !
હૃદય કુંજ ઝગક્યું ને નવ રહ્યું ભાન જો !
વાગી વાગી રે ! મ્હારા વ્હાલાની વાંસળી !

વાગી વાગી ને વીંધી મ્હારી પાંસળી રે !
વીંધી વીંધી ને જાગી પ્રેમ જ્યોતિ રે !
જાગી જાગી ને વ્યાગી ઉર ભભૂતિ રે !
વાગી વાગી રે મારા વ્હાલાની વાંસળી !

વાંસળીનાં વેણુ મારા અંતરમાં વાગે !
ઉછળી ઉર્મી ઉરપુરમાં ઉલ્લાસે !
પૂર્ણાનંદે અંકુરને મ્હારું ઉર જો !
વાગી વાગી રે મ્હારા વ્હાલાની વાંસળી !

હૃદય કુંજમાં રે પુષ્પપુંજમાં રે !
સ્નેહ સુરમાં રે ! મ્હારા ઉરમાં રે !
વાગી વાગી રે ! મ્હારા વ્હાલાની વાંસળી !

—ગિરીષ.



## સંતોષ અને ઐશ્વર્ય.

( હરીગીત ) તું છો વસી દારિદ્રમાં પણ મીઠી ઓ સંતોષતા,
તદપિ સુવાર્તા પૂર્ણ શાંતિના મધુર સંતોષતા,
ચીતા મહી દુઃખાડની સુખ કે દઈ ઐશ્વર્યતા,
તો તો તું દેતી ક્રુર શીક્ષા ઓ કટુ ઐશ્વર્યતા

ચીતા કરે જે મુર્ખ છે તે કાજ તુજ ઐશ્વર્યતા,
મળતાં વધુ માગે વધુ એવી તું છો ઐશ્વર્યતા.
જેને કરી મહેનત ભરે નીજ ઉદર રહી સંતોષમાં,

ને સત્યનીતીથી કરે જે કાર્ય રહી સંતોષમાં
હા ! તે સુખી, હા ! તે સુખી, ના અન્ય કો આ વિશ્વમાં,
દુઃખ અર્પતી ઐશ્વર્યતા, સુખ દેતી તું સંતોષતા !
નીર્મળ ઝરાનું જળ ન તું શું પી શકે સંતોષતા ?
કુદરત તણાં સુખો શકે શું ના તું લઈ સંતોષતા ?

ઐશ્વર્યતા ! નીજ અંકુશે ધન દઈ જે ! ભીખારણી
આ વીશ્વમાં ક્રુર તેથી જે શીક્ષા તું એવી કરાવતી
જે ભાગ નીજ થોડે અભાવે તણો ખમે સંતોષથી,
સમજે નથી કંઈ ભાગ તેને, પણ ખરે છે તે સુખી

માની લીધે સંતોષ પુરો જે મળે તેમાં અરે !
ને કાર્ય જે ના હોય તોપણ અંતરે સંતોષ જ,
હા ! તે સુખી, હા ! તે સુખી, ના અન્ય કો આ વિશ્વમાં,
દુઃખ અર્પતી ઐશ્વર્યતા, સુખ દેતી તું સંતોષતા !

—ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી,

# વાર્તાલહરી.

## દોસ્ત, નહીં કે માશૂક.

'હું ધારૂં છું કે શોર્ટહેન્ડ અને ટાઇપરાઇટીંગ તો ત્હમે સારી રીતે જાણતાંજ હશો.' * ધી ઓરિએન્ટલ એમપ્લોયમેન્ટ પ્રોક્યુરિંગ એજન્સી†માં નોકરીની ઉમેદે ગએલી દીનબાઇને ત્હેની મેનેજરે પુછ્યું.

'માય, દીલગીર છું કે એ હુનર તો મ્હને નહીં આવડતો.' દીનબાઈએ શરમાઇ જઇને જવાબ દીધો.

'આ નવા હુન્નરોનું જ્ઞાન ધરાવ્યા વગર સેક્રેટરીની જગ્યાને માટે કોશીશ કરવી-એ બીલકુલ નકામું છે. ત્હમે શોર્ટહેન્ડ‡ તથા ટાઇપરાઇટીંગ શીખી આવ્યા પછી હમારે ત્હાં અરજી કરજો.'

દીનબાઇએ નમ્રતાથી ત્હેને પુછ્યું, 'માય, ત્હમારા ધારવા મુજબ એ બેઉ કામને શીખતાં કેટલો વખત લાગશે?'

'૭ થી આઠ મહિના,' તરતજ ત્હેણે જવાબ આપ્યો 'અને ત્હાર પછી હું ત્હમને એવી નોકરી મેળવી આપવાને મ્હારૂં બનતું કરીશ. તોપણ મ્હારે ત્હમને ચેતવવાં જોઇએ કે એવી બારે નોકરી મેળવવી એ ઘણુંજ મુશ્કેલ કામ છે. હું તો ત્હેને બદલે ઘર ધંધાના કોઇ કામને માટે કોશીશ કરવાની ત્હમને સલાહ આપું છું.'

'આપની નેક સલાહને માટે આભારી છું. ઘરકામથી હું કાંઇ ડરતી નથી, તેમજ હું ત્હેમાં કાંઇ હીણપરતી બી સમજતી નથી. પણ પથારીઓ કરવામાં અથવા ઝાડુ કહાડવામાં જીંદગી ગાળીને મ્હારા આ ઉંચા પ્રકારનાં શિક્ષણને નકામું ફેંકી દેવા નથી માંગતી. હું આપની સલાહ માથે ચ્હડાવી શોર્ટહેન્ડ અને ટાઇપરાઇટીંગ શીખી લઇશ, પણ તે સાથે મ્હારે કાંઈ બીજો કામ ધંધો પણ જોઇએ. આઠ મહિના હજુ મ્હારે એ શીખવામાં ગાળવાના છે.

'પણ ઘર ધંધાની નોકરી'—એ મેનેજર બાઈ પાછું કાંઈ બોલવા જતી હતી ત્હેને રોકીને દીનબાઇએ દ્રઢતાથી ઉત્તર આપ્યો. 'ના. એ નોકરી તો મ્હારે નહીંજ જોઇએ. કારણ કે એ કામમાં હું રોકાઉં તો શોર્ટહેન્ડ અને ટાઇપરાઇટીંગ શીખવાની મ્હને ફુરસદ ન મળે; મ્હારે કોઇ બીજી નોકરી શોધવી પડશે. પણ હવે હું આપને વિશેષ તસ્દી નહીં આપું' અને આ પ્રમાણે કહી એકદમ 'સાહેબજી,' કરી દીનબાઇ પાધરી ઓફીસમાંથી ઘેર તરફ રવાના થઈ.

દીનબાઇ આ દુનિયામાં એકલવાઈજ હતી. ત્હેના ગુજરાનનું સાધન ત્હેના પિતાએ મરતી વખતે મુકેલી રકમનું લગભગ ૪૫૦) રૂપિયાનું વાર્ષિક વ્યાજ હતું. દીનબાઇ વારે ઘડીએ ઇચ્છા કરતી કે રૂપિઆની અસલ થાપણ મ્હારા કબજામાં હોત તો કેવું મજાહનું? શોર્ટહેન્ડ, ટાઇપરાઇટીંગ અને એવા બીજા ઉપયોગી હુન્નરો હું સુખે શીખી શકત.' પણ

* અંગ્રેજી ઉપરથી. † નોકરી મેળવી આપવાની ઓફીસ. ‡ ટુંકાક્ષરી વિદ્યા.

ત્હેમના પિતા પોતાના ' વીલ'માં એક કરડી સરત કરી ગયા કે જ્યહાં સુધી દીનબાઈ કોઇ લાયક સદ્‌ગૃહસ્થ સાથે લગ્નની ગાંઠથી જોડાય નહી, ત્હાં સુધી એ રૂપિયા બેંકમાં અનામતજ રહે અને ત્હેનું વ્યાજ દર ૭ મહિને દીનબાઇને પોતાના નીભાવને માટે આપવામાં આવે.

ત્હેનાં સગાં વ્હાલામાં તેમજ ભાઇબંધ દોસ્તદારોમાં પણ કોઇ એવું ધનવાન ન હોતું કે જેની સહાયતાથી એ પોતાની ઇચ્છા પૂર્ણ કરી શકે. પણ એવી અડચણોથી નિરાશ થઇ જાય એવી દીનબાઈ નહોતી. ત્હેની દ્રઢતા અસાધારણ હતી. કોઈ સારા કામ ઉપર ત્હેનું મન ચ્હોંટ્યું તો તે પુરૂં કર્યાં વગર છોડતી નહીં, એવી તે ખતીલી હતી. કોઇ વેપારીના ખાનગી સેક્રેટરી તરીકે નોકરી મેળવવાનો એને ધખારો લાગ્યો હતો. એના મગજમાં એવો ખ્યાલ બેસી ગયો હતો કે હું એવી નોકરીની પહેલ કરૂં તો બેરોજગારીને લીધે બેસી રહેલી મ્હારી બીજી પારસી બહેનોને માટે કમાઈનું એમ નવું સાધન ખુલશે. આવા વિચારથી શોર્ટહેન્ડ અને ટાઇપરાઇટીંગના હુન્નરને ગમે તે પ્રકારે, ગમે તેટલાં દુ:ખ વેઠીને પણ હાથ કરવાને ત્હેણે નિશ્ચય કર્યો.

હવે ત્હેને કોઇ એવી જગ્યાની જરૂર હતી જ્યહાં થોડો વખત નોકરી કરી આપ્યાથી ત્હેને ગુજરાન જોગ મળી જાય અને અવકાશના સમયમાં તે નિરાંતે પોતાનો વિદ્યાભ્યાસ કરે. આવીજ ચિંતામાં મગ્ન થએલી એ ઘેર આવી.

દીનબાઇનું ઘર કાંઇ એકાંતેદું નહોતું. પિતાના મૃત્યુ પછી એ પોતાની એક સખી રતનબાઇને ઘેર આવી રહી હતી. રતન એક આર્ટિસ્ટ-ચિત્રવિદ્યામાં નિપુણ-સુંદરી હતી. અને સચિત્ર પત્રોને માટે ચિત્રો કહાડીને પોતાનો નિર્વાહ બહુ સારી રીતે કરતી હતી. આ વખતે પણ એ એવાજ કોઇ ચિત્રો ચીતરવામાં રોકાએલી હતી. દીનબાઇએ ત્હેનું કામ ઓચ પાડી તેનો ખભો પકડીને એકાએક પ્રશ્ન કર્યો ' કેમ રતાં, મ્હારી જગ્યાએ તું હોય તો શું કરે ? '

' એટલે તું શું કહેવા માગે છે, તે હું સમજતી નથી: ' આશ્ચર્યયુક્ત ચહેરે રતને ઉત્તર આપ્યો.

દીનબાઇએ ત્હેને ' એમ્પ્લોયમેન્ટ રીક્રુટિંગ એજન્સી 'ની મેનેજર સાથે થએલી વાતનો અહેવાલ વિસ્તારથી કહી સંભળાવ્યો.

' દીનબાઇ બીજા કોઇની સલાહ પુછવા અગાઉ પોતાના મનમાં મક્કમ ઠરાવ કરીનેજ આવે છે એ કાંઇ મ્હારાથી અજાણ્યું છે ? પુછવું છે ત્હોને પણ કરવું છે તો પોતાનુંજ ધાર્યું નો. પછી એ બતાવની કે ત્હેં પોતે શું કરવાનો મન સાથે ઠરાવ કર્યો છે ? ' રતને હસીને સવાલ પુછ્યો.

' ખરૂં પુછાવે છે તો મ્હેતો ડાક્ટર જમશેદજીની પાસે જવાનો વિચાર કર્યો છે. તું જાણે છે કે એઓ મ્હારા ઉપર ઘણી મહેરબાની રાખે છે. આખરના વખતમાં બાવાજીની માવજત પણ તેમણેજ કરી હતી. હું તેમની પાસે જઇશ અને તેમના કોઇ મિત્રો ઉપર ભલામણની ચીઠી લખી આપવા વિનંતિ કરીશ. કેમ આ વિચાર ત્હને ગમ્યો કે નહી ?'

પગથી માથા સુધી દીનબાઇનું બારીકીથી અવલોકન કરીને રતન બોલી ' વાહરે, ઇરાદો તો પનો મજાહનો કર્યો છે ? ! મ્હારી આ છોકરાદીની વાત સાંભળીને એ પોતેજ ?

મ્હાસશે. દીનાં, ત્હારામાં હજુ પ્રૌઢતા અને ગંભીરતા આવ્યાંજ નહીં. હજુ તું એક જુવાન છોકરાના જેવી ઉદ્ધત છે. પણ એમાં ત્હારો બી શો કસુર ? ત્હારાં માયજી ત્હારા બચપણ માંજ ગુજરી ગયાં, અને બાવાજીના હાથે તું પુરૂષોના સહવાસમાં જ ઉછરી એટલે સ્ત્રી જાતિની કુદરતી કોમળતા અને લાજ મરજાદાની ત્હારામાં ખામી હોય તો શું આશ્ચર્ય ?! પણ એવા ઘેલા વિચાર છોડી દે, એક જુવાન રમણી તે શું સેક્રેટરીના કામને લાયક ગણાય ?'

'રતાં, તું જાણે છે કે હવે મરદો અગાઉના જેવા જુના સાંકડા વિચારના નથી રહ્યા. એ જમાનોજ ચાલ્યો ગયો. હવે તો તેઓ સ્ત્રીઓ તરફ ઘણા માન અને સભ્યતાથી વર્તે છે. તો પછી હું કોઇ સારા સજ્જન વેપારીની સેક્રેટરી થઇ વેપારનો અનુભવ મેળવવાની ઇચ્છા રાખું તો એમાં ઘેલછા શાની ? યુરોપ, અમેરિકા, જાપાન, અને આપણા પડોશના બરમામું કેટલીએ ગોરીઓ પુરૂષોની ઓફીસમાં મ્હોટી મ્હોટી જગાઓ ઉપર નોકર છે. તથા ત્હેમની સાથે મળી જઇને વેપાર ધંધા ચલાવે છે. વળી દૂર શા માટે જાય છે? આ આપણા કોટમાં બી કેટલી અંગ્રેજ છોકરીઓ ઓફીસોમાં કામ કરે છે ? આ બધું શું તું તારી આંખ આગળ જોતી નથી કે મ્હારા મનસુબાને તું ઘેલછા ગણી કહાડે છે ?'

'એ બધી અંગ્રેજ બાનુઓ છે. અને તું તો હજુ વીસ વર્ષની જવાન પારસણ છે.'

રતનના વિચાર ત્હેની સખીને રૂચ્યા નહીં, તેથી એ બોલી ઉઠી: 'અંગ્રેજબાનુ, જે કાંઈ કાર્ય કરી શકે તે કામ હું કેમ ન કરી શકું ? એ પણ અબળા છે અને હું પણ અબળા છું. હું મ્હારો નિશ્ચય નહીં ફેરવું. આજેજ હું જમશેદજી ડાક્ટરને બંગલે જઇશ અને મ્હને મદદ કરવાને તેવણને અરજ કરીશ.

વિચારને આચારમાં બદલાતાં કેટલી વાર? તરતજ દીનબાઇ ત્યાંથી નીકળીને જમશેદજી ડાક્ટરના 'કનસલટિંગ રૂમ' માં જઇ પહોંચી. ડાક્ટર સાહેબ ત્હેને જોઇ ઉભા થયા અને ઘણા માનપૂર્વક શેકહેન્ડ કરી કહ્યું 'હલો, દીનબાઈ, આજ ત્હમે ક્યહાંથી ભુલાં પડયાં ? મ્હારા સરખું કાંઇ કામકાજ ? આ ખુરશી ઉપર બેસો અને મ્હને આજે તસ્દી લેવાનું કારણ કારણ જણાવો. આપને શી તકલીફ છે ?'

દીનબાઇએ હસીને કહ્યું "સુતારનું મન બાવળીએ. તેમ ડાક્ટર સાહેબ આપને પણ રોજ દરદીનાં જ સ્વપ્નાં આવતાં જણાય છે. હું આપની પાસે કોઈ બીમારીનો ઇલાજ કરવા આવી નથી. આપ મ્હારા ઉપર હમેશાં દયા રાખતા આવ્યા તેથી આજે આપની પાસે એક વધુ મહેરબાનીની વિનંતિ કરવા આવી છું."

'મ્હારાથી આપને માટે જે કાંઇ બની શકે તે કરવા આપની સેવામાં હાજર છું. મ્હારા સરખું કામકાજ બેધાશક ફરમાવશો.'

દીનબાઇએ આ ઉત્સાહી માગણીનો તરતજ જવાબ આપ્યો, 'મ્હારે સેક્રેટરીની જગ્યા જોઇએ છીએ, અને આપ મ્હને એ જગ્યા મેળવી આપવામાં, ભલામણ પત્રો આપીને મદદ કરી શકશો એમ ધારીને હું આપને તસ્દી આપવા આવી છું.

ત્હેમણે આંખનાં ભવાં ચ્હડાવી આશ્ચર્ય સાથે કહ્યું: 'સેક્રેટરીનું કામ, અને પછી પ્રોફેસરની પ્રેમવાર્તાનું મુજબનું પરિણામ ? કેમ એજ ત્હમારી નેમ છે, દીનમાય ?'

દીનબાઇએ પ્રોફેસરની પ્રેમવાર્તા વાંચી નહોતી, છતાં પણ તે ડાક્ટર સાહેબનાં વચનનું કટાક્ષ સમજી ગઇ. તેથી જરા ગંભીર બનીને જવાબ આપ્યો. ડાક્ટર સાહેબ, આપ કહો

છો તે વાતનો મતલબ હુ જાણતી નથી મ્હારે તો એ નોકરી એટલાજ માટે જોઇએ છીએ કે એ કામ મ્હને પસદ છે મ્હારી તબીઅતને અનુકુળ છે આપ જાણો છો કે મ્હને સાહિત્યનો ઘણો શોખ છે અને તેથી જો વિદ્વાન ગૃહસ્થની સાથે રહી કામ કરવાનો લાભ મળે તો હુ પણ ધીમે ધીમે ફુરસદનો વખત સાહિત્યસેવા કરવામા જ ગાળી શકુ '

" ધીમે ધીમે ' એ બહુ લાંબો સમય છે ત્હમારૂ ધીમે ધીમે પુરૂ થાય તે અગાઉ તો ઘણ કામ થઇ શકે પણ દીનબાઇ, ત્હમે ઠીક વખતે આવી પહોચ્યા આજ કાલ મ્હને પોતાને કામનુ બહુજ દબાણ છે અને આજ કાલ વળી હુ નવી શોધ ખોળના કામમા રોકા યલો છુ અને તે સબંધમા મ્હારે બે મ્હોટા ચોપાનીઆ ( નિબંધો ) લખી અમેરિકા મોકલવા છે ત્હમે મ્હને એ કામમા મદદ કરશો ? '

દીનબાઇને ભાવતુ હતુ ને વૈદે કહ્યુ વગર પરિશ્રમે પોતાને રૂચિકર કામ મળી ગયુ એટલે ત્હેના હર્ષનો પાર રહ્યો નહી, ' ઘણી ખુશીની સાથે ' ત્હેણે જવાબ આપ્યો ' આપને એ કામને માટે મ્હારી જરૂર હશે તો હુ ઘણી ઉલટથી હાજર થઇશ પણ જો આપ મ્હારે ખાતરજ કામ ઉભુ કરતા હો તો હુ તેમ બનવા નહી દેઉ '

' ના બાઈ, એવુ કાંઇજ નથી હુ ત્હમારે માટે નવુ કામ કહાડતો નથી આગર ત્હમે ન આવ્યા હોત તો મ્હારે એક મદદનીશને માટે પેપરોમા જાહેરખબર આપવી પડત શોધખોળના કામને લગતો મ્હારે આ દેશ તેમજ યુરોપ અને અમેરિકાના સાયન્ટીસ્ટો સાથે ઘણો પત્રવ્યવહાર ચાલે છે તેથી કરીને મ્હારી તરફથી દરેક વ્હેવારે કાગળોના જવાબ લખવાનુ કામ ત્હમારે કરવુ પડશે '

ડાક્ટર સાહેબને ફક્ત સ્હવારનાજ કામ છે બાકીનો વખત ટાઇપરાઇટીગ અને શોર્ટ હેન્ડ શીખવાને ફુરસદ મળશે, એ વિચારથી દીનબાઇની ખુશી અને સતોષનો પાર રહ્યો નહી અને વાચકો વગર કહેજ સમજી શકશે કે ત્હેણે ડા. જમશેદજીની માગણીનો ઘણા આભાર સાથે સ્વીકાર કર્યો.

બીજેજ દિવસથી એ કામે વ્હડી ગઈ અને કાર્યવ્યવસાયમા રોકાઇ ઘડી ભરનો અવકાશ ત્હેને મળતો નહી સ્હવારમા ડાક્ટર સાહેબને ત્યહા કામ કરી આવતી બપોરે કોમર્શિયલ ક્લાસમા જઇ શોર્ટહેન્ડ તથા ટાઇપરાઇટિંગ શીખવા જતી અને સાજે ૫ નાં વાગે પાછી ઘેર આવતી, ત્યા હેતી નિસ્વાર્થ સખી રતનબાઈ ત્હેને વિનોદ આપવાને તેમજ ત્હેનો પરિશ્રમ દુર કરવાને, પોતાથી બનતો પ્રયત્ન કરતી

જમશેદજીનુ કામ દીનબાઇને ફાવી ગયુ કારણકે ડાક્ટર સાહેબ ઘણા વિદ્વાન અને દયાળુ સ્વભાવના સાજ્જન હતા આમા માણસને ખુશ કરીને કામ કેવી રીતે લઇ લેવુ એ તેઓ સારી રીતે જાણતા હતા તો પછી એવા ગૃહસ્થના હાથનીચે કામ કરવામાં કોને આનદ ના પડે ? નોકરીમા દાખલ થતા પહેલાજ જમશેદજી અને દીનબાઇ વચ્ચે દોસ્તી તો હતીજ એ મિત્રભાવ હવે વિશેષ સમાગમને લીધે ગાઢો થતો ગયો તેઓ એક બીજાના નિકટ સબધમા આવતા ગયા અને દીનબાઇને નિશ્ચય થયો કે એક પુરૂષ અને એક સ્ત્રી વિના વાસના કે દાપત્યપ્રેમનો લેશમાત્ર પણ વિચાર રાખ્યા વગર મિત્ર મિત્ર તરીકે રહી શકે છે

ત્હારી આગળ પણ તે અભિમાનપૂર્વક પોતાનો આ અનુભવ ખુબી સાથે જણાવતી. પણ તે તો હશે ત્હજે બધુ સાભળ્યા જ કરતી અને હસવા સાથે કહેતી કે " ખુદા એ દોસ્તી કાયમ રાખે ! અને ત્હારો અનુભવ ખરો ઠરે ! '

રતાંની કટાક્ષ અને સંશય ભરેલી ઢબ ઉપર દીનબાઇ નારાજ થતી. પણ ત્હેની સાથે વિશેષ દલીલ કરવાની ત્હેની હીંમત ચાલતી નહીં.

'કનસલ્ટિંગરૂમ 'ની પાછળના એક ઓરડામાં દીનબાઇની કામ કરવાની ઓફીસ હતી. ત્હાં ત્હેને ટેબલ ખુરશી આપવામાં આવ્યાં હતાં. પાસેજ એક ફરતું કબાટ હતું જેમાં 'રેફરન્સ બુક્સ ' ( જરૂર વખતે જોવાની ચોપડીઓ ) ગોઠવેલી હતી. આમાંથી દીનબાઇ ડાકટર સાહેબની સૂચના મુજબ ત્હેમની શોધખોળોને લગતી વિગતો ચુંટી કહાડીને સંગ્રહ કરતી.

ટપાલના કાગળોના જવાબ લખવા આપવા માટે અથવા તો તપાસને લગતી નવી સૂચનાઓ કરવાને ડાકટર જમશેદજી દરરોજ રહવારે દીનબાઇની પાસે આવતા અને એવા ખુશમીજાજ; હસતે મ્હોંરે, સભ્યતાપૂર્વક કામ સોંપતા કે એ કામ ઉલટથી કરવામાં દીનબાઇને અપૂર્વ આનંદ મળતો.

હમેશની માફક એક રહવારે જમશેદજી કાગળોનું બંડલ લઇને આવ્યા પણ તે કામ આરોપીને તરત પાછા ફરવાને બદલે ઓરડામાં આમતેમ ફરવા લાગ્યા. ત્હેમનું મન ઉપરાસાપરી આવતા વિચારોને લીધે ચકડોળે ચ્હડેલું સાફ જણાઇ આવતું હતું.

દીનબાઇ ત્હેમની પરવા નહીં કરતાં પોતાના રોજના કામમાંજ મશગુલ થઇ ગઇ હતી, એવામાં એકાએક ડાકટર જમશેદજીના ગંભીર શબ્દોએ ત્હેનું ધ્યાન કામમાંથી બીજી તરફ ખેંચ્યું.

'દીનબાઇ, ત્હમે શું કોઇ દિવસ એબી વિચાર કર્યો છે કે સેક્રેટરીના કામ માટે તરફડીઆ મારવા કરતાં, લગ્ન એ વધારે સુખી હાલત છે ?'

જમશેદજીની દષ્ટિ દીનબાઇ તરફજ ચોંટેલી હતી. દીનબાઇને હવે રતાંના શબ્દો યાદ આવ્યા. જમશેદજીનો અંતરભાવ એ સમજી શકી. પણ પોતાની દઢતા કાયમ રાખી, નીચે મ્હોંએ સભ્યતાથી ઉત્તર આપ્યો 'હાજી, એ બાબત ઉપર મ્હેં ઘણી વખત વિચાર કર્યો છે. હું બી સાધારણ રીતે એમજ માનું છું.'

'પણ' સાધારણ રીતેનો શો મતલબ ?' જમશેદજીએ ખુલાસો માંગ્યો.

'સાધારણ રીતે એટલે મ્હારૂં એમ માનવું છે કે સાધારણ રીતે જોતાં સ્ત્રીઓએ નોકરી કરી કમાવાની મહેનત કરવા કરતાં, પોતાને લાયકના, પોતે જેને શુદ્ધ પ્રેમથી ચાહતી હોય તેવા ગૃહસ્થ સાથે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાઇ જવું, અને પોતાનું જ્ઞાન, પોતાનો અનુભવ તથા પોતીકી શક્તિ, ઘરસંસારમાં ત્હેને મદદ કરવામાં વાપરવાં. ગૃહરાજ્યના દીવાન, વિદ્વાન પતિના સેક્રેટરી, તથા ત્હેના છોકરાંઓના શિક્ષક એ ત્રણે ભારે હોદ્દા સાથે મળે ત્હેના કરતાં વધારે સુખ કયું ? પણ સાહેબ. ત્હેને અપવાદ બી હોય છે. જે સ્ત્રીના વિચાર એથી આગળ વધ્યા હોય, જે પોતાની જીંદગીને વધારે પરોપકારી બનાવી ત્હેનો લાભ મ્હોટી સંખ્યાને આપવા માંગતી હોય, તે સ્ત્રી લગ્નની બેડીમાં નહીં જોડાતાં, સ્વતંત્રપણે પોતાની જીંદગી ગુજારવાને માટે જનમભર કુંવારી રહેવા માગે તો ત્હેને તેમ કરવા દેવું એ શું બહેતર નથી ?'

'વ્યાજબી છે, પણ '–જમશેદજીએ હવે પાસે આવી ટેબલ ઉપરનાં કાગળીઆં બાજુપર ખસેડી દેઇને કહ્યું: પણ આપણે તો ઘણા લાંબા વખતનાં દોસ્તો છીએ. ખરૂં કે ની ?

અને માગણી કરતાં તરતજ એ બીડું ઝડપી લે છે. પણ ત્હમે ખાંડ ખાધી છે, ખાંડ! ત્હમારા વિચારો તદ્દન ભુલ ભરેલા છે. એક સ્ત્રી કોઇ પણ ત્રાહીત પુરૂષને દોસ્ત તરીકે ચાહી શકે, ત્હેની તરફ મિત્રભાવ રાખી શકે, પણ તેથી એમ કાંઇ ન સમજવું કે એ ત્હેને પરણી પણ શકે. એટલો બધો મિત્ર ભાવ હોવા છતાં પણ ત્હેની સાથે લગ્નની ગાંઠ બાંધવાની ત્હેને જરા પણ ઇચ્છા ન હોય, વિચાર સરખો પણ ન હોય એ બનવા જોગ છે. હું ત્હમને ચાહુ છું. હું ત્હમને મ્હારા એક સદાના ભલા મિત્ર, ખેરખ્વાહ અઝીઝ તરીકે ગણું છું. પણ હું આપને–"

પ્રેમના આવેશમાં દીનબાઇના બબાને ખૂબ જોરથી પકડીને જમસેદજી આતુરતાથી બોલી ઉઠ્યા 'પણ શું વ્હાલી દીનાં?'

"પણ એટલે એજ કે ડાકટર સાહેબ હું આપને પરણવા બીલકુલ નથી માગતી. હું આપની દોસ્ત છું, નહીં કે માશુક!'

દીનબાઇના શરીર ઉપરથી હવે પોતાનો હાથ ખસેડી લેઇ, પ્રેમયાચનામાં નિષ્ફળ નીવડેલા ડાકટર નિરાશ વદને બોલ્યા 'ત્હારે દીનાં, શું ત્હને મ્હારે માટે મુતલગ દરકાર નથી. હું ધારતો હતો કે કદાચ તું—'

'ધારતો હતો શું કામ કહો છો? ત્હમારા મનમાં તો એમજ હતું કે દીનબાઇને પુછતાંની સાથેજ તે ઘણા ઉપકાર સાથે આપનો હાથ કબુલ રાખશે.'

'હા દીનબાય, ખરૂં કહો છો. હું એમજ માનતો હતો કે ત્હમારો મ્હારા ઉપર એટલો પ્રેમ છે કે ત્હમે મ્હારી સાથે લગ્ન કરવાની આનાકાની નહીં કરો. હું ત્હમને ચાહું છુ. મ્હને ત્હમારા સુખને માટે ઘણીજ ફીકર છે. સેક્રેટરીના કામમાં ત્હમને જેટલી ફુરસદ તથા જેટલું સુખ મળત ત્હેના કરતાં હું ત્હમને હજારો ગણો વધારે સુખી બનાવત.'

'ડાકટર સાહેબ, કોઇ દિવસ આપ કોઇ બીજી સ્ત્રીને મ્હારાં કરતાં પણ વધારે ચાહવા લાગશો. આપ મ્હને ચાહો છો; તે હું જાણું છું; પણ મિસ્તર જમસેદજી, મ્હારી બેઅદબી માફ કરશો. હું મ્હારા પતિ તરફથી જેવા પ્રેમની આશા રાખી શકું, તેવો શુદ્ધ નિખાલસ પ્રેમ હું આપનામાં જોતી નથી. પણ પહેલાં તો હું પરણું કે નહીં તેજ મ્હોટો શક છે.'

"ત્હમે એ શું બોલો છો? કુંવારાં રહેવું છે બહુ સારૂં રે'–વગેરે ગાનારી આજકાલની છુકરીઓમાંનાં ત્હમે એક નથી એમ મ્હારી ખાત્રી છે. તો પછી ત્હમે પરણવાની બાબતમાં શંકા શેની લાવો છો."

"હાજી, હું આપ કહો છો તેવા વિચાર ધરાવનારી, લગ્નના પવિત્ર બંધનને નાપસંદ કરનારી સ્ત્રી નથી. પણ તેથી હું કુંવારા રહેવા કરતાં કોઇની બી સાથે લગ્ન કરવું એમ માનનારી બી નથી. જેની સાથે મ્હારો જીવ મળશે, જેના ગુણ, કામ અને સ્વભાવ મ્હને માફક આવતાં દેખીશ, જેને હું સાચી લાગણીનો માણસ સમજીશ, ત્હેનેજ હું મ્હારો હાથ આપીશ. ત્હેનીજ સાથે હું લગ્નની પવિત્ર ગાંઠથી જોડાઇશ. લગ્નની પવિત્રતા અને ત્હેની ગંભિરતા હું એટલી સારી રીતે સમજું છું કે એ બાબતમાં પ્રેમના ઘડીભરના આવેશનો ભોગ હું કદી નહીં બનું. પણ ડાકટર સાહેબ, હવે એ વાત પડતી મુકો. એ વાત ત્હમારા જીવને વધારે દુઃખ પમાડશે. હું આપની સાથે લગ્ન કરવાનો વિચાર કદી નહીં કરૂં. અને ત્હમે

પણ જો ત્હમારા અંતઃકરણને પુછશો તો તે પણ એજ કહેશે કે ત્હમે મ્હને કેવળ શુદ્ધ પ્રેમની ખાતરંજ પરણવા નહોતા માગતા. આપની લાગણી તે સદા કાયમ રહેનારા પ્રેમની લાગણી નહોતી, પણ મ્હારી ખુબસુરતીથી ઉત્પન્ન થયેલો ઘડીભરનો મોહજ હતો.'

હા, દીનબાઇ, ત્હમે કેવાં ભલાં છો. ત્હમારાં જેવાં સાફ બોલનારા બૈરાંઓ બી થોડાંજ હશે. હું તો બહારની પરીક્ષા કરનારોજ ડાક્ટર છું પણ ત્હમે તો આદમીનું જીગરબી પારખી શકો છો. ત્હમે મ્હને મ્હાત કર્યો.'

'એમાં મ્હાત કરવાનું કાંઇ નથી. એ તો ત્હમે એક મિથ્યા ભ્રમજાળમાં ફસાયલા હતા. મ્હારી દોસ્તીનું શુદ્ધ સ્વરૂપ ન પીછાની શકતાં ત્હમે એમજ સમજ્યા કે હું ત્હમારી સાથે પ્યારમાં પડી છું, તેથી માંગણી કરતાંવારજ કબુલ કરી દઇશ. પણ એ આપની સરાસર ભુલ હતી. હવે એ ભુલ આપણે બન્ને સદાને માટે વિસરી જઇશું.

દીનબાઇને આ નિરાશ થયેલા ડાક્ટર ઉપર હવે દયા ઉપજી હતી. ત્હેના હૃદયને વધારે આઘાત કરી શકે એવી કાંઇ દીનબાઇ ક્રુર હૃદયની નહે.તી. ત્હેણે પોતાનો હાથ 'શેકહેન્ડ' માટે જમશેદજીના હાથમાં આપી કહ્યું 'આજથી આપણે પાછાં નીખાલસ દીલના દોસ્ત બની રહીશું. ખુદા આપણી દોસ્તી હમેશાં નીભાવશે."

દીનબાઇનો હાથ પોતાના હાથ વચ્ચે જોરથી દબાવી જમશેદજી બોલ્યા 'અહા! ત્હમે કેવા ભલાં! પણ મ્હને મ્હારી બેવકુફી ઉપર અફસોસ આવે છે.'

'નહીરે જી, એમાં અફસોસ કરવા જેવું કાંઇ નથી.'

'ખરે દીનબાઇ. હું બેવકુફજ ઠર્યો છું.'

'ડાક્ટર સાહેબ, હું ખરૂં કહું છું કે એમાં આપનો કસુર નથી. લોકોના ભુલ ભરેલા ખ્યાલોએજ ત્હમને પણ ભમાવ્યા છે. લોકો એમજ હસાવવા માગે છે કે બૈરીઓ તો પુરૂષોને પ્રેમ જાળમાં ફસાવવાજ રાત દિવસ તૈયાર હોય છે. એ ભ્રમને લઇને ત્હમે મ્હારી સાદી નિર્દોષ દોસ્તીને પીછાની નહીં શક્યા. મ્હારો આપના તરફનો સ્નેહ તે દોસ્તીનોજ સ્નેહ હતો અને તે હજુ પણ એવોને એવોજ કાયમ રહેશે.'

'શું દીનબાઇ, ત્હમે ખરાં દિલથી કહોછો?' જમશેદજી નમ્રતાથી અને નીખાલસ દીલથી બોલ્યા 'શું ત્હમે મ્હારી દોસ્તી તો નહીંજ તોડો ને?'

'ના, હરગીજ નહીં. આપ આપના એક સાચા દોસ્તને ખોવાની ધાસ્ની રાખના નહીં. પણ ડાક્ટર સાહેબ. મ્હને માફ કરશો, ત્હમે ત્હમારો સેક્રેટરી આજથી ખોશો. કામનો ફેર થવાથી મ્હારા જીવને ચેન પડશે અને નવો સેક્રેટરી આવવાથી ત્હમને બી કદાચ વધારે આનંદ મળશે.'

'કદાચ ત્હમારૂં કહેવું ખરૂં પડશે. મ્હારી આવી ગંભિર બેવકુફી પછી ત્હમે અહિં વધુ વખત રહેવું સલામતી ભરેલું ન સમજો એ સ્વાભાવિક છે. મ્હારા ઉપરનો ત્હમારો ભરોસો સદાને માટે ઉડી ગયો છે. પણ દીનબાઇ! ખાત્રી રાખજો કે, હું મૂર્ખ હોઇશ પણ પાપી વિચારવાળો તો નથીજ. પણ ખેર ત્હમે મ્હારી નોકરી છોડવા માગો છો તો સુખેથી તેમ કરો હું ત્હમને કોઇ બીજી સારી જગા મેળવવામાં મદદ કરીશ. પણ દીનબાઇ, મ્હને જેરવી વખત, ખરા દીલથી કહો કે માફ કરશો કે નહીં! મ્હારી સાથેની દોસ્તી એવી ને એવીજ કાયમ રાખશો કે નહીં?'.

દીનબાઇને લાગ્યું કે ડાકટર જમસેદજીના હૃદયને ત્હેણે હદથી વધારે ઘા કર્યો છે. પણ હવે એ વાતનો વિચાર કરી પોતાના જીવને પણ વધારે દુઃખી કરવો વ્યાજબી નહીં ધારીને એ ત્હાંથી છુટી પડી.

દીનબાઇને એક માતબર પારસી વિધવાએ પોતાના ખાનગી સેક્રેટરી તરીકે રાખી લીધી. જમસેદજીની નોકરીમાંથી તો તે ફારેગ થઇ છે. પણ હજુ બી તેઓ પહેલાંના જેવાંજ ગાઢા દોસ્તો છે. વારંવાર એક બીજાને ઘેર જાય છે, મળે છે. પણ આ ઉપલો પ્રસંગતો બન્ને કોઇપણ દિવસ યાદ લાવતા નથી. —અનિલ:

## આત્મસન્ધિ.

જે બનાવ હું આજે મ્હારી શિથિળ લેખીનિથી લખવાનો પ્રયત્ન કરૂં છું તે બનાવ બન્યાને આજે પાંચ વર્ષ વીતી ગયાં છે. તેમ છતાં તે ગેબી, ગૂઢ, અસાધારણ દેખાવ મ્હારી આંખ્યો સ્હામે તરવરે છે. ત્હેની ઝીણામાં ઝીણી વાત મ્હારી સ્મૃતિમાં દૃઢ અક્ષરોથી આલેખાયલી છે. હજી તે ગંગાનાં કાળાં પાણી! અન્ધારી રાત્રિમાં ગંગાના પટને ચીરતી, દશે દિશા ગજવતી, હૃદયને કમ્પિત કરતી, કુદરતના અપૂર્વ સૌન્દર્યની મુર્તિરૂપ પ્રતિમા–જ્યોત્સ્નાની કારમી ચીસ! શેં ભૂલાય? હજીએ ગંગાનાં પાણી અખણ્ડ, અનન્ત વહે છે. હજીયે કાળી રાત્રિનો કાળો અન્ધકાર પૃથ્વીને વીંટી લે છે. ગંગાનાં વિશાળ પટ ઉપર ધબકતે હૈયે ચાલતી હોડીમાં હજીયે હું ફરૂં છું પણ તે જ્યોત્સ્ના ક્ય્હાં?–કુમાર ક્ય્હાં?

રાત્રિના ત્રણેક વાગ્યાનો શુમાર હતો. ગંગાનાં કાળાં, ઘેરાં પાણીના વિશાળ પટ ઉપર પાણીના હાલવાથી ધબકતી એક ન્હાની હોડીમાં હું બેઠો હતો. આસપાસ દ્રષ્ટિમર્યાદામાં કોઇક કોઇક વખત મ્હોટાં વહાણોના શઢ, અન્ધકારને ભેદી, કલ્પનાના રાક્ષસોના પ્રચણ્ડ હાથ હોય તેવા દેખાતા હતા. મ્હારી હોડીનાં હલેસાંના શબ્દ સિવાય અન્ય સર્વત્ર નિઃશબ્દ, શૂન્ય હતું. કિનારા ઉપરના આસના દિવા અન્ધકારમાં માત્ર આગીયા કીડા જેવા ભાસતા હતા. હોડી ધીમે ધીમે માર્ગ કાપતી ચાલવા લાગી. હોડીએ કાપેલાં પાણી કળ્ કળ્–ખળ્ ખળ્ શબ્દ કરતાં પાછાં એક મેકમાં સન્ધાઇ જતાં, ત્હેનો અવાજ કાનમાં વિચિત્ર નૃત્ય કરવા લાગ્યો. આગળ ચાલતાં જમીનદાર ચન્દ્રસેન ગૃહનાં કિલ્લાશાં પ્રચણ્ડ દેખાતાં ભુવનની શ્વેત દિવાલો પાણીમાં ગાઢ અન્ધકારને ભેદીને પણ આંખ્યોને બ્હીવરાવવા લાગી. વિશાળ ગૃહની બીજી દિશાઓ બધી અન્ધકાર મયજ હતી પણ ત્રીજે માળના એક ઓરડામાં અદ્દભૂત પ્રકાશ પડતો હતો. ચારે દિશાના અન્ધકારમાં વિજળીનાં લાઇટ જાણે કશાં તેજપુંજ હોય તેમ શોભતાં હતાં. નીચે દરવાજા આગળ રામોશીઓના અવાજ શૂન્યતામાં વિઘ્ન પાડતા પાણીમાં ભળી જતા હતા. હમારી હોડી દિવાલથી બસેંક વાર છેટે આવી. ખલાસી હલેસાં મારતે મારતે નિદ્રાવશ સ્થીતિમાં આવી ગયો હતો એટલે હોડીની ગતિ મન્દ થઇ ગઇ હતી. હું કુદરતનાં અનેરાં સૌન્દર્યને પીતો આકાશ સ્હામું જોઇ રહ્યો હતો. એટલામાં દિવાલોને ચીરીને, ગંગાનાં પાણીને વીંઝીને, નિઃશબ્દ શૂન્યતામાં એક ભયંકર ચીસ સંભળાઇ. એક ન્હાનો ધબાકો સંભળાયો. ચીસથી કમ્પતાં હોય તેમ શાન્ત ગંગાનાં પાણી ધબકારાથી કમ્પ્યાં. આ ચીસ, આ આર્તનાદ હજીયે

જેવાને તેવોજ મ્હારી દ્રષ્ટિ સમિપ તરે છે હું આ ચીસ સાભળીને સ્તબ્ધ થઈ ગયો ખના સી જાગી ઊઠ્યો અને ચીસની દિશા શોધવા લાગ્યો રામેશ્વરીનો "ક્યા હુવા" નો પ્રચણ્ડ ધ્વનિનો પડઘા પડ્યો મહેલની જૂદી જૂદી દિશાઓમા ઈલેક્ટ્રીક લાઈટ (વીજળીના દીવા) થવા લાગ્યાં કિનારાઉપર જમીનદારના અનુચરોની દોડ જામવા લાગી જૂદાજૂદા હોકારાથી હમે તર્ક બાંધી શક્યા કે જમીનદારનો એકનો એક ૭ માસનો પુત્ર પાણીમા પડેલો હતો હમે ત્હેની તરફ જવાનો પ્રયત્ન કરવા લાગ્યા પણ પાણીનો વેગ સ્હામો હોવાથી હમે ત્વરીત ત્હાં જઇ શક્યા નહિ કિનારા ઉપર તોફાનમાં ભૂતના ભડકાની માફક અહિં તહિં ભમવા લાગ્યા દોરડાઓ નખાયા કેટલાક મનુષ્યો અંદર પડ્યા પણ પાણીમા ગયેલું રત્ન પાછું નીકળી શક્યું નહિ હમારી હોડી છેક પાસે જઇ પૂગી હતી કિનારા ઉપરની વસ્તુઓ ત્હાંના ઇલેક્ટ્રીક પ્રકાશમા સાફ દેખાતી હતી અનેક જાતના કૃત્રિમ પ્રકાશથી ગંગાના પાણી પ્રકાશમય થઈ ગયા અનુચરો નિરાશ થતા હતા એટલામાં એક યુવાન પુરુષની આકૃતિ મહેલની વાટિકાની દિશા ભણીથી ત્વરાથી આવતી દેખાઇ હું ત્હેને બરાબર જોઇ શક્યો નહિ તેટલામા તે પુરૂષે ભૂસકો માર્યો ગંગાના પાણીમાં પ્રચણ્ડ અવાજ થયો અનુચરો આશ્ચર્યતાથી, ભયથી દિગ્મૂઢ થઇ ગયા એક ક્ષણ ગઇ બીજી ક્ષણ ગઇ પાણી હાલ્યાં પુરૂષની આકૃતિ જણાઇ હાથમા મૃતવત્ બાળક જણાયું કિનારે ઊભેલા દાસ દાસીઓમાં હર્ષોદ્‌ગાર સંભળાયો પુરૂષના હાથમાથી બાળક લઇ લેવાયું બીજે માળની બારીએથી જમીનદારનો અવાજ બાળકને અન્દર લઇ આવવાનો આજ્ઞા કરતો કર્કશ અને ક્રૂર જણાયો પુરૂષ ત્યાંજ ઊભો રહ્યો તોફાનો અને દીવાઓનો સમુહ દરવાજા ભણી વળ્યો પળમા દરવાજો મ્હોટા ધ્વનિથી બંધ થયો નિઃશબ્દતા પાછી પ્રસરી ગઇ હું ઊભેલા પુરૂષની દેદીપ્યમાન આકૃતિ, ગોપાંગિત કૃત્ય, ઉપરે મહીનો વિચિત્ર બદલો વિગેરે બાબતનો વિશે વિચારમા પડ્યો પણ મ્હારી આંખ્યો તો તે દિશા ભણીજ વળેલી રહી પુરૂષની આકૃતિ મને પરિચિત જણાઈ તેથી હોડી સામે જશે અને "ત્હેને બોલાવીશ" એ આશાથી મ્હે હોડી હજી કિનારા તરફ હંકારવાનુ કહ્યું કિનારા ઉપર હવે માત્ર એકજ દીવો હતો કિનારા ઉપર ઝળી રહેલા ચન્દ્રસેન ગુહાના બગીચાના તોરણના કઠેરા ઉપર તે દીવો હતો પણ ત્હેનો પ્રકાશ ઘણોજ હતો મ્હારી હોડી પાસે આવે છે તેટલામા બગીચાના કઠેરા આગળ એકાએક એક સ્ત્રીની આકૃતિ જણાઇ દીવાના પ્રકાશમા ત્હેના કુમળા શ્વેત પુષ્પના પગ, કાળા આરસની આરસી શા કઠેરા ઉપર પ્રતિબિમ્બ પાડતા હતા ત્હેના કાળા ભમ્મર વાળમાં છુપાતું લપાતું પુર્ણિમાના ચન્દ્ર સરીખું મુખ, ગંગા પાણીમા હસતા કમળશું દેખાતું હતું શરીરે ફક્ત એકજ ઝીણું વસ્ત્ર હતું ત્હેના ઝીણા પોતમાંથી સ્ત્રીના અંગનુ અપૂર્વ તેજ ઝળહળતું કાળાં આકાશમા ચળકતી વીજળી જેવી, કુશળ શિલ્પ શાસ્ત્રીના હસ્તથી રંગીન આરસના દિવ્ય પુતળાં સની, કિંય તેજના પુંજવાળી એ નવયૌવનના કોણ હશે ? પોતાનુ બાળક મૃતવત્ મા હતું તેમ છતા અહિં આવવાનુ પ્રયોજન શું હશે ! આવા વિચારથી હું ચકિત થઇ ગયો. પણ વિચાર કરતાંજ મને સ્હુરી આવ્યું કે આ દેવીનો જ઼, ક્રૂર કર્કશ જમીનદાર ચન્દ્રસેન ગુહાની પત્ની રૂપવતી જ્યોત્સ્ના જ ! મ્હારી હોડી પાસે પાસે જતી ગઈ મ્હારી આંખ્યો તો તે તરફજ હતી પુરૂષ દિવાલના ઓટલામાથી બ્હાર આવ્યો જ્યોત્સ્નાની આંખ્યમા અપૂર્વ તેજ ઝળક્યું શું આ મ્હારી ભ્રમણા તો નહિજ હોય ? શાથી તેજ ઝળક્યું હશે ?

બાળકને પુનઃ જીવન અર્પ્યું. ત્હેને માટે હશે ? કોણ જાણે શાથી મ્હારું હૃદય તે વિચાર કબુલ કરી શકતું નથી. મ્હને તો તે અપૂર્વ તેજ અદ્દભુત સ્નેહનુંજ લાગે છે. જ્યોત્સ્નાના ઓષ્ઠ કંપ્યા. આંખમાં અશ્રુ ભરાયાં હોય એમ લાગ્યું. અન્ધકારમાં ઘૂઘવાયલી આંબાની ઝાડીમાંથી કોયલ ધીમેથી ગાજે તેમ શબ્દ ગાજ્યો, વાક્ય સંભળાયું. પછી ભલે પાણીમાં ઝિંઝાવાથી શબ્દો જૂદા સંભળાયા હોય પણ મ્હને તો તે વાક્ય એમજ સંભળાયું કે "કાલે પ્રભાતના ૭ વાગ્યે પ્રભુના અક્ષય ધામમાં"! પુરૂષ અને સ્ત્રી એક એકની સ્હામાં જોઇ રહ્યાં. ઉભયના હાથ અડક્યા, ન અડક્યા; પ્રકાશિત ઇલેક્ટ્રીક દીવો ચાંપ દબાવ્યાથી હોલવાયો. ગંગા પુનઃ અન્ધકારમય થઇ ગઇ. સ્વપ્ન સરીખો દેખાવ સ્વપ્નની પેઠેજ અદ્રશ્ય થઇ ગયો. જો પેલો પુરૂષ કિનારા ઉપર નહિં હોત તો હું ત્હેને સ્વપ્નજ માનત. પણ પુરૂષને મ્હેં દીવાના પ્રકાશમાં ઓળખ્યો. તે મ્હારો બચપણનો મિત્ર કુમાર હતો. ત્હેણે કેમ્બ્રીજમાં અભ્યાસ કર્યો. ચિત્રકળામાં કીર્તિ સમ્પાદન કરી. જગતના અન્ય મહાનક વિઓના સંગીતમાં પોતાનો સુર મેળવ્યો. બંગાળાની કાયસ્થ જ્ઞાતિમાં સૌન્દર્યની દેવી ગણાતી જ્યોત્સ્ના સાથે સ્નેહ બાંધ્યો. અપૂર્વ બુદ્ધિબળથી અંકિત કુમાર અને સ્નેહમુર્તિ જ્યોત્સ્ના સાથે સ્નેહ બાંધ્યો. અપૂર્વ બુદ્ધિ બળથી અંકિત કુમાર અને સ્નેહ મુર્તિ જ્યોત્સ્નાનો સ્નેહ સંસારના અનેક કારણોને લઇને લગ્નમાં સમાપ્તિ ન પામી શક્યો. કુમારના અદ્દભુત હૃદયનો તાર તૂટ્યો તે ફરીથી નજ સંધાયો. અનેક જૂદાં જૂદાં કાર્યોમાં જીવન ગુંથવાનો પ્રયત્ન કર્યો પણ હૃદય શાન્ત નજ થયું. ભગ્ન હૃદયે, સુખથી છલકાતાં સ્વપ્નમાંથી જાગ્રત થયેલ ઉન્માદની પેઠે કુમાર પોતાનું જીવન પોતાના ગૃહમાંજ સ્વપ્નની પેઠે ગાળતો હતો. જ્યોત્સ્ના હિન્દુ સંસારના અનેક ભોગમાં એક ભોગનો ઉમેરો થઇ બળાત્કારે વૃદ્ધ ચન્દ્રસેન ગુહાની સાથે લગ્નથી જોડાઇ. મ્હેં કુમારને સાદ માર્યો. કુમાર આવ્યો અને મ્હારી હોડીમાં બેઠો. હમે ત્હેના ગૃહ ભણી જવા નીકળ્યા.

× × × × ×

ત્રણ વાગી ગયા હતા એટલે સ્હવાર સુધી ત્હેનાજ ગૃહમાં રહેવાનું મ્હને ત્હેણે કહ્યું. તે ઘણો પૈસાદાર હતો એમ મ્હેં ઘણાને મ્હોંયે સાંભળ્યું હતું પણ મ્હને તે અતીશયોક્તિ લાગતી હતી. જ્હારે હું ત્હેના પ્રકાશથી બળતા ઓરડામાં પેઠો ત્હારે મ્હને મ્હારી ભૂલ જણાઇ. સુર્યનું અજવાળું ઝાંખું ઝાંખું આવવા માંડ્યું હતું તેમ છતાં ત્હેણે દીવા હોલવ્યા નહિ. ઓરડાની શિલ્પકળા અને ફરનીચર ગોઠવવાનો હેતુ જાણે નવા આવનાર મનુષ્યને આંજી નાંખવાનોજ હોય તેમ લાગતું હતું. રાફેલ, વેલાસક્વેઝ, રેમ્બ્રાન્ટ વિગેરે યુરોપીયન ખ્યાતિવાળા ચિત્રકારોનાં અમુલ્ય ચિત્રો કીમતી ફ્રેમોમાં જડેલાં ભીંત ઉપર ટીંગાતાં હતાં. પેટીમાં મૂકેલ વાજીંત્રોમાંથી અનેક પ્રકારના દુઃખ ભરેલા સુર નીકળતા હતા, ત્હેની સાથે જાણે તાલ દેતા હોય તેમ ભીંત ઉપર ટાંગેલા રેશમના પડદા પવનથી નાચતા હતા. સીલીંગ ઉપર સુવર્ણની કોતરેલી નકશીઓ હતી. આસના અને વીજળીના દીવા લીલા ભૂરા કાચના ગ્લોબમાંથી ભભકતો પ્રકાશ મ્હોટા આરસાઓ ઉપર પાડતા હતા અને ત્હેના પ્રતિબિમ્બોથી સુવર્ણ નકશીથી ભરચક થઇ ગયલાં ટેબલ ખુરશીઓ જાણે અગ્નિથી સળગતાં હોય તેવાં લાગતાં હતાં.

નયમ સમપદિમાં સંચર્યાં, સંલગ્ન સમયે સાથમાં,
અગણિત પગલાં સંચરો આનન્દમાં, ઉત્સાહમાં !
આ લગ્ન કીધાં દેહનાં ને સ્નેહનાં ને ધર્મનાં,
આત્મા ઉભયના લગ્નને સાધો તમે સહચારમાં.

આકાશને ભેદી તમે વૃષ્ટિ અમીની લાવજો,
પાતાલને ખોદી તમે ત્યાં વેર-કલેશો દાબજો;
*દશ દિશમાંહે સંચરી, સર્વત્ર પ્રેમ પસારજો,*
રેલાવજો, ઝળકાવજો: ચેતન અમર પ્રકટાવજો !

સંગીન દૈવી-જ્ઞાન અદ્ભુત શિખવજો જગ સર્વને,
ઉર ધારજો, ઉદ્ધારજો પ્રિય માતૃભૂમિ હિન્દને;
જન્મ્યાં તમે-જાશો તમે, ના ભૂલશો નિજ માતને,
ઉત્કર્ષ પામી, અર્પજો શુભ દૈવરૂપ સંતાનને !

-મંજુલ.

---

## હૃદયદશા:

( ચાલ-સુંદર શ્યામ હો તજી અમને રે મથુરાના વાસી. )

સુંદર નિરખી હો ! મન મોહ્યું તો પ્રિય સખે !
ચાહીશ નહી મુજને;
યૌવન ખીલતું હો ! મન મોહ્યું તો, પ્રિય સખે !
ચાહીશ નહી મુજને;
શ્રીમંત નિરખી હો ! મન મોહ્યું તો, પ્રિય સખે !
ચાહીશ નહી મુજને;

( સાખી ) ચંદની સમ સંસાર વાટડી, ચઢે કંઇ દુઃખ વાદળી,
સુખ પામીશ જો માનવી, સમજ તું મુજ વાતડી;
સ્નેહે ચાહીશ મુજને;

જીંદગાની ચાર દીન ચાંદનીરે,
ત્યહાં ફોકટ શાં મારે માનવીરે;
ચાહીશ નહી મુજને;

( સાખી ) રસિલીલા વસંતની; સ્નેહે ફરતાં નિરખી,
હમે સ્નેહના સદ્ બાળ, ખીલવું હૃદયે પ્રેમ કળી,
સ્નેહે ચાહીશ મુજને.

—" ચન્દ્ર "

# रमणीमणिमाला.

## અવ્વાઇ.

૧.

જ્યાં જ્યાં તામિલ ભાષા બોલાય છે, ત્યાં ત્યાં અવ્વાઇ નામથી ઓળખાતી કવીઆણી સુપ્રતિષ્ઠિત છે. તેનું ખરું નામ જાણવામાં નથી આવ્યું. અવ્વાઇનો અર્થ ' માજી ' થાય છે. સામાન્ય રીતે તે નિરુ વલ્લુવરની બ્હેન હતી એમ કહેવાય છે. એને નામે ચઢેલી ઘણી કવિતા એના કાળ પછી મોડેથી લખાયલી છે. અવ્વાઇએ બે શાલાગ્રન્થો રચ્યા છે. તે સર્વત્ર પ્રચારમાં છે. તેમાં નીતિ અને ડહાપણની શીખામણ લલિત પણ સંક્ષિપ્ત વાક્યાવલિથી લખેલી છે.દરેક વાક્યાવલિ મૂળાક્ષરના જૂદા જૂદા અક્ષરોથી શરૂ થાય છે. 'આત્તિ-શૂદિ'માં વ્યાવહારિક ડહાપણનાં ૧૦૮ સૂત્રો છે. ' કોણ્ડ્રૈ-વીન્થન્ ' નામનો ગ્રંથ એવો જ છે પણ તે ઉમરે પ્હોંચેલાં બાળકોને માટે છે. આ ઉપરાંત પચાસેક સુંદર શ્લોકો એના રચેલા હશે એમ ખાતરીદાર આધારથી માનવામાં આવે છે. તામિલ લોકોમાં જે વસતા હોય તેમણે અવ્વાઇની કૃતિનો પરિચય મેળવવો જોઇએ. તેના સંબંધી અનેક દંતકથાઓ પ્રચલિત છે. તેણે કરેલા ગણાતા ચમત્કારોને લગતી ઘણીખરી દંતકથાઓ છે. તેના સંબંધની એક રમુજી વાત ઉતારીએ: એક દહાડો આ ચમત્કારી ડોસીમા એક ન્હાના મંદિરના ઓટલાપર પોતાની સામા પગ લાંબા કરીને બેઠી હતી. આમ બેસવું એ દેવમંદિરમાં મર્યાદાશીલ નથી ગણાતું. એટલે મંદિરનો બ્રાહ્મણ દોડતો આવ્યો ને ધમકાવવા લાગ્યો કે' સ્વામી તરફ પગ લાંબા કરીને બેસતાં શરમાતી નથી ? ' તેણે જવાબ દીધો: ' ખરી વાત; જ્યાં સ્વામી ન હોય એવી જગ્યા બતાવો એટલે તે તરફ મ્હારા પગ લંબાવું. "

તેના રચેલા શ્લોકોમાંથી વાનગી લઇએ. એમ કહેવાય છે કે તેને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ વિશે કવિતા કરવાનું કહેવામાં આવ્યું. નિરુ વલ્લુવરે ધર્મ, અર્થ અને કામ વિશે ૧૩૩૦ શ્લોક રચ્યા હતા. અવ્વાઇએ નીચે પ્રમાણે જવાબ આપ્યો:

" દાન એ ધર્મ છે; પાપથી દૂર રહેવામાં જે પ્રાપ્ત થાય છે તે અર્થ છે;
પોષતાં અને પોષાય, બે હૃદય એક થઇ, પ્રેમમાં રહે તે કામ છે;
આ ત્રણેનો ત્યાગ કરી, ઇશ્વરમાં એકાગ્ર ધ્યાનસ્થ થવું એ મોક્ષ છે. "

આ શ્લોક એનોજ છે કે કેમ એ સંશયગ્રસ્ત છે. જૂદા સંપ્રદાયના વિચાર આમાં લાગે છે તેમજ એનો કાળ પણ મોડો લાગે છે. નીચેનો શ્લોક તેનોજ હોય એમ લાગે છે:

" સાધુ પુરુષો પાયમાલ થઇ જાય તોપણ સાધુ પુરુષો સાધુ પુરુષોજ છે;
જ્યારે અયોગ્ય પુરુષો પાયમાલ થાય ત્યારે તે કેવા રહે છે ?
સોનાનું પાત્ર ભાંગી જાય તોપણ સોનુંજ રહે છે ! પણ જ્યારે
માટીનું વાસણ કકડે કકડા થઇ જાય ત્યારે શું રહે છે ?"

મૂદુરૈ નામની તેની એક કૃતિ છે. મૂદુરૈ એટલે જૂની કહેવતો. એ ગ્રંથમાં ત્રીસ રાષ્ટ્રીય શ્લોકો છે અને તે અત્યંત લોકપ્રિય છે. એમાંથી નીચે થોડાક ઉતાર્યા છે:

ઝાડ.

જંગલમાં વાંકીચૂકી ડાળીઓ અને ડાંખળીઓ સાથે ઉભાં રહે છે તેજ ફક્ત ઝાડ નથી. સભામાં ઉભો રહી, પોતાને મળેલો કાગળ વાંચી શકતો નથી તેમજ તેનું હાર્દ પામી શકતો નથી તે ઝાડ છે.

દરીઓ અને વ્હેળીઉં.

દરીઓ મ્હોટો છે પણ ધોવાને માટે પણ એનું પાણી ઉપયોગનું નથી!
પણ પાસેનું ન્હાનું વ્હેળીઉં પીવાને મીઠું પાણી આપે છે!

મિત્રો.

પાણી સુકાઇ જાય એટલે તળાવમાંથી ઉડી જનારાં જલચર પક્ષીઓની પેઠે, તમારી પડતી દશામાં જેઓ તમારો ત્યાગ કરે છે તે મિત્રો નથી. ઉક્ત તળાવમાં રહેતાં કમળની પેઠે જેઓ તે વખતે તમારો સંબંધ સાચવે છે તેજ મિત્રો છે.

૨.

અવ્વાઇને આરોપિત થયલો બીજો ગ્રંથ નલ્વારિ ( સન્માર્ગ અથવા ધર્મપથ ) નામનો છે. એમાં ૮૦ શ્લોકો છે. એમાંથી નીચે આપેલો શ્લોક અવ્વાઇની શૈલિનો લાગે છેઃ

આ વિશાળ પૃથ્વીના વાસીઓ! વર્ષો વર્ષ નિરંતર તમે
રડો છો અને જમીનપર પટકાઓ છો, પણ મરેલાંઓ શું
પાછાં આવશે? છે તેમ ઠીક છે! આપણો પણ એજ માર્ગ છે.
મૃત્યુ ને આપણે શી લેવા દેવા છે? એમ કહી, આપણે મરીએ
ત્યાં સુધી દાન આપીએ અને મોઝ કરીએ.

પુરૂ-નાન-નુરુ ( ચારસેં જીવનસંગીત ) માં અવ્વાઇને નામે ૩૩ સંગીત આપવામાં આવેલાં છે. તે કદાચ ત્હેનાં બનાવેલાં નહિ હોય તોપણ ઘણે ભાગે અતિશય લલિત છે તેમજ અવ્વાઇના ખરાં લખાણો અને કુરૂળની સાથે મળતાં આવે છે. તિરૂ-વલ્લુવરની તે બ્હેન હતી એ હકીકતમાં એટલા બધા લનીશ દાખલ થઇ ગયા છે કે તે ઐતિહાસિક લેખી શકાતી નથી પણ બન્નેની પ્રતિભામાં સામ્ય જણાઇ આવે છે. લોહીનું નહિ પણ પ્રતિભાનું સગપણ લાગે છે.

રાજ્યદરબારોમાં તે જતી આવતી અને રાજ્યાશ્રયથી તે પોતાનો નિર્વાહ કરતી. ત્હેનો મુખ્ય આશ્રયદાતા અધિયમાન્ નેદૂમાન્ અંજિ હતો. એના વિશે ચોક્સ ઐતિહાસિક હકીકત ઉપલબ્ધ નથી. મૈસુરના એક પરગણાનો તે રાજા હતો એમ કહેવાય છે. ત્હેની રાજધાની તમદૂરમાં હતી. કાનડી જ્યાં લોકભાષા હતી ત્યાં તામિલ કવીઆણી આશ્રય પામે એ સંભવિત લાગતું નથી. આ રાજાના પૂર્વજો પરમ ભક્તો હતા. તેમને ભક્તિના ફળ રૂપે શેલડી મળી અને તે તેમણે દુનીઆમાં દાખલ કરી. દખ્ખણમાં આ ઉપયોગી ઝાડ ક્યારે દાખલ થયું એ સમય નક્કી કરી શકાય તો કદાચ આ દંતકથામાંથી ઐતિહાસિક તત્ત્વ ખેંચી શકાય. આ રાજાની સ્તુતિ ગાનાર કવિ પારણર હતો; એટલે અવ્વાઇ અને એ બન્ને સમકાલીન હતાં.

૩.

ઉપર જણાવેલા સંગીતસંગ્રહમાં અવ્વાઈનું પ્હેલું સંગીત આ રાજાનું વીરત્વ પ્રશંસે છે:

હે શત્રુઓ ! રણક્ષેત્રનો ત્યાગ કરો !
અમારા તરફથી અપ્રતિમ વીર લડે છે.
સુતાર એક દિવસમાં આઠ રથ બનાવે છે;
મહિનો ઘડતાં લાગે એવા રથ ચક્ર જેવો મ્હારો રાજા છે.

ટીકાકાર લખે છે, કે રથચક્રથી રાજાની અદમનીય શક્તિ અને પ્રભાવ વ્યંજિત થાય છે. રણસંગ્રામમાં ત્હેનું વીરપરાક્રમ અનુભવ્યા પ્હેલાં ત્હેની સાથે ન લડવા ત્હેના દુશ્મનોને અવ્વાઇ બીજા કાવ્યમાં ચેતવણી આપે છે. વળી તે કહે છે, ત્હેના સૈનિકો ગર્જનાથી નહિ ડરતા સર્પો જેવા છે અને રણદુંદુભિના નાદથી લડવાને તેઓ ઉત્સુક થાય છે. ગિરિપૃષ્ઠે આવેલા જંગલમાં વાઘની ગર્જના સાંભળી હરણો શું કરે ? સૂર્ય પ્રકાશે ત્યાં અંધારું ટકી શકે ? પગ ખુપી જાય એવી રેતીમાં અને વચ્ચે નડતા પ્હાણાઓ પર થઇને, ગારામાંથી ભારે વજનથી લાદેલું ગાડું ખેંચતા સહનશીલ બળદને શું મુશ્કેલ છે ? તેમજ, મ્હારા બ્હાદુર નરવરની સ્હામા કોણ થઈ શકે ?

એવી વાત ચાલે છે કે પ્હાડી ખડકની દુર્ગમ ગુફામાં 'નેલ્લિ'નું ફળ રાજાને મળ્યું. આ ફળ જે ખાય તે અમર થતું. યુવાન રાજવીએ ઉદારતાથી એ ફળ અવ્વાઇને આપ્યું. તે ખાઇ રહી નહીં ત્યાં લગી ફળનો ગુણ જણાવ્યો નહિ. ઉપકાર પ્રદર્શક કાવ્યમાં રાજાને તેની જીંદગી કરતાં પોતાની જીંદગી મૂલ્યવાન ગણવા માટે અવ્વાઇ ઠપકો આપે છે. અફસોસ ! અમર કરનાર 'નેલ્લિ' છતાં આજ હજાર કે વધારે વર્ષો થયાં બન્નેનાં શરીર ભસ્મીભૂત થયાં છે !

એક વખત રાજાએ ત્હેના સૂરની પ્રશંસા કરી, તે પરથી તે બોલી:

વીણા સાથે સંવાદ રાખતાં નથી, તાલ સાચવતાં નથી,
અર્થ અનુમાની શકાય એવું પણ બોલતાં નથી, તોપણ
પિતાના કાને ત્હેનાં બાળકોનો કિલકિલાટ મધુર સૂર થાય છે !
એમજ ત્હને મારો સૂર લાગે છે,
ત્હારા દુસ્મનોના દુર્ગ જમીનદોસ્ત કરનાર !
ત્હારા વાત્સલ્યને લીધે; હે અન્જિ નેડુમાન્ !

આથી તિરુ-વલ્લુવરના લાઘવપૂર્ણ સુન્દર શ્લોકનું સ્વભાવતઃ સ્મરણ થાય છે.

વાંસળી મધુર છે, વીણા મધુર છે, તેમનાથી આગ્રહપૂર્વક કહેવામાં આવશે,
જેમણે પોતાનાં બચ્ચાંઓનાં મ્હોમાંથી કાલા બોલ સાંભળ્યા નથી.

નેડુમાનના વિગ્રહો વિશે અવ્વાઇએ ઘણાં કાવ્યો રચ્યાં છે. રાજપુત્રના જન્મનું ટુંકું મંગલ ગીત ગાતાં તે કહે છે; 'રણક્ષેત્રપર વીરાગ્નિથી ભભૂકતી પિતાની આંખ રણક્ષેત્રમાંથી પાછાં વળતાં બાળક પુત્ર પર પડી એટલે વાત્સલ્યથી વિશેષ પ્રકાશવા લાગી.'

તેની કેટલીક કૃતિમાંથી એમ જણાય છે કે, કોઇ કોઇવાર પોતાની આધીન અને લગભગ યાચક જીંદગી હેને ભારરૂપ લાગતી અને કેટલીકવાર હેને સાંસાં પડતાં. નીચેની કડીઓ ખાસ હેની છે:—

> ઓ ભૂમિ ! સારી રીતે ખેડાયલી જમીન અથવા પર્વત થા,
> ઉંડી ખીણોમાં ઉતરી જા, અથવા ઉંચા ડુંગર રૂપે ઉપર જા;
> જ્યાં મરદાની આત્માવાળા સાધુપુરુષો છે,
> ત્યાં તું સારી છે, હે ભૂમિ !

બીજા એક ગીતથી પણ કુટુંબનું સ્મરણ થાય છે:

> દ્રવ્ય સંગ્રહ કરવા દો અને ઘણા મીજમાનો સાથે જમવા દો;
> પારાવધિ દોલતનો સંચય તેમની પાસે થવા દો;
> પણ જો હેમને નાજુક પગવાળાં, લંબાવેલા ન્હાના હાથથી
> અડતાં, પકડતાં અને પંપાળતાં, ચોખા ને ઘી
> કાસણતાં અને આસપાસ ઉછાળતાં બાળકો ન હોય તો
> હેમની જીવનની અવધ નિરુપયોગી અને વેરાન છે.

હેના બીજા લઘુ કાવ્યમાં ' કીર્તિ અનશ્વર છે ' એ સુવિખ્યાત હકીકત કવાયલી છે, હેનો સખા અને આશ્રયદાતા ગુજરી ગયો-ઘણું કરીને લડાઈમાં; આ પ્રસંગને ઉદ્દેશીને લખેલાં ઘણાં અસરકારક કાવ્યો છે:—

> જોકે શરીર સ્મશાનમાં જાય છે,
> જ્યાં કઠીઆરાએ નાંખેલી ખપરાટો પેંઠે
> ચિતાના બળતણ તરિકે પડે છે,
> અથવા સ્વર્ગોની પેલી પાર સુખાવતીના પ્રદેશમાં જાય;
> તોપણ જેનું છત્ર શીતરશ્મિ ચંદ્ર જેવું હતું,
> જે સૂર્ય જેવો પ્રતાપી હતો, હેની સ્તુતિ કદી મરશે નહીં.

વળી:—

> સવાર સાંઝના ફેરફાર નિરંતરને માટે અટકી જાઓ,
> પૃથ્વીપરના જીવનના મ્હારા દિવસો પુરા થાઓ ! કારણ કે અરે !
> ઉજ્વલ પુષ્પો અને પીંછાની માળા સાથે પ્હાણો પડયો છે.
> જે માગતું તેને આપનાર-જેને ભેટ કરેલી વસ્તુ મળતી નથી
> હેને પ્હાણાપર રેડેલી અંજલિઓ મળશે !

પોતાના આશ્રયદાતા નેડુમાનને સંબોધેલાં કાવ્યોમાંથી એક ઉનારીએ—

> તે દ્રવ્યવાન છે, ભોમરી જાણે છે,
> અસલના દાનેશ્વરી કરતાં વધારે દાન કરે છે
> નેડુમાન અંજિ, સરલ સુન્દરીના પતિ,
> નુપડીની વળીઓમાં સંતાવલી અર્ગજા પેઠે રહેતાં હેને આવડે છે;

યોગ્ય વખતે બ્હાર આવે છે, ભંડકામાં સળગી ઉઠતા પ્રખર અગ્નિની
પેઠે તે પોતાનો વખત જાણે છે.

પાડોસના ન્હાના ન્હાના રાજાઓ સાથેના વ્યવહારમાં અવ્વાઇને ઘણીવાર એલચી તરિકે મોકલવામાં આવેલી તે પરથી અનુમાન કરી શકીએ કે તે ઘણીજ ચાલાક ને વિચક્ષણ હતી. આવા એક પ્રસંગે તોણ્ડૈમાને સવાલ કર્યો, 'મ્હારે ત્યાં જુવે છે એવા સૈનિકો ત્હારે ત્યાં છે ?' તેણે ઉત્તર દીધાઃ—

હે રાજા, મૃગનયનીના પતિ, સકલગુણસંપન્ન
મ્હારી ભૂમિમાં વીર સૈનિકો છે, એવું પૂછો છો ?
ગર્જનાથી નહિ ડરતા સર્પો જેવા સૈનિકો ત્યાં છે,
અને મ્હારો રાજા, દુંદુભિ વગાડવા ડાળીઓ હલાવતા પવનને સાંભળે છે -
એટલે ઉછળી ઉભો થાય છે અને લડવાનાં આમન્ત્રણને વધાવી લે છે.

જ્યાં લગી 'શિરીન તામિલ' રહેશે ત્યાં લગી અવ્વાઇનાં કાવ્યો ગવાશે, ત્હેનાં ડહાપણભર્યાં શબ્દો યાદ કરાશે અને આબાલવૃદ્ધથી 'માજી' પૂજા પામશે.*

R.

૪.

અનુલેખ: રા. રા. કનકસભાઇ પીલૈ એમના 'The Tamils; Eighteen hundred years-ago' નામના લેખમાં અવ્વાઇનો કાળ ઇ. સ. ૧૦૦–૧૩૦ ના અરસામાં ઠરાવે છે. એમના લેખમાંથી થોડા ઉતારા આપીએ.

એક કાવ્યમાં અવ્વાઇ પોતાનું વર્ણન કરે છે: "તેજસ્વી કપાળ, કાળી ભમ્મર અને કેડે રત્નમય મેખમળા વાળી અવ્વાઇ." નેડુમાન્ અંજિ સાથેના પરિચયનું વર્ણન અનેક કાવ્યોમાં છે. ત્હેના મ્હેલના ઓરડાઓ અને બુરજો અનેક વખત અવ્વાઇના કાવ્યોના સૂરથી ઘોરતા એમ એણે ગાયું છે. એક સ્થળે અવ્વાઇ કહે છે:

"નદીમાં સૂર્ય પોતાના ધોળા દાંત ધોવા દે છે ત્યારે આંમબાળકોને હાથી જેવો પ્રિય–મોદપ્રદ હોય છે તેવો હે રાજા તું અમને લાગે છે; પણ મદમાં આવેલો તેજ હાથી જેવો ઝનૂની હોય છે તેવોજ તું ત્હારા શત્રુઓ પ્રતિ છે." "નેલ્લિ" ફળ ખાધા પછી જે કાવ્યમાં આભાર બતાવ્યો હતો તે નીચે પ્રમાણે છે:

"અથિયરના રાજા ! અંજિ ! રણસંગ્રામમાં અપ્રતિબંધ ઘૂમનાર ! સુવર્ણ કંઠમાલા ધારણ કરી ત્હારા શૌર્યપૂર્ણ કેયૂર વિભૂષિત બાહુમાં વિજયી તલવાર પકડી દુશ્મનોનો રણક્ષેત્રમાં વધ તું કરે છે ! ચંદ્રશેખર અને નીલકંઠ મહાદેવ જેવો તું પણ દેવ થાઓ ! કારણકે ઊંચા ગિરિની તમ્મર લાવે એવી કરાડ પર ઉગતા 'નેલ્લિ' ઝાડનું ફળ ત્હેં મને મૃત્યુથી બચાવવા આપ્યું છે."

*G.U.Pope, 'Leaves from an old Indian's note-book'–પરથી ભાષાંતર છુટથી કર્યું છે.

નેડુમાન્ ગુજરી ગયો ત્યારે કહાડેલા શોકોદ્‌ગાર નીચે પ્રમાણે છે

" જો સુરા થોડી હોય તોપણ તે અમને પાતો અમે એની સન્મુખ ગાતા ત્યારે, સુરા વધારે હોય તો અમારી સાથે આનદથી તે પીતો સાદુ ભોજન હોય કે મીજબાની હોય તોપણ તે મહેમાનોની મ્હોટી પગતમા જમવા બેસતો જ્યા જ્યા હાડકા અને માંસ પુષ્કળ હતા ત્યા અમને તે રાખતો, જ્યા જ્યા તીર અને ભાલા તાકવામા આવતા ત્યા પોતે ઉભો રહેતો ત્હેના સુગધિ હાથોથી તે મ્હારુ માથુ પપાળતો અફસોસ ! જે ભાલાએ ત્હેની છાતી વીંધી તેણે ત્હેના કવિઓના ભીક્ષાપાત્ર, ત્હેનાથી ભોજન પામતા ગરીબોના હાથ અને ત્હેના દરબારના વિદ્વાન કવિઓની જીભ પણ વીંધી નાખી ! ત્હેના આશ્રિતોની આખો રોઇ રોઇ નિસ્તેજ છે ! હા ! ક્યા છે અમારો વ્હાલો રાજા ! હવે ગાનાર કવિઓ નથી કે તેમની કદર કરનાર રાજાઓ નથી નદીને કાંઠે થડકમાં ખીલતા ' પહન્ટૈ ' ફુલને જેમ કોઇ ઉપયોગમા લેતુ નથી તેમ દુનિઆને નિરુપયોગી એવા ઘણા આદમીઓ છે "

નેડુમાન્ દેવ થયા પછી તે ઘણી ભટકી આખરે પાછી તેના પુત્ર એનિનિ પાસે ગઇ તેણે આ બાઇનો સારો સત્કાર કર્યો. એ સત્કારનુ વર્ણન " ઝાકળભર્યા પ્હરોઢમા, ચદ્રમા ઝાંખો પ્રકાશતો હતો ત્યારે અથિયરના રાજા એનિનિના મહેલના દ્વારમા હુ જઇ ઉભીઅને હાથમાની ખજરી વગાડી બોલી, ' એનિનિ ચીરંજીવ રહો ! અથિયરના રાજા ! પોતાના દુશ્મનોના મીનારા સર કરનાર અને તેમના ખેતરો ઉજ્જડ કરનાર ! ' તરતજ તેણે આવી મ્હને આદરથી સત્કારી મ્હારો ફાટેલ પોષાક બદલાવી નવો પોષાક પ્હેરાવ્યો. સુવર્ણપાત્રમાં જલદ જુની સુરા મ્હને પાઇ સુગધી મ્હારા લોહીમા સ્ફુર્તિઆવી અને મ્હને હાથી જમાડી'

ચોળરાજ પેરુ-નર-કિલ્લિએ કરેલા યજ્ઞમા અવ્વાઇ હાજર હતી ત્યા બેઠના ત્રણ તામિલ રાજાઓ, ઉગ્રપેરુ-વઝુધિ પેરુ-નર-કિલ્લિ અને ચેર-મ-વેન્-કોને તેણે ઉપદેશ આપ્યો હતો

અવ્વાઇના વખાણોમા જે ઉપદેશ સમાયલો છે તેમાથી નમુનો નીચે આપ્યો છે

૧ દાન કરવાની ઇચ્છા રાખો.

૨ ક્રોધને કબજામા રાખો

૩ તમારાથી બને તેટલી મદદ કરતા ચુકશો મા

૪ અપાતા દાનની આડ આવો મા

૫ ત્હમારી પાસે હોય તે પ્રકાશો મા

૬ કામ કરવામા મોળા ન થાઓ

૭ સંખ્યા અને અક્ષરને અવગણો મા

૮ ભીખ માગવી એ શરમ ભરેલ છે

* કમ્બાચાર્ય વાલ્મીક પડિતના રચિત ચરિત્રમા પણ આ વાતની યાદગારી દતકથા જેવી છવ્વીસો અહેવાલ આપેલો છે

R

# ગૃહધર્મ.

## સ્વધર્મ *

( મહાભારત–વનપર્વના અધ્યાય ૨૦૬ થી ૨૧૫ ઉપરના. )

" આપણે આપણા ધર્મ સંભાળવા કર્મનો મર્મ લેવો વિચારી "–નરસિંહ મહેતો.

મધ્યાન્હ થયા હતા. સૂર્યનો પ્રચંડ તાપ ચોતરફ સમગ્ર સૃષ્ટિને બાળી નાંખતો હતો. રસ્તાની રેતી પણ અગ્નિથી ધ્રૂળફળી રહી હતી. તે સમયે એક ધર્મશીલ અને તપસ્વી બ્રહ્મદેવ સરયૂ કિનારે એક મહાન્ વૃક્ષની છાયા તળે વિશ્રાન્તિ લેતો બેઠો હતો. થોડો કાળ વિશ્રાન્તિ લીધા પછી બ્રાહ્મણ પોતે વેદસંપન્ન હોવાથી પોતાની મેળેજ ઉપનિષદોનો પાઠ કરવા લાગ્યો. જેમ જેમ તે પાઠ કરતો ગયો તેમ તેમ ત્હેનું હૃદય આનંદથી વિશેષ સ્ફુરવા લાગ્યું પરંતુ તેટલામાં તે મહાન્ વૃક્ષના ઉપરના ભાગમાં એક બગલી છુપાઇને બેઠી હતી તે તે વેળાએ અચાનક તે ભૂદેવ ઉપર ચરકી. બ્રહ્મદેવ પોતે ક્ષમાની મૂર્તિ હતા છતાં તે સમયે શાન્તિ અને સહનશીલતા પલાયન કરી ગયાં. વેદ વેદને ઠેકાણે રહ્યો. જ્ઞાન જ્ઞાનને ઠેકાણે રહ્યું અને અત્યંત ક્રોધાગ્નિ વધી પડયો. ક્રોધથી જાણે સમગ્ર જગતને બાળી નાખતો ન હોય તેમ તેણે તે પર્ણની ઘટામાં સંતાએલી ગરીબ બગલી તરફ દૃષ્ટિ કરી કે તરતજ તે વેદસંપન્ન અને જીતેન્દ્રિય બ્રાહ્મણના પૂર્વના તપના પ્રભાવથી તરફડતી નીચે પડી. અને તત્કાળ મૃત્યુને વશ થઇ ગઇ! પરંતુ પવિત્રબુદ્ધિ બ્રાહ્મણની મતિ પાછી સ્હેજ સતેજ થતાં ક્ષમા ગુણ તરત સ્ફુરી આવ્યો અને પશ્ચાત્તાપથી તે બ્રાહ્મણ બોલી ઉઠયો. " અરેરે ! મ્હેં કેવો અનર્થ કર્યો ! તે બિચારી બગલીએ મ્હારૂં શું બગાડયું હતું ! અરે મ્હેં કેવું પાપાચરણ કર્યું ? "

આટલું મનમાં પ્રાયશ્ચિત કર્યા પછી તે પુણ્ય પવિત્ર બ્રહ્મદેવ ત્યાંથી પાસેના ગામમાં બીક્ષા માગવા ગયા. કારણ કે મધ્યાન્હ થઇ ગયા હતા અને જઠરાગ્નિને આહુતિ આપવાનો કાળ અતીત થઇ ગયો હતો. ભિક્ષાને માટે કોઇ સારા સંસ્કારવાળા બ્રાહ્મણના ઘર પાસે આવી ઉભા રહ્યા. ઘરમાં બ્રાહ્મણની સ્ત્રી કાંઇ ઘરકાર્યમાં પ્રવૃત્ત હતી તેણે કહ્યું " મહારાજ ! લગાર બેસો ! હું હમણાં આપને બીક્ષા આપું છું. " પરંતુ દૈવયોગે તેટલામાં તે સ્ત્રીનો પતિ બ્હારથી અત્યંત ક્ષુધાતુર થવાથી ઘરમાં આવ્યો. તે સતી સ્ત્રીએ પોતાના પતિને ક્ષુધાતુર જોઇને તે બ્રાહ્મણને પડતો મુકી સ્નાન કરવા માટે જળ કાઢી આપ્યું અને આસન મુકી સ્વાદીષ્ટ ભોજન પીરસી પોતાના પતિની સેવામાં ગુંથાઇ. તે સ્ત્રીને પતિ તેજ પોતાનું દૈવત પોતાનો પરમધર્મ અને પોતાનો પરમ પૂજ્ય ઇશ્વર હતો. તેનામાંજ તેની વૃત્તિ રમી રહી હતી. એટલે અન્ય કાર્ય કરતા પહેલાં તે પોતાના પતિનાજ કાર્યમાં ધ્યાન આપવા લાગી. આમ કરતાં તેનો ઘણો કાળ જતો રહ્યો અને ઓટલે બેઠેલા બ્રહ્મદેવની તેને અચાનક સ્મૃતિ આવી. તેથી ઉતાવળી ઉતાવળી ઘરમાંથી ભિક્ષા લઇ આવી, તે બ્રાહ્મણને આપવા બ્હાર આવી. બ્રાહ્મણે સ્હેજ અસહનશીલતાથી કહ્યું " હે સ્ત્રી ! આ શું ? ત્હેં મ્હને જવાની આજ્ઞા ન આપી તેમ તરત ભિક્ષા પણ ન આપી ! નાહક મ્હને બેસારી મુકયો. આ ત્હારા વર્તનથી મ્હારે શું સમજવું ? " આટલું કહેતાં કહેતાં તે બ્રાહ્મણ ક્રોધથી લાલ-

છે. એક વેદમાં જણાવેલો પરમધર્મ, બીજો ધર્મ શાસ્ત્રમાં કહેલો પરમ ધર્મ, અને ત્રીજો લોકનો આચાર. આ ધર્મ નીતિથી પાળવામાં આવે તો જરૂર મનુષ્યને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે."

આ પ્રમાણે ધર્મવ્યાધે સઘળો ધર્મ કહી સંભળાવ્યો ત્યારે બ્રાહ્મણે હાથ જોડી નમસ્કાર કરી અને વિનય દર્શાવતાં કહ્યું: "હે વ્યાધ! તમે જે કહ્યું તે નીતિથી ભરેલું છે. ત્હમે જે કહ્યું તે ધર્મના સંપૂર્ણ વિષયોથી પરિપૂર્ણ છે. આપે જે આ સિદ્ધિ મેળવી તે વેદથી કે તપથી કે યત્ન કર્યાથી પણ બ્રાહ્મણને મળી શકતી નથી; તો હે મહાત્મન્! આપે કેવી રીતે મેળવી?"

વ્યાધ બોલ્યો "મ્હારો જે પ્રત્યક્ષ ધર્મ છે તે ધર્મનાંજ આપ દર્શન કરો; કે જે ધર્માચરણ કરવાથી મ્હને આ સિદ્ધિ મળી છે. હે મહારાજ! આપ ઉભા થાઓ અને મ્હારા ઘરમાં પધારી મ્હારાં પ્રત્યક્ષ ધર્મરૂપ માતા પિતાનાં દર્શન કરો!"

આટલું કહી તે વ્યાધે તે બ્રાહ્મણને અત્યંત શોભાયમાન, હૃદયને આકર્ષણ કરનારૂં દેવના મંદીર જેવું જે ઘર હતું તેમાં પ્રવેશ કરાવ્યો. તે વિશાળ ઘરમાં સંતોષથી ઉત્તમ આસન ઉપર ધર્મવ્યાધનાં માતા પિતા બેઠાં હતાં તેમનાં દર્શન કરાવ્યાં. ધર્મવ્યાધની પત્ની તે માતા પિતાને પંખાથી વાયુ ઢોળતી હતી. અને ધર્મવ્યાધ પોતે લાંબો થઇ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી હાથ જોડી તેમની સામો ઉભો રહ્યો. માતા પિતાએ ત્હેને અત્યંત પ્રસન્નતા અને સંતોષથી આશિર્વાદ આપ્યો અને આગમનનું કારણ પૂછ્યું. વ્યાધે તે સર્વ કહી સંભળાવ્યું. તે ઉપરથી તે માતા પિતા અત્યંત રાજી થઇ તે બ્રહ્મદેવની શરીરસંપત્તિની ખબર પૂછવા લાગ્યાં. બ્રાહ્મણે રાજી થઇ તેમને યથોચિત ઉત્તર આપ્યો.

વ્યાધ બોલ્યો, "હે ભગવાન્! આ મારાં માતા પિતા મ્હારૂં પરમ દૈવત છે. જે દેવતાઓ માટે હું કામ કરૂં છું તેજ કામ હું આ માતા પિતા માટે કરૂંછું. મનુષ્ય જેમ ઇશ્વરની આરાધના કરે છે તેવીજ રીતે તેણે પોતાનાં માતા પિતાની આરાધના કરવી જોઇએ. બ્રાહ્મણો જેમ પુત્રનાં સાહીતીથી દેવની પુજા કરે છે તેવીજ રીતે હું આ મ્હારાં માતા પિતાની પુજા કરૂં છું. વિદ્વાન પુરૂષો જે ત્રણ અગ્નિની વાત કરે છે, તે ત્રણ અગ્નિ, યજ્ઞ તથા ચાર વેદ તે આ મ્હારાં માતાપિતા છે મ્હારી સ્ત્રી તથા મ્હારો પુત્ર તથા મ્હારી ઇષ્ટ વસ્તુ તે પણ તેમનેજ માટે છે. હું ત્હેમને જાતેજ ન્હવડાવું છું અને જાતેજ ભોજન કરાવું છું. તેમને પ્રિય લાગે તેવું બોલું છું. તેમની જોડે કડવું વાક્ય બોલતો નથી. કોઈ કાર્ય અધર્મનું હોય તે છતાં, તેમ જે પ્રિય હોય તે પણ કરવા હું આનાકાની કરતો નથી. માટે હે બ્રાહ્મણ! કલ્યાણ ઇચ્છનારા પુરૂષે તો પોતાનાં માતા પિતાનેજ ઇશ્વર ગણી તેમની આરાધના કરવાની છે. કારણ કે તેમની આરાધનાથી મ્હને જે ફળ પ્રાપ્ત થયું છે તે આપે જોયું. મ્હેં અહીં બેઠાં બેઠાં પેલી બગલીનું મૃત્યુ, તે પતિવ્રતા સ્ત્રી સાથેનું ત્હમારૂં સંભાષણ જાણી લીધું. વળી તે ઉપરાંત આપનાં આ જન્મનાં કાર્યની પણ મને ખબર છે."

બ્રાહ્મણ અત્યંત નરમ થઇ ગયો. "હે ધર્માત્મા! મ્હારા જન્મનાં કાર્યની ત્હમને શી ખબર છે!"

વ્યાધે જવાબ આપ્યો. "ત્હમે વેદાધ્યયન કરવા માટે માતા પિતાની આજ્ઞા ન મળ્યા છતાં તેમનો તિરસ્કાર કરી ઘરમાંથી નિકળી આવ્યા છો તે કામ ઘણું અયોગ્ય કર્યું છે. ત્હમારાં ઓધ માબાપ શોકથી અત્યંત દુઃખી થઇ ગયાં છે તેનું પાપ ત્હમારે શીર છે.

ત્હમારી વિદ્યા ત્હમને ફળ નથી આપતી તેનું કારણ પણ તેજ છે. ત્હમે જે જે ભણ્યા છો તે માતા પિતાની સેવા વગર નિરર્થક છે. માટે જો આપ ધર્મને પગલે ચાલવા ઈચ્છા રાખતા હો અને ત્હમારી વિદ્યાની, ધર્મની અને કર્મની સિદ્ધિ થવાની ત્હમારી ઇચ્છા હોય તો તરત ત્હમારે અહીંથી ત્હમારાં માતા પિતા પાસે જવું અને ત્હેમને પ્રસન્ન કરવાં: જો તેમ કરશો તો મ્હારા કરતાં પણ વધારે સિદ્ધિ ત્હમે મેળવી શકશો."

બ્રાહ્મણ બોલ્યો, " બહુ સારું થયું કે હું અહીં આવ્યો. તે પતિવ્રતા સ્ત્રીનો હું કેટલો ઉપકાર માનું ? તેણે મ્હારા ઉપર કૃપા કરી મ્હને અહીં મોકલ્યો. મ્હારો સંશય ટળી ગયો છે. તેથી હું આપની આજ્ઞા માથે છું. આપનું કલ્યાણ થાઓ; અને જેમ મ્હને આ ઉચ્ચ માર્ગે ચઢાવ્યો તેમ સમગ્ર જગતને આવા ઉત્તમ માર્ગે ચઢાવી જગન્નિયંતાની પ્રીતિ સંપાદન કરો તેવી મ્હારી આશીષ છે. "

પછી તે બ્રાહ્મણે ધર્મવ્યાધની પ્રદક્ષિણા કરી, તેનાં માતાપિતાને પ્રણામ કરી, પોતાના ઘર તરફ પ્રયાણ કર્યું; અને ત્યાં જઇ પોતાની ધર્મપત્ની સાથે વૃદ્ધ માતાપિતાની સેવા બજાવવા માંડી. તેમ કરવાથી તેને વ્યાધના જેવીજ સિદ્ધિ પ્રાપ્ત થઈ અને છેવટે ઉત્તમ પદ પામ્યો.

આધ્યાત્મિક.

---

# વાર્તાલહરી.

## સુશીલ અને ભારતી.

" શુદ્ધ પ્રેમથી સદાય ચાહશો ? "

" ભારતિ ! મ્હને તું ચાહીશ ને હું નહિં ચાહું ? મ્હારા પ્રેમપર તને અવિશ્વાસ છે ! "

" હમણાં તો ચાહો છો, પણ પછીથી તેમ કરશો કે નહિં તેની મને ખાત્રી થતી નથી. પુરૂષના હૃદયનો સાધારણ રીતે વિશ્વાસ રખાતો નથી. હમારાં કરતાં તેમનાં મન વધારે ચંચલ હોય છે. ત્હમેય પુરૂષ છો. તો ત્હમારો પ્રેમ દૃઢ છે એમ ક્યારે જણાય ? "

" જો આ કહેવું સત્યજ હોય તો, ભારતિ ! એમજ સમજજો કે હું સ્ત્રી છું. પુરૂષની એ ચંચલતાનો અંશ મ્હારા હૃદયમાં નથી એ કબુલ કરવાને હું સ્ત્રી છું. ભારતિ ! હું સ્ત્રીજ છું. "

" કોઇક દિવસ સાબીતી માગશે અને પરીક્ષા કરીશ. લગ્ન તો તે પછીજ કરીશ. મ્હને ત્હમારા પુરૂષોપર હજી દૃઢ વિશ્વાસ બેસતો નથી. સુશીલરાય ! કોઇક દિવસ પરીક્ષા કરીશ. "

સંધ્યાકાળ વીતી રાત્રિ પડવા આવી હતી. દેવાલય આગળ ગાડીવાળો ખોટી થતો હશે અને ઘેર વાટ જોતાં હશે એ સાંભરવાથી, ભારતી ખિન્ન પણ હસ્ય મને ઉભી થઇ.

" સ્નેહની ખાત્રી કરવાને બંધાયા તો ખરા. જોઉંછું હવે કેવા ઉતરે છે ?—તોપણ મ્હારે સાબીતી માગવી જોઇતી નહોતી. અરે ! "

મન્દિરના બાગનો દરવાજો આવ્યો. ગાડીમાં બેસી તે ઘર તરફ વળી. સુશીનરાય સરિત્ કિનારે ફરવા લાગ્યો. મન સાથે કંઇક બોલતો હતો.

"ભારતિ! દેવિ! ત્હારી તરફ આ હૃદય કેમ આટલું બધું ખેંચાય છે? ત્હારી સાથેનો થોડો વાર્તાલાપ પણ મ્હને કેમ અવર્ણ્ય સુખ આપે છે? ત્હારો વિયોગ મ્હને કેમ અસહ્ય લાગે છે? પૂર્વજન્મમાં હું ત્હારો હતો? તું મ્હારી હતી? શું એ પ્રવાસમાં ત્હારો સહાય મ્હને થોડા કાળ સમય માટે મળ્યો હશે, તે આ પ્રવાસમાં પણ ત્હનેજ ચ્હાઉં છું? ભારતિ! ત્હારામાં શું અજબનું છે?–મ્હનેય તું તેટલાજ પ્રમાણમાં ચાહે છે? ત્યારે સાબીતીઓ કેમ માગે છે? હું માગું નહિ–ત્હારાપર જરાપણ અવિશ્વાસ આપું નહિ અને તું તેથી ઉલટું કરે? પણ શું હું ત્હેમાં વિજયી નહિ થાઉં? ત્હારી પરીક્ષામાં સફળ નહિ નીવડું? પરીક્ષા શું કરીશ? કંઇક માગીશ, ન લવાય તેવું–ન કરાય તેવું–લાવવાનું–કરવાનું કહીશ?–હું એમાં પાછો નહિ પડું. બનશે તેટલો યત્ન કરીશ. ભારતિ! ત્હારે વાસ્તે હું શું નહિ કરૂં?

'હમારા કરતાં ત્હેમનાં મન વધારે ચંચળ હોય છે,' શું ખરૂં હશે! પુરૂષોમાં દૃઢ પ્રેમ નથી? મ્હારાથી બીજાના હૃદય વિષે કેમ કહેવાય! જો મ્હારા હૃદય પ્રમાણે નિયમ બાંધું તો તો સ્ત્રીઓ કરતાંય ત્હેમનો પ્રેમ દૃઢ હોય છે. તે સાબીતીઓની ઇચ્છા કરતા નથી.

"'ત્હમેય પુરૂષ છો.' હું પુરૂષ તેથી અવિશ્વાસનું કારણ થયો? ભારતિ! આત્મ શ્લાઘા કરૂં છું પણ સત્યજ કહું છું કે સ્ત્રીના કરતાંય મ્હારૂં હૃદય વધારે મૃદુ છે. ત્હને છોડીને કોને ચાહું?'

"'લગ્ન તો તે પછીજ કરીશ.' લગ્ન! ભારતિ! લગ્ન હજી કર્યું નથી? કોણ જાણે તું એ વ્યવહારીક લગ્નને લગ્ન કહેતી હશે તો!–હું જેને કહુંછું તે તો ક્યારનુંય થઈ ગયું છે. મ્હારૂં અને ત્હારૂં હૃદય જોડાયું, આત્માઓ જોડાયા–પછી લગ્ન, હસ્તમેળાપ કરવાનું, અવિશ્વાસ હોવાને લીધે ગુરૂજન,–દેવતાઓને સાક્ષી રાખવાનું, તે દેહનું, સાંસારિક,–વ્હારનું લગ્ન! એ ગમે ત્યારે થાઓને તેની મ્હારે શી પરવા છે? તું હવે વિયુક્ત નહિ થાય, ચંચળતા નહિ દર્શાવે, તો પછી એ લગ્નનો શો ઉપયોગ છે? ઉલટી રીતે વર્તીશ તો પછી એ લગ્નથીએ શું લાભ છે?'

ચંદ્ર ઉગ્યો. સમયનું ભાન થયું. સત્વર ઘર તરફ વળ્યો.

કંઇક દિવસો વીતી ગયા છે.

* * * * *

'લ્યૂટ, કમાયું, ખરૂં? પૂછોને ભાઇ' ક્યાં આગ લાગી? વીરપ્રસાદ વર્ધનને બગરે? દે?" કોઇક બોલતું હતું.

સુશીનરાય ઘર વાળુ કરવા બેઠો હતો. નામ સાંભળતાં એચિંતો ઉઠ્યો. જમનું રહેવા દીધું. હાથ ધોઈ નાખ્યા અને જોડું પહેરી અને આંગણું એમનું એમ મૂકી દોડ્યો.

"ઓ ભાઇ! ખાતો તો જા," માતા ટળવળી.

"ના બ્હેન, મ્હારે હવે ખાવું નથી. પછી ખાઇશ."

"ને પણ અડધું દૂધ તો પીતો જા. ખાવાનું નામ દીધું એટલે અપશકુન થાય."

પણ તે તો ત્યાં સુધીમાં રસ્તા ઉપર પણ આવી ગયો હતો.

પા કલાકમાં પુલપર અને બીજા પા કલાકમાં બંગલાની લગભગ આવી પહોંચાય તેવું હતું. અંધારી રાત્રિના આકાશમાં છેટે પણ પાસેજ દેખાતો ભભૂકતો અગ્નિ ઉછાળા મારતો હતો. આજુબાજુની ઝાડીઓ સિંદુરીયા રંગમાં બદલાઇ ગઇ હોય એમ લાગતું હતું. આગનો ભડકો, અને ઉંચે ઉડતો ધૂમાડો જોઈ સુશીલરાયનું હૃદય અધિક અધિક ધબકતું હતું—પગનું બળ વધતું હતું. હમણાંજ જઇ ભારતીને ઉકેલી લેઉં.'

"ડોલો ભરી છાંટો!" "લાવો, પાણી જલદી લાવો!"—"પેલી બ્હારી પાસેથી ચઢાય એવું હોય તો કોઇને ચઢાવો!" "અરે, એ પણ સળગી ગઈ છે!"—"હમણાં છાપરાનો ભાગ તૂટશે....એ તૂ...ટ્યો!" "હાય, હાય, ઓ બ્હેન! કોઇને ઉપર ચઢાવો."—"અરે, આવી લાયમાં કોણ ચઢે?" "પણ બ્હેન હજી અંદર છે. ઓ મ્હારી ભારતિ! બ્હેન! તું અંદર રહી ગઇ?"

ગામડાના લોકોના કલબલાટમાં ભારતીની માતાનો અને મ્હોટી બ્હેનનો સ્વર સંભળાતો હતો.

"ભારતી! ભારતી? એ રહી ગઇ છે?" સુશીલરાય આવી પહોંચ્યો.

લોકોને ધક્કા મારતો એકદમ આગળ થઈ ગયો. પાછળના ભાગની બ્હારી સળગતી હતી. અબોટીયું જાળીમાં ફેંક્યું–બેસ્યું; ભરાઇ ગયું. કૂદકો મારી ઉપર ચઢી ગયો. અબોટીયું બળ્યું, પગ દાઝ્યા. કાંઈ ભાન નહતું. ભારતી બેસતી તે ઓરડામાં ગયો. ધુમાડો અંદર ભરાઇ ગયો હતો. કાંઇ સૂઝે તેવું નહતું. ઓરડાની બ્હાર જવાનું બારણું સળગી ગયું હતું અને એક બાજુથી છાપરૂં તૂટી પડ્યું હતું. પોતે બ્હાવરો આમ તેમ ફર્યો. કાંઈ સુઝ્યું નહિં. દોડતાં દોડતાં પગની સાથે કાંઈક કોમળ અથડાયું. ભારતીનું શરીર પ્રાણ વગરનું થઇ ગયું હોય તેમ પડ્યું હતું. હાથ ફેરવ્યો–મૃદુ કર અડક્યો.

"ભારતિ! ઓ ભારતિ!" શાની બોલે? ધૂમાડો શ્વાસમાં લેવાથી તે બેભાન થઇ ગઇ હતી. એકદમ ઉંચકી ઓરડા બ્હાર આવ્યો. અબોટીયે–સળગતે અબોટીયે બાંધી અને બ્હારીમાંથી ફાંસી. ભારતીનાં વસ્ત્ર સળગી ઉઠ્યાં. નીચે કેટલાક પુરુષો એકઠા થઈ ગયા હતા, ત્હેમણે ઉંચકી લીધી. જોડેની ઓરડીમાં લઇ ગયા.

સુશીલરાયનું પંચીયું અને અબોટીયું દરમ્યાનમાં લગભગ સળગી ગયું હતું. વાળ પણ પ્રજળી ગયા હતા. મુખ પર, હાથ પર, પગ પર અને લગભગ આખા શરીર પર ફોલ્લા પડી ગયા હતા. ફેર આવતા હતા. એકદમ સળગતી બ્હારીમાંથી કૂદ્યો, અને ભોંય પર પડ્યો. બેભાન થઇ ગયો. તેની મદદમાં કોણ હોય?

વીરપ્રસાદ તેટલામાં આવી પહોંચ્યા. સુશીલરાયને દુઃખી અવસ્થામાં બેશુદ્ધ પડેલો જોયો. ઉંચકાવી ઓરડીએ લીધો.

બંગલાનું હવે ગમે તે થાઓ. સર્વે ભારતી અને સુશીલરાયની સેવામાં લાગી ગયાં. ઘેરથી સુશીલરાયનાં માત પિતાને બોલાવ્યાં. અપશુકન ખરેખર નડ્યાં! અત્યંત શોક પ્રસર્યો.

દાક્તરે મલમ પટી કરી દીધી. ભારતીને કંઇક ખુલ્લી હવા મળવાથી ચેતન આવતું

ગયુ દુ ખથી ધીમી બૂમો પાડતી હતી સુશીલરાયેજ બચાવી પણ એમણે જીવ જોખમમા નાખ્યો, એ સર્વની વાતો પ થી તેને સમજાયુ હતુ

* * *

" મ્હને એમની પાસે સુવાડોને, ઓ બ્હેન ! એમની પાસે સુવાડોને " ભારતી અર્ધ જાગ્રત અવસ્થામા લવી

' એમની પાસેજ છુ ને જો એ પેલા સુતા " મોટી બ્હેને જવાબ દીધો

ધીમે રહી મુગ્ધ ગએની આખ ઉઘાડી સુશીલરાય તેની તરફને ખડખે સુતેલો હતો શરીરપર ઝીણ ધોળુ વસ્ત્ર ઓઢાડેલુ હતુ લલાટ પર પાટો બાધી દીધેલો હતો મુખના બીજા ભાગ પર ઘા ના ઉઝેલા હોવાથી મલમ ચોપડેલુ હતુ આવી સ્થિતિમાં પોતેલો જોઇ મન એક થઇ ગયુ અર્ધ જાગ્રત અવસ્થા જતી રહી

' આ સુશીલરાય ! " એકાએક ધ્રુસકો મુક્યો " અરેરે ! આવી સ્થિતિ ? કેમ જોઈ શકુ ! સુશીલરાય ! વળી રહી ગઇ " મ્હને એમની પાસે લઇ જાઓ ને એમને શરીરે હાથ ફેરવવા દો. ઓ બ્હેન ! ' ઉઠવાને યત્ન કર્યો. મ્હોટી બ્હેને વારી બ્હેન ભારતિ ! એમ ન થાય એમને તારો હાથ અડે તો દુ ખે અને કદાચ ફોલ્લો ફુટે તો બમણી પીડા થાય. મ્હોટી બ્હેનની આખમા આસુ આવી ગયા સુશીલરાયના શરીરની પીડા બધાને થઇ

ત્રીજે દિવસે સ્હવારમા સુશીલરાયને કૈક ભાન આવ્યુ પાસુ ફેરવવાને અશક્ત હતો

' ભારતિ ! તુ ક્યા છુ ? '

શબ્દ સાભળતા હર્ષનો પાર રહ્યા નહિ ઓચિંતી બેઠી થઇ ગઇ

' આ રહી ઉભા રહો આવુ પાસે જવા ગઇ મ્હોટી બેને સમજાવી સુવાડી

" ના મ્હેન ! જવા દો મ્હને ! એ બોલાવે છે ને ! "

" ભારતિ ! આવી ગાડી ક્યાથી થઈ ? એ તો હજી જાણુતાય નથી કે એ ક્યા સુતા છે ને કોને ઘેર છે હજી એમને ભાનજ પુરુ ક્યા આવ્યુ છે ? સુઇ જા, બે દિવસ પછી જજે પાસે ત્હને ને એમને ઠીક થાય ત્યારે

* * * * *

મ્હોટી બ્હેનના બે દિવસ પણ વહી ગયા ભારતીની સ્થિતિમા કાઇક ફેરફાર થયો ઉઠીને સુશીલરાય પાસે બેસવા જેટલી, બેસીને પખો નાખવા જેટલી શક્તિ તો આવી પણ તેના જ પ્રમાણમા સુશીલરાયની અવસ્થા બગડી ગઇ હતી થોડ થો. બોલી શક્તો પણ ખાવા પીવાનુ કાઇ તેનાથી બની શકતુ નહિ પછી શક્તિ ક્યાથી આવે ?

ભારતી મનમા ' લલાટે કર ' માની અને એનુ દુ ખ ' પ્યાર ' પણ થતુ, પણ તે વિલાજ સમયને વાસ્તે

હાથ ફેરવતી ભાગ્ની-નિદ્રા ભાગ્ની-પ્રિયની પીઠાશી પાસે બેઠી ગેલી-ઢાળી છાની ન્હાતી ' રખેને એમને ખબર પડી જાય અને વિલીન થાય ! '

સુશીલરાય કાઇ આજ ગો નહતો રાત્રી તે વખતે તેનો હાથ ઝાલતો શાતિ આપી રહ્યો—" ભારતિ ! ભારતિ ! ' બે ડુમકા લઈ ભાગ્ની શાત થતી.

દાક્તર પણ હંમેશ આવી નિરાશ થતો. ભારતી માત્ર તેના મુખપરથી જાણતી; કારણ કે બ્હાર જઇનેજ વીરપ્રસાદ અને સુશીલરાયનાં માત પિતા વિગેરે આગળ બધી હકીકત કહેતો. આવતું સંકટ સહન કરવાને અને ઓચિંતો પ્રહાર ન લાગે એટલા વાસ્તે પ્રથમથીજ તેમને જરા જરા નિરાશ કરતો. પણ થોડી આશાય આપતો. દાક્તરના ગયા પછી ભારતી સુશીલરાય સામું જોઇ રડતી. એનું બીજું શું ચાલી શકે ?

* * * *

મ્હોટી બ્હેન સામે ખુરશીપર પુઠ કરી બેઠી હતી. ભારતી સુશીલરાય તરફ નજર કરી પંખો નાખતી હતી. ધીમે રહી સુશીલરાયે પંખાવાળો કર પકડ્યો. "ભારતિ !" તે ધીમેથી બોલ્યો.

મ્હોટી બ્હેને સાંભળ્યું; સામું જોયું. સુશીલરાયે ત્હેના સામું જોયું. સમજી ગઇ. ઉઠી ગઇ. "ભારતિ ! કહે હું ત્હને પ્રિય છું ?"

"એમ કેમ પુછોછો ! ત્હમારા સિવાય મ્હને કોણ પ્રિય છે. ?"

"ઠીક ત્યારે. પ્રિય છું તો કહે ત્હને શું પ્રિય છે ? આ નશ્વર દેહ પ્રિય છે, હૃદય પ્રિય છે, પ્રાણ છે ? કે હું આત્મા અવિનાશી ત્હને પ્રિય છું ?"

શા કારણથી પૂછે છે તે ભારતી જાણી ગઇ. હૃદય રહ્યું નહિં. પ્રિયનેજ મુખેથી ? પોતાની શરીર સ્થિતિપરથી ભવિષ્ય, અને મ્હારા હૃદયને પણ એ દુઃખ સહન કરવા સજ્જ કરવાનું એમનેજ મુખેથી ?"

દાક્તર કહેતો છતાંય સત્ય નહોતું લાગતું. આશા લાગતી કે મોતને સ્વાધીન થએલાંય જીવે છે. પણ પોતાનો અંતકાળ પોતાનેજ ખબર પડ્યો છે–"જીવીશ નહિ " એની ખાત્રીજ છે. ભારતીથી એ કેમ સહન કર્યું જાય ? કોમળ ભારતીથી એ પ્રિય મૃત્યુનો પ્રહાર કેમ ઝીલી શકાય ?"

"ઓ નાથ ! એવું ના બોલશો. મ્હેં મરૂં આખુંય આયુષ્ય આપવાની ઇશ્વરને વિનંતિ કરી છે."

"ભારતી ! જો ઇશ્વર ત્હારી વિનંતી સ્વીકારે તો મ્હને કેટલું દુઃખ થાય. ત્હારા વિના પછી હું શું કરૂં ! પણ ઇશ્વર કાંઇ એમ વિનંતી સ્વીકારતા હશે ? ભારતિ ! રડીશ નહિ. મ્હને દુઃખ થાય છે. હું કહું તે સાંભળ ત્હારા ભવિષ્યને અવલંબન મળશે. તું નકી સુખી થઇશ. જો તું મ્હારૂં કહ્યું માનીશ તો.

"ત્હારી સ્થિતિ હવે સુધરશે. યૌવન દશાએ પહોંચી છું એટલે એકલું રહી શકાશે નહિં.–કહે ભારતિ ! તું શરીરને ચાહે છે કે આ આત્માને ?

"ખરી રીતે તો મ્હારે ત્હમારા આત્માનેજ ચાહવો જોઇએ."

"આત્મા તો સર્વવ્યાપી છે. બીજાના શરીરમાં પણ વ્યાપેલો છે. વળી અવિનાશી છે, તો તું અન્ય પુરૂષમાં મ્હને દેખી લગ્ન ન કરે, તેની સાથે શુદ્ધ સ્નેહ ન બાંધે ? હજી મ્હેં કાંઇ મ્હારી સાથે લગ્ન કર્યું છે ? એટલી મ્હારી વિનંતી—"

"ન બોલશો. એવું ન બોલશો. સ્નેહની એટલી ઉચ્ચ કોટિએ હજી હું પહોંચી નથી."

વાર્તામાં વાર થઇ. બોલવાથી ઉલટું ગળાને જોર પહોંચશે જાણી મ્હોટી બ્હેન અંદર આવી.

* * *

આજ સ્હવારનો સુશીલરાય બોલ્યો નથી. ભારતી રડતી છતાંય તેનો પંખો પકડ્યો નથી. કપાળે વારંવાર કર મુક્યા છતાંય આનંદની ઊર્મિ મુખપર પ્રદર્શિત થઈ નથી. સગાં સ્નેહીઓ આજુબાજુ શન્ય મુખે બેસી રહ્યાં હતાં ! ભારતી ખિન્ન વદને ગુરૂજનનું માન રાખ્યા વગર "સુશીલરાય ! ઓ સુશીલરાય ! બોલોને—નહિંજ બોલો ? પ્રેમની પરીક્ષા હવે પુરી થઇ. વિજયી નીવડ્યા !" બોલતી હતી "વ્હાલમાં મ્હારા સામુંય નહિં જુવો ? ' ભારતિ ! ક્યાં છું ' એ આજ કેમ પૂછતા નથી ?"

સુશીલરાય એનાં માતપિતાને એકનોજ પુત્ર હોવાથી એ કુટુંબમાં અધિક શોક ફેલાઇ ગયો હતો. આંખમાં આંસુ ગાળતાં સહુ બેસી રહ્યાં હતાં.

થોડીવારમાં વીરપ્રમાદ તથા દાક્તર અંદર આવ્યાં. ભારતીને હંમેશ પ્રમાણે પાસે જોઇ. પણ આજેજ એ જણાઇ આવી. દાક્તરને એ ગમ્યું નહિ. અત્યંત ભયંકર ભાગ્યું, 'કંઇક યુક્તિ કરૂ. ભારતીને બીજી ઓરડીમાં લઇ જઉં.'

"બ્હેન ભારતિ ! આમ બેસ અને આ દવા આપું તે પી જા. એથી એમને મટશે." ગાઢ નિદ્રાનું મિશ્રણ આપ્યું.

"હું ?—" તરતજ પી ગઈ હમણાં બોલશે એમ ધારી સુશીલરાય તરફ જોઇ રહી. આંખ મીંચાઇ ગઇ. ભાન જતું રહ્યું. સુવાડી બીજી ઓરડીમાં લઇ ગયા. દાક્તર પણ દવા આપતાં અશ્રુ ખેરવી ગયો. ત્રણ કલાક પછી સુશીલરાયના પ્રાણ વાયુ શાંત થઈ ગયા.

* * * *

ભારતી રાત્રે જાગી. "ઓ સુશીલરાય ! બોલોને" લવી. કોઇક સ્ત્રી—ભારતીની મ્હોટી બ્હેન, હમણાંજ જાગશે ત્યારે એની સ્થિતિ કેવી થશે એ કલ્પી પાસે બેસી રડતી હતી. રોવાનો સ્વર સાંભળ્યો. ઓચિંતો ધ્રાસકો પડ્યો. હૃદય ફાટી ગયું ! માત્ર

"ગયા—એકલા—નાથ !"

એટલુંજ સંભળાયું. આગળ બોલી નથી—પુનઃ જાગ્રત થઇ નથી. સુશીલરાય શિવાય એકલી રહી નથી.

कांचन.

---

# विविधविहार.

## *બાબુ ભૂપેન્દ્રનાથ બસુનું "બિલ."

જનસમાજના બંધારણને ટકાવી રાખવા માટે લગ્નની સંસ્થા અતિ આવશ્યક છે. જંગલી મનુષ્યોમાંથી જેમ જેમ આપણે સુધરતા ગયા તેમ લગ્ન સુબન્ધી આપણી ભાવના

* જનસમાજમાં ચર્ચાતા મહાપ્રશ્નોમાં સ્ત્રીઓ રસ લઇ પુરૂષ વર્ગને સહાય કરી શકે એ ઉદ્દેશથી આ માસિકમાં આ લેખ લખવામાં આવ્યો છે. "બસુ બિલ" વિષે અત્યાર સુધીમાં ઘણી તરફથી એટલી બધી ચર્ચા થઇ ચુકી છે કે આ લેખમાં નવિન કાંઇ નહિં લાગે પરન્તુ એ બધી ચર્ચા સ્ત્રીઓના વાંચવામાં આવી નહિં હોય એમ ધારી એક સ્થળે એ બસુના બિલ ઉપર અનેક દૃષ્ટિબિન્દુથી ચર્ચા કરવાનો અહિં પ્રયાસ કર્યો છે.

ઉંચી થતી ગઇ અને હાલ કોઇપણ પ્રજા સુધરેલી છે કે નહિં હેનો મુખ્ય આધાર તે પ્રજામાં લગ્નની સંસ્થાની અને સ્ત્રી પુરૂષના સમ્બન્ધની સ્થિતિ ઉપર રહેલો છે એમ ગણાય છે. જગતમાં મનુષ્યોના બધા સમ્બન્ધો કરતાં સ્ત્રી પુરૂષનો લગ્નથી થતો સમ્બન્ધ સહુથી અગત્યનો ગણાય છે કારણકે એ સમ્બન્ધ દરેક સ્ત્રી પુરૂષની જીન્દગીપર્યન્ત ચાલે છે એટલુંજ નહિં પણ ભવિષ્યની પ્રજાનું સારા નરસાપણું એ સમ્બન્ધની યોગ્યાયોગ્યના ઉપર આધાર રાખે છે.

આપણી જનસમાજમાં હાલ લગ્નની પ્રાચીન ભાવના ઘણે ભાગે નષ્ટ થએલી દેખાય છે. વય અને ગુણમાં અનુકૂળ સ્ત્રી પુરૂષોનાંજ લગ્ન કરવાની ધર્મશાસ્ત્રોની આજ્ઞા છતાં હાલમાં હિન્દુજનસમાજમાં માબાપ અથવા વડીલ વર્ગના અલ્પ સમયના સ્વાર્થને લીધે, અથવા ન્યાત જાતના રિવાજ પ્રમાણે ગમે તેમ છોકરા છોકરીઓને પરણાવી દેવાય છે. જે માબાપ પોતાનાં સંતાનને યોગ્ય ઉમ્મરે, યોગ્ય જગાએ પરણાવવા ઇચ્છતાં હોય તેમનાથી પણ હાલના કેટલાક સંજોગોને લીધે તેમ બની શકતું નથી. કારણ કે પોતાની ન્યાત જાતનાંજ છોકરા છોકરી સાથે અનુકૂળ હોય કે ન હોય તોપણું લગ્ન કરવાં પડે છે. લગ્ન જેવા અતિ પવિત્ર અને ઉચ્ચ સમ્બન્ધમાં જન સમાજના અનિષ્ટ બંધનો વચમાં નડે એ ઘણું હાનીકારક છે. ન્હાની ન્યાતોમાં અનુકૂળ વર અથવા કન્યાના અભાવે ગમે તેવા વર અથવા કન્યાનાં લગ્ન કરવાં પડે છે અથવા તો એક પુરૂષને અનેક સ્ત્રીઓ પરણાવવી પડે છે. આ સર્વ પરિણામ માટે માબાપ અથવા આસપાસનાં માણસો કરતાં રુઢીનાં અનિષ્ટ બન્ધનો વધારે જવાબદાર છે. ધર્મશાસ્ત્રોની સમ્મતિ છતાં રઢી પ્રમાણે એક ન્યાતના પુરૂષના અન્ય ન્યાતની સ્ત્રી સાથેનાં લગ્ન ગેર કાયદે ગણાય છે. બ્રિટિશ રાજ્યના કાયદામાં હિન્દુઓના ઘણા વ્યવહારમાં ધર્મશાસ્ત્ર કરતાં રુઢીને વિશેષ મહત્વ અપાય છે કારણ કે દરેક ન્યાતમાં અને દરેક પ્રાન્તમાં જૂદી રઢી હોવાથી ધર્મશાસ્ત્રને માન આપતાં ઘણી અડચણ આવે તેવું છે. આવી સ્થિતિ હોવાથી સને ૧૮૭૨ માં બાબુ કેશવચંદ્રસેન અને બીજા કેટલાક બંગાળી આગેવાન સુધારકોએ સરકાર પાસે લગ્ન સંબંધી એક કાયદો કરાવ્યો તે કાયદા પ્રમાણે લગ્ન કરનાર જોડું જૂદી જૂદી ન્યાતનું હોય તોપણ તેમનું લગ્ન કાયદેસર ગણાય છે. પરન્તુ તેઓએ લગ્ન રજીસ્ટર કરનાર અમલદાર પાસે પ્રતિજ્ઞા પૂર્વક જણાવવું જોઇએ કે તેઓ હિન્દુ, બૌદ્ધ, ખ્રિસ્તિ, મુસલમાન, પારસી કે યાહુદી નથી. અર્થાત એવાં લગ્ન કરનાર હિન્દુસ્તાનના કોઇ પણ પ્રચલિત મુખ્ય ધર્મ માનનારા નથી. આ કાયદાનો લાભ માત્ર બ્રાહ્મધર્મના અનુયાયીઓ લઇ શકયા છે. બાબુ ભૂપેન્દ્રનાથ બસુએ આ વર્ષમાં નામદાર વાઇસરોયની કાઉન્સીલમાં એવો એક કાયદો કરવાની દરખાસ્ત મુકી છે કે ૧૮૭૨ માં થયેલા કાયદાનો લાભ સર્વ કોઇ લઇ શકે માટે "અમે" હિન્દુ, ખ્રિસ્તિ, મુસલમાન ઇત્યાદિ નથી" એવી પ્રતિજ્ઞાના શબ્દો એ કાયદામાંથી કાઢી નાખવા. ભૂપેન્દ્ર બાબુનું કહેવું એવું છે કે હાલના સમયમાં ન્યાત જાતમાંજ લગ્ન કરવાની કાંઇ જરૂર નથી અથવા ન્યાતના રિવાજ પ્રમાણેજ લગ્ન કરવાની જરૂર નથી એવી માન્યતા ઘણા કેળવાયલા મનુષ્યોની થઇ છે. આવા કેળવાયલા માણસો હિન્દુધર્મમાંથી નીકળી જવા રાજી નથી. ધર્મ, આચાર, માન્યતા, સર્વમાં તેઓ હિન્દુજ રહેવા ઇચ્છે છે પરન્તુ ન્યાત જાતનાં બન્ધન તેમને ઇષ્ટ નથી; વળી ટુંકી ન્યાતમાં યોગ્ય વર અથવા કન્યા ન મળવાથી તેમના સંતાનને અનુકૂળ સ્થાને લગ્ન કરવાની તેઓને ઘણી અડચણ પડે છે. ૧૮૭૨ના

આ વાંધો જરા ગંભીરપણે વિચારવાજેવો છે. લગ્નની ઉચ્ચ ભાવનામાં કોઇ રીતે આ કાયદાથી ન્યૂનતા આવતી હોય તો બેશક આ વાંધો સબળ છે પરન્તુ પરિણામ એવું થવાનો સંભવ છે કે નહિં તે જોઇએ. એકપત્ની અથવા એકપતીવ્રત એ લગ્નની ઉચ્ચ ભાવના છે એ નિર્વિવાદ છે. એક ધણી જીવતાં છતાં બીજો ધણી કરવો અથવા એક પત્ની હયાત છતાં બીજી પત્ની કરવી એ આપણને યોગ્ય લાગતું નથી. હવે આપણી હિન્દુ જૈન સમાજમાં વસ્તુસ્થિતિ શી છે તે જોઇએ. ગુજરાતમાં નાગરોની એક ન્યાત સિવાય અને દક્ષિણી બ્રાહ્મણોની કેટલીક જ્ઞાતો સિવાય બાકી બધી જ્ઞાતિઓમાં આખા હિન્દુસ્થાનમાં અનેક પત્ની પરણવાનો રિવાજ છે. કેટલાં ક્ષુલ્લક કારણો આગળ મુકી એક પત્ની છતાં બીજી પત્ની કરવાનો રિવાજ બ્રાહ્મણો અથવા પાટીદારોની ન્યાતોમાં છે એ આપણું અજાણ્યું નથી. બસુબિલથી એક પત્ની છતાં બીજી પત્ની કોઇ પુરૂષથી થઇ શકશે નહિં. તેમજ સ્ત્રીથી એક પતિની હયાતીમાં અન્ય પતિ થઇ શકે નહિં. આ બાબતમાં માત્ર એક અપવાદ રાખવામાં આવ્યો છે. સ્ત્રી અથવા પુરૂષ કાયદાની કોર્ટમાં એક બીજાની અનીતિ મજબૂત પુરાવાથી સાબીત કરી શકે તોજ-માત્ર એકજ અસાધારણ પ્રસંગે-કાયદાની અદાલત પતિને પત્નીથી અથવા પત્નીને પતિથી છેડાછૂટકો આપી શકે. હાલમાં એક પત્ની છતાં અનેક પત્ની કરવાનો જે અધમ રિવાજ છે તે એકતર્ફી હોઇ અન્યાય ભરેલો છે અને એવી રીતે સ્ત્રીના કોઇ પણ અપરાધ વિના માત્ર સંતતિ ન હોવાથી અથવા પૈસાના લોભથી અગર એવા કોઇ બીજા નિર્માલ્ય બ્હાનાથી એક સ્ત્રીને ટાળી તેના ઉપર શોક્ય લાવવાનો દુષ્ટરિવાજ બસુના બિલ પ્રમાણે લગ્ન કરનાર જોડાંને માટે બંધ થશે. વળી ૧૮૭૨ નો કાયદો અમલમાં આવે લગભગ ચાળીસ વર્ષ થયા છતાં બંગાળામાં આજસુધી છેડાછૂટકાનો એક પણ દાખલો બન્યો નથી એ વાત પણ લક્ષમાં લેવા જેવી છે. કેળવાયલા મનુષ્યોમાં એક પત્નીવ્રત અને એક પતિવ્રતની ભાવના એટલી દૃઢ છે કે કાયદાથી પરવાનગી મળ્યા છતાં તેનો લાભ બનતા સુધી તેઓ લેતા નથી. આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે જેઓ "આ બિલથી તો છેડાછૂટકાના દાખલા ઘણા થશે" એવો ભય બતાવે છે, તેઓ કાંતો હાલ પ્રચલિત અનેક પત્ની કરવાનો રિવાજ બંધ પડવાથી પોતાની સ્વાર્થવૃત્તિને ધોકો લાગવાથી બૂમો પાડે છે, અથવાતો છેડાછૂટકાના કાયદાનો અર્થ અને આવશ્યકતા સમજતા નથી.

૪. વળી બીજો વાંધો એવો લેવામાં આવે છે કે ધર્મવિધિ સિવાયનાં લગ્ન તે લગ્નજ નથી. માત્ર રજીસ્ટર કરનાર અમલદાર સન્મુખ લગ્ન રજીસ્ટર થાય તે કરાર કહેવાય. ધર્મવિધિથી થયેલાં લગ્ન કહેવાય નહિં. બસુબિલ પ્રમાણે અગ્નિસમક્ષ કે એવી કોઇ ધાર્મિક વિધિથી લગ્ન કરવાની ફરજ પાડવામાં આવી નથી.

આ વાંધો પણ ગેરસમજથી ઉત્પન્ન થાય છે, હિન્દુધર્મની ગમે તે વિધિથી લગ્ન કરવાનો બસુબિલમાં કોઇ રીતે અટકાવ કરવામાં આવ્યોજ નથી. જેને જેને જે યોગ્ય લાગે તે ધર્મવિધિથી અગ્નિ સમક્ષ, પુરોહિતો સમક્ષ, શાસ્ત્રઆજ્ઞાનુસાર વેદવિહિત વિધિથી લગ્ન કરી વધારામાં માત્ર એ લગ્ન રજીસ્ટર કરવાનો ઉદ્દેશ છે. આવી રીતે રજીસ્ટર કરાવવાની જરૂર એ કે જે જે જ્ઞાતિઓમાં અંદર અંદર ચાલતા આવેલા રિવાજ પ્રમાણે લગ્ન ના થઇ શકે તે તે જ્ઞાતિઓમાં પણ આવી રીતે રજીસ્ટર કરાવેલું લગ્ન કાયદા

પૂર્વક ગણાય અને આવી રીતે લગ્ન કરનારથી ન્યાતમા રિવાજ હોય તો પણ એક બીજાની હયાતીમાં બીજી વાર લગ્ન થઈ શકે નહિ

આ પ્રસગે એક વાત યાદઆણવા જેવી છે કે હિન્દુધર્મ પ્રમાણે તો કાઇ પણ વિધિ શિવાયનાં લગ્ન પણ કાયદાપૂર્વક લગ્ન ગણાય છે ગાન્ધર્વવિવાહમા વર કન્યાની પસદગી ઉપરાત કાઇપણ વિધિ કરવાની જરૂર જણાતી નથી જો કે બ્રાહ્મવિવાહ ઉત્તમ ગણ્યો છે પરન્તુ બીજા વિધિપૂર્વક અથવા વિધિ સિવાય પણ પરસ્પર સમ્મતિથી કરેલાં લગ્નનો લગ્ન તરીકે સ્વીકાર ધર્મશાસ્ત્રોમા કરેલો છે

બાબુ ભુપેન્દ્રનાથ બસુએ મુસલમાન અગર બીજી કોમો આ કાયદા સ્હામે વાધો ઉઠાવે તો માત્ર હિન્દુઓની જૂદી જૂદી ન્યાતોમાજ એનો અમલ હાલ તુરત થવા દેવો એવી દરખાસ્ત મૂકી છે એટલે બીજી કોમોને આ બિલ સાથે ઘણો સમ્બન્ધ નથી છતા બીજી કોમોને પણ આ બિલ સ્હામે ખાસ વાધો ઉઠાવવા જેવુ નથી એ આપણે હવે જોઇશુ

'મુસલમાન કોમનો કોઈ પુરુષ અથવા સ્રી આ બિલનો લાભ લઇ લગ્ન કરે તો તે ગેરકાયદે સર ગણાવાથી એ કોમને કોઇ રીતનો લાભ નથી, કારણ કે આ બિલની ગેરહાજરીમા એવી રીતે પરકોમમા લગ્ન કરનાર મનુષ્યો ૧૮૭૨ ના કાયદા મુજબ લગ્ન કરે છે અને પરિણામ એ થાય છે કે એવી રીતે લગ્ન કરનાર મુસલમાની કોમમાથી બહાર નીકળી જાય છે રાજકીય કારણોને લીધે જે સમયમા મુસલમાન કોમ પોતાની સખ્યામા વધારો કરવા અને ગણાવા ઇચ્છે છે તે વખતે આવી રીતે પોતાની કોમમાંથી થોડા પણ મનુષ્યો લગ્ન કરવા માટે "અમે મુસલમાની ધર્મ નથી પાળતા'—એવુ જાહેર કરી કોમની બહાર નીકળી જાય એ એ કોમને ઇષ્ટ ન હોવું જોઇએ તેના કરતા બસુ બિલ પ્રમાણે લગ્ન કરી તેઓ પોતાની કોમનાંજ ગણાય એ વધારે યોગ્ય છે

પારસીઓના લગ્નના અને છેડાછૂટકાના કાયદાને આ બિલથી કોઇ રીતનો વાધો આવશે નહિ પારસી કોમે કાયદાથી ઠરાવ્યુ છે કે પરકોમમા લગ્ન કરનારને ધાર્મિક ક્રિયામાથી અથવા કેટલાક ધાર્મિક હકમાથી બાતલ કરવા પરન્તુ વારસાનો હક તેમનો જતો નથી તો આ બિલથી તેથી વિશેષ કાઇ નુકસાન થવાનુ નથી પારસી ગૃહસ્થ અથવા સ્રી યુરોપની પ્રજાના સ્રી કે પુરુષ સાથે લગ્ન કરે છે તો તેમના લગ્ન ગેરકાયદે ગણાતા નથી તેઓ બન્ને પોતપોતાનો અથવા બન્ને પારસીધર્મ પાળે છે પારસીધર્મના પવિત્ર સ્થાનોમા પારસીઓને મળતા બધા હક તેમને આપવામા આવતા નથી પરન્તુ તેમની સતતિ ગેરકાયદે થએલા લગ્નની પ્રજા ગણાતી નથી તો બસુ બિલથી તે કોમને કોઇ રીતનુ નુકશાન થવાનો સભવ નથી

જૈન કોમમા ધર્મપ્રમાણે જ્ઞાતિભેદ નથી હિન્દુઓના સહવાસથી અને હિન્દુ ધર્મના રીતરિવાજના સસ્કારથી તેઓ જ્ઞાતિભેદ રાખી રહ્યા છે એટલે તેમની જ્ઞાતિમા અદર અદર ચાલતા રિવાજની વિરુદ્ધ લગ્ન થાય તોપણ ધર્મનો બાધ નડતો નથી વળી વારસા જૈનોના સર્વ ભાગ। તેમને હિન્દુ શાસ્રાનુસાર લાગુ પડે છે જૈનોમા વૈષ્ણવ વણિકો સાથે થાય છે તો તેઓને પણ આ બિલ સ્હામે ફરીયાદ કરવાનુ કાંઇ કારણ નથી

ખ્રિસ્તિધર્મશાસ્ર પ્રમાણે લગ્ન કરનાર જોડામાનુ એક ખ્રિસ્તિ હોવુ જોઇએ બીજુ ... મે તે ધર્મનુ હોય વળી સ્રી પુરુષની સમ્મતિથી ધર્માધ્યક્ષ સમક્ષ થએલાં ગમે તેના લગ્ન ... યદેસર ગણાય છે તો તે કોમને પણ આ કા...

આ જ દલીલ બીજી કોમોને પણ લાગુ પડે છે.

હવે આ બિલનાં શુભ પરિણામ તરફ દષ્ટિ કરીએ.

૧ અનેક જ્ઞાતિઓમાં કન્યા અથવા વરની અછતથી થતાં અયોગ્ય લગ્નો કરવાની જરૂર રહેશે નહિં. યોગ્ય વર અથવા કન્યા ગમે તે ન્યાતમાંથી શોધી કેળવણી અને વય ગુણ વગેરેમાં યોગ્ય જોડાં સંધાશે. ઘણાં કામોમાં મા બાપ પોતાની કન્યાને યોગ્ય વર મળવાનો સંભવ ન હોવાથી ઉંચી કેળવણી આપી શકતાં નથી તેઓ પોતાની જ્ઞાતિની બહાર લગ્ન કરી યોગ્ય અને અનુકૂળ જોડાં મેળવી શકશે.

૨ જ્ઞાતિમાં ને જ્ઞાતિમાંજ પરણાવવાથી પોતાની છોકરી ઉપર તેનો વર બીજી સ્ત્રી પરણી લાવશે એવો ભય બલુબિલ પ્રમાણે લગ્ન થયા પછી રહેશે નહિ. કારણ કે એવી રીતે એક સ્ત્રી હયાત છતાં બીજી સ્ત્રી લાવનાર માણસ કાયદેસર ગુન્હેગાર ગણાશે.

૩ હિન્દુ કોમમાં લગ્નના હાલના કઢંગા રિવાજને લીધે તે કોમની બહાર નીકળી જઇ લગ્ન કરનારની સંખ્યા બંધ પડશે. ધર્મમાં અને આચારમાં સર્વ રીતે હિન્દુ છતાં જ્ઞાતિભેદ ન માનનારને હિન્દુ નથી એમ કહેવાની ફરજ પાડવી એ જુલમ છે.અને એક રીતે જોઇશું તો " અમે હિન્દુ નથી " એમ કહેનાર જોડું માત્ર રજીસ્ટ્રારની સમક્ષ એ પ્રમાણે બોલે છે—એ ઉદ્‌ગાર પહેલાં તે હિન્દુજ હોય છે અને એ ઉદ્‌ગાર કર્યા પછી તરતજ પણ બધીજ રીતે હિન્દુ આચાર વિચાર પાળે છે અને પોતાને હિન્દુ તરીકે ઓળખાવે છે, હિંદુસ્તાનમાં પ્રાચીન સમયથી મુખ્ય જ્ઞાતિયોમાં અંદર અંદર લગ્ન થતાં આવ્યાના દાખલા ઘણા છે, બ્રાહ્મણ ક્ષત્રીયની અથવા અન્ય કોમની કન્યા પરણી શકતો. જ્ઞાતિ આવું લગ્ન કરનારને ન્યાતબહાર મૂકી શકશે પરન્તુ તેનું લગ્ન ગેરકાયદેસર ગણાતું અટકશે નહિં. વળી જોઇશું તો હિન્દુ શબ્દ એટલો વિશાળ અર્થવાળો છે, કે કોને હિન્દુ કહેવો અને કોને ન કહેવો તે મુશ્કેલ છે. વનસ્પતિનો આહાર કરનારને જ હિન્દુ ગણીએ તો હાલ ગણાતી હિન્દુ પ્રજાની અડધા ઉપરની સંખ્યાને હિન્દુ એ નામ આપી શકાય નહિં. અમુક જ દેવ કે દેવીની ઉપાસના કરનારને જ હિન્દુ ગણીએ તોપણ કેટલી બધી સંખ્યાને હિન્દુ નામ લાગુ પાડી શકાય નહિં ? અમુક જાતના જ આચાર પાળનારને હિન્દુ કહેવા એવો પણ નિયમ થઇ શકે એમ નથી કારણ કે આખા દેશમાં એકજ પ્રકારના આચાર વિચાર પ્રચલિત નથી. વળી હિન્દુ નામ પણ આપણને પરદેશીઓએ આપેલું છે. હિન્દુ પ્રજાની હાલની બધી જાતો શુદ્ધ આર્ય જાતિના જ વંશજો નથી એમ ઇતિહાસથી સાબિત થયું છે. પ્રાચીન સમયમાં હિન્દુ ધર્મમાં સર્વ કોઇનો સમાવેશ થતો. હજી પણ આપણી આ જાતની ઉદાર, ભાવના છેક નષ્ટ નથી થઇ. સરકારના વસ્તીપત્રકના અમલદારે અંત્યજ–ઢેડ, મહાર વગેરે–વર્ગોને હિન્દુમાં ન ગણવા એવું જાહેરનામું બહાર પાડ્યું ત્યારે કાશી જેવા પવિત્ર તીર્થક્ષેત્રના જૂના વિચારના પંડિતો અને શાસ્ત્રીઓએ સભા ભરીને આ સ્હામે પોતાનો વાંધો દર્શાવ્યો હતો. જ્યારે આવા અંત્યજ વર્ગને હિન્દુ ગણવાની આપણે ઉદારતા બતાવી શકીયે છીએ, તો માત્ર ન્યાતના ચાલતા આવેલા રિવાજથી વિરુદ્ધ લગ્નસમ્બન્ધ કરનારને " હું હિંદુ નથી " એમ કહેવાની ફરજ પાડવી એ કેટલું સાંકડું મન બતાવે છે ! જૂના વિચારવાળા માણસોને આ કાયદાથી કોઇ રીતે વાંધો લેવાનું કારણ નથી કારણ કે આપણે જોયું તેમ ધર્મશાસ્ત્ર પ્રમાણે તેમાં કાંઇ વિરુદ્ધ નથી. આપણી પ્રાચીન લગ્નની ઉચ્ચ ભાવનામાં અવરોધ કરે એવું પણ તેમાં

કાંઇ નથી અને તે ઉપરાંત ન્યાતની સત્તા એ કાયદાથી કોઇ રીતે ઓછી થતી નથી. વળી એ કાયદો માત્ર ( permissive ) અનુજ્ઞાદાયક જ છે, ફરજીઆત નથી. જેની ઇચ્છા એ પ્રમાણે લગ્ન કરવાની હોય તેને કાયદાનો વાંધો નડે નહિં એટલી જ એ કાયદાની મતલબ છે. સને ૧૮૫૬ માં વિધવાઓનું પુનર્લગ્ન કાયદેસર લગ્ન ગણાશે એવું સરકારે ઠરાવ્યું ત્યારે જે હેતુ હતો એટલે કે જે વિધવા ન્યાત જાતના રિવાજથી વિરુદ્ધ પણ ધર્મશાસ્ત્રની આજ્ઞાનુસાર લગ્ન કરે તેનું લગ્ન કાયદેસર ગણાય અને વારસાના તેના હકને કોઈ પ્રકારની હાની પહોચે નહિં, તેજ આ કાયદાનો પણ હેતુ છે. હિન્દુ જનસમાજની હાલની સ્થિતિ અને લોકમતની વિરુદ્ધતા જોતાં જેમ વિધવાનાં લગ્નની,સંખ્યા પ્રમાણમાં ઘણી જુજ થાય છે તેમજ આવાં લગ્ન પણ બહુજ જુજ સંખ્યામાં થશે. પરન્તુ કોઇ પણ મનુષ્યને લગ્નજેવી બાબતમાં ધર્મવિધિથી લગ્ન કરવા છતાં અને અમુક ધર્મ અંતઃકરણપૂર્વક માનવા છતાં " હું એ ધર્મ માનતો નથી, " એમ કહેવાની ફરજ પાડવી એ જુલમજ છે. વળી બીજી રીતે જોઇશું તો જે વાંધા હાલ એ બિલ સ્હામે લેવામાં આવે છે તે સર્વ વાંધા અસલના ૧૮૭૨ ની સાલના બિલ વિરુદ્ધના છે. " બસુબિલ " સ્હામેના ખાસ નવા નથી. ૧૮૭૨ નો કાયદો તો થઇ ગયો છે અને તે અમલમાં આવે છે. તો પછી આ કાયદાસ્હામે એના એજ વાંધાનું કાંઇ પ્રયોજન જણાતું નથી.

બાબુ ભૂપેન્દ્રનાથનું બિલ કાયદો થાય કે ન થાય, પરન્તુ એ કાયદાની ચર્ચાથી લોકમત ઘણો કેળવાયો છે; અને એ ફાયદો કાંઇ ઓછો નથી. વળી ૧૮૭૨ ના કાયદા વખતે તથા સમ્મતિવયના કાયદા વખતે જે પદ્ધતિથી વિરુદ્ધ પક્ષ તકરાર કરતો, જે જાતના નિર્લજ અને અસત્ય લખાણો તે વખતે થતાં, તેમાં હાલ ઘણો ઇષ્ટ ફેરફાર થયો છે એ આનન્દની વાત છે. વળી આબિલના પક્ષમાં જૂના વિચારનાં ગણાતાં કેટલાંક વર્તમાનપત્રોએ પણ પુષ્ટિ આપી છે એ શુભ ચિન્હ છે. હિન્દુ જનસમાજ ધીમે ધીમે આગળ વધે છે પરન્તુ સર્વ પ્રજાઓ કરતા આપણા સમાજમા એકંદર રીતે ઉદારતાની લાગણી, બીજાના મત માટે સહિષ્ણુતા ઘણીજ છે એ નિસંશય છે; અને ગમે તે પ્રકારે જનસમાજ ટકી રહે એ કાળજી પ્રાચીન કાળથી આપણી પ્રજા બતાવતી આવી છે તે પ્રમાણેની વૃત્તિ હજી પણ આપણો સમાજ બતાવ્યા કરે છે એ ખરેખર આનન્દની વાત છે. જનસમાજના જૂદા જૂદા પક્ષના માણસોના આવા મહત્વના વિષય ઉપર શા અભિપ્રાય છે તે જાણવાનો અને તે કેળવવાનો બાબુ ભૂપેન્દ્રનાથે જે પ્રસંગ આપ્યો છે તે માટે તેમનો સમસ્ત દેશ ઉપકૃત છે. D.

## લગ્નનો નવો ખરડો.

કલકત્તાની વાઇસરોયની કૌન્સીલમાં ઑ. મિ ભુપેન્દ્રનાથ બસુએ લગ્ન સંબંધી એક નવો ખરડો રજુ કર્યો છે. ઇ સ. ૧૮૭૨ માં સમાજીસ્ટો માટે સરકારે એક લગ્ન સંબંધી કાયદો કર્યો હતો. તે કાયદામાં સ્હેજ ફેરફાર કરી ત્હેને સર્વેને લાગુ પડે ત્હેવો બનાવવા આ દરખાસ્ત છે. જો હિન્દની કેટલીક પ્રજા—મુસલમાન, પારસી, ખ્રીસ્તી ઇ૦—વાંધો લે તો હિન્દુઓને તો આ નવો કાયદો લાગુ પાડવો, એમ ભલામણ છે.

નવો ખરડો શું કહે છે ?–( ૧ ) કોઈ પણ જ્ઞાતિનાં સ્ત્રી પુરૂષ લગ્ન કરી શકે; ( ૨ ) તે લગ્ન કાયદેસર ગણાય; ( ૩ ) તે લગ્નની પ્રજાને વારસાના હક મળે.

સુધારાને હવે કંઇ હદ છે ? આ સુધારામાં તો સમાજ અને ધર્મનું સંમિશ્રણ થયું છે. બન્નેને એકજ સપાટે કુદાવ્યા છે. સર્વદેશીય ધર્મ બનાવવો છે. ધર્મનાં બંધન તૂટે તો સમાજની શૃંખલાનો શો હિસાબ ! ભિન્ન જાતિની પ્રજા તન અને મનમાં માબાપ કરતાં ચઢિયાતી થાય, એ ડાર્વિનના નિયમ !! સુર સંભળાય છે. લગ્નગ્રંથી પ્રજાકીય ઐક્ય વધારે, અને એ દ્વારા હિન્દની ઉન્નતિ થાય છે.

અભિલાષો તો ઘણા મ્હોટા ! પણ હવાના ગોળા !! મુશ્કેલીઓના કેટલા ઢગ ખસેડવા ? ઉપરના ત્રણ મુદ્દા વિગતવાર લેઇએઃ—

(૧) કોઇ પણ જ્ઞાતિમાં સ્ત્રી પુરૂષ લગ્ન કરી શકેઃ અત્યારના હિન્દુ કાયદા પ્રમાણે તેમ થતું નથી.કન્યા ભિન્ન ગોત્રની પણ એક જ જ્ઞાતિની જોઇએ. પ્રાચીન લગ્ન રીતિઓમાં ગાંધર્વ, રાક્ષસ, અને પૈશાચ વિવાહ હતા, પરંતુ હાલના લોકાચાર પ્રમાણે સરકારે એ વિધિથી થતાં લગ્ન રદ કર્યાં છે. થોડા વખત ઉપર એક રજપૂતે કોઇ બ્રાહ્મણ કન્યા સાથે ગાંધર્વ રીતિએ લગ્ન કર્યું હતું તે પ્રીવીકાઉન્સીલે કબુલ કરવા ના પાડી હતી.

મુસલમાની કાયદો એટલો મર્યાદિત નથી, છતાં તેમાં પણબંધન તો છે જ. બૈતુલકીન — revealed religious — શ્રુતધર્મઃ યાહુદી, ખ્રીસ્તી અને મુસલમાની ધર્મનાં સ્ત્રી પુરૂષ કાયદેસર પરણી શકે. એમાંથી એક મૂર્તિપૂજક હોય, ઉદા, પારસી, હિન્દુ ઇ૦, તો લગ્ન ગેરકાયદેસર ગણાય. તલાક, મ્હેર, અને વારસામાં ફેર પડે.

પારસી અને ખ્રીસ્તી લગ્નના ગુંચવાડા ટેટલાજ છે. એક હિન્દુ દંપતી ખ્રીસ્તી થાય, તો તેનાં તે જ દંપતીને ફરી લગ્ન ક્રિયા કરવી પડે. ખ્રીસ્તી ધર્મ એક પત્નીવ્રત પળાવે છે એટલે એ સ્ત્રીનો પતિ અવનવા ગુંચવાડામાં આવી પડે છે. એ જ પ્રમાણે ખ્રીસ્તી પતિ અનેક પત્ની મેળવવા મુસલમાન થઈ શકે, પણ ફરી ખ્રીસ્તી થાય તો વળી નવો ગુંચવાડો !

**તે લગ્ન કાયદેસર ગણાય :** ઉપરનાં લગ્ન કાયદેસર શી રીતે ગણાય ? કદાચ મુસલમાન, પારસી, ખ્રીસ્તી, યાહુદી—જેમાં છુટાછેડાનો રિવાજ છે, તેમાં લગ્ન એ કંઇક કરારરૂપ લાગે છે. છતાં એ લગ્ન ઉક જ વેપારી કરાર તો નથી જ. લગ્ન ક્રિયામાં ધાર્મિક તત્ત્વ ભળેલું છે, અને એ રીતે એ અસાધારણ કરાર રજીસ્ટર થાય છે. તેથી ઉલટું હિન્દુ લગ્ન તો માત્ર ધર્મક્રિયા જ છે. કરારનો સ્પર્શ સરખો નથી. સપ્તપદી એ મુખ્ય અંગ છે. સાતમે પગલે લગ્નની સિક્કામ્હોર થાય. અગ્નિદેવ સાક્ષી થાય.

નવા ખરડામાં આ ધર્મ અને કરારનો ઝગડો શી રીતે પતશે ? ધાર્મિક તત્ત્વ અરૂપ થતાં મુખ્ય ભાવના નાશ પામશે. છુટાછેડા, પુનર્લગ્ન ઇ૦ પ્રવેશ કરશે. સુધારાવાળાઓને તે તો જોઇએ છે; પરંતુ ઉક આટલે સુધી તો નહિં જ. ધર્મને રજા મળવાથી નીતિ શિથિલ થશે. અમૂર્ત કર્તવ્ય અગમ્ય રહેશે. છુટાછેડાની સગવડ દંપતીને સ્વતંત્રતા સુચવશે. અનેક પુનર્લગ્ન એટલે 'સુધરેલો વ્યભિચાર નહિં તો બીજું શું ? લગ્નનો સુધારો નહિં પણ આ તો કુધારો થશે. સ્ત્રી પુરૂષ નિરંતર નવીનતાનાં રસિક થશે. ત્યારે મનુષ્ય અને પશુમાં કંઇ ફેર રહેશે ! !

તેમ છતાં આવી જાતનાં લગ્ન પણ કાયદેસર ગણવા અને ગણાવવા સરકારને કુલ સત્તા છે. સરકાર શિરતાજ છે. લગ્ન કરનાર દંપતી તે માન્ય રાખશે; પણ સમાજ તો આનાકાની

હૃદય તરફ સહજ આકર્ષાઇ જઇએ છીએ બાળકો માટે પણ ત્હેમણે એક ન્હાનુ, સુમધુર ભાષામા, વાર્તાઓનુ 'પુસ્તક લખ્યુ છે. આપણે ખરેખર આ બ્હેનના બહુ ઉપકાર નીચે છીએ પ્રભુ ત્હેમના આત્માને શાન્તિ અને કલ્યાણ અર્પો !

શ્રીયુત્ બસુના બીલ વિશે મિસિસ રાનાડે મુબાઇ આર્યના સમાજ મન્દિરમા આર્ય મહિલા સમાજની એક મીટિંગમા, સૌ વિદ્યાગૌરી નીલકંઠ બી એ ના પ્રમુખપદ નીચે, મિસિસ રાનાડેએ જણાવ્યું હતુ કે—'ત્હમો બ્હેનોએ એ મિ બસુએ વડી ધારાસભામા હિન્દુ લગ્નના કાયદાને લગતુ જે બીલ દાખલ કર્યું છે તે વિશે સાભળ્યુ હશે આ બીલ આપણી હીંદુ કોમની કોઈ પણ રીતે વિરૂદ્ધ નથી, તેમ કેળવાયલા અને સમજુ વર્ગનુ માનવુ છે તમો જાણતા હશો કે બસુ બીલ ગમે તે કોમો વચ્ચે લગ્ન કરવાની છુટ આપે છે હીંદુઓ તેમજ બીજી કોમવાળાઓની સખ્યા દર સાલ ઘટતી જાય છે અને તેથી તે સખ્યા ઘટે નહી અને દરેક કોમ પોતાનુ બળ ટકાવી રાખે, તેથી અરસ્પરસ લગ્નની ગાંઠમા દરેક કોમે છુટથી જોડાવાની જરૂર છે આ બીલ ખાસ કરીને હીંદુ બાનુઓના છુટાપણાના હકનો એક અગત્યનો સવાલ રજુ કરે છે હાલના કાયદાની રૂએ પતિ ગમે તેવો દુરાચરણી, અશક્ત, દારૂડીઓ અને નાલાયક હોય, તોપણ હીંદુ સ્ત્રીને પોતાની જીંદગી ગુલામગીરી જેવી હાલતમા પસાર કરવી પડે છે એક મરદ ગમે તેટલી સ્ત્રીઓ પરણી શકે છે, પણ સ્ત્રીથી કાઈ પણ બની શકતુ નથી "પતીવ્રતા–પતીવ્રતા" કરીને તેઓની જીંદગીને કચરી નાખવામા આવે છે આમ હોવાથી વખત હવે આવી પહોચ્યો છે કે, હીંદુ સ્ત્રીઓને રક્ષણ મળવુ જોઇએ છે અને તે રક્ષણ બસુ-બીલની રૂએ મળી શકશે સરકાર માબાપ છે અને જો તે આ સવાલને ટેકો આપશે તો હીંદુ સ્ત્રીવર્ગનુ ભલુ થઇ શકશે, પણ તેજ વેળાએ આપણે સ્ત્રીઓએ પણ જાગૃત થવાની કાંઈ ઓછી અગત્ય નથી

અ સૌ વસન્તી બ્હેનનુ અકાળ મરણ વડોદરાના શ્રેય સાધક અધિકારી વર્ગના પત્રોમા તથા સુન્દરી સુબોધમા "આત્મમતી"ની સહીથી લખનાર અ સૌ વસન્તીબ્હેન,–(રા દુર્લભરામ જ્યેષ્ઠારામના પત્ની અને રા મગનલાલ ભાઇશંકરના પુત્રી–)ના બહુજ ન્હાના વયમા થયેલા દુઃખદ મરણની નોંધ લેતા અમને અત્યંત દિલગીરી ઉપજે છે બ્હેન વસન્તી એક સરલ હૃદયની બાલા હતા, અને શાળાની કેળવણીનો બહુ લાભ ન મળ્યા છતા, ત્હેમણે ગૃહશિક્ષણ દ્વારા સારો અભ્યાસ વધાર્યો હતો એમનો સ્વર્ગવાસ આપણી સાહિત્યપ્રેમી બ્હેનોના અકાળ મરણથી વધતી જતી ખોટમા ઉમેરો કરે છે, એમ એમના લખાણના વાચકને લાગ્યા વિના રહેશે નહિ પ્રભુ એમના આત્માને કલ્યાણ અને મોક્ષ માર્ગે પ્રેરો !

બે ગ્રેજ્યુએટ બ્હેનોનો સુપ્રયાસ—વડોદરાના નામદાર મહારાણી અને શ્રીયુત્ એસ એમ મિત્રે લખેલા "હિન્દુસ્થાનમાં સ્ત્રીઓની પદવી" ("પોઝીશન ઑફ વિમેન ઈન ઇંડિયા") નામના પુસ્તકનુ ભાષાન્તર, ના મહારાણીશ્રીની પરવાનગીથી, વિદુષી બ્હેનો સૌ વિદ્યા રમણ ભાઈ નીલકંઠ અને સૌ શારદા સુમન્ત મહેતાએ કરવા માંડ્યુ છે

ભાવનગરનાં રાજકુમારીને મળેલા ચાંદ ભાવનગર રાજ્યના કુંવરી શ્રી મનહર કુવરબાને ત્હેમના ભરત, શીવણ, ગુંથણ આદિ કૃતિઓના ઉત્તમ નમૂના રજુ કરવા માટે સાત મ્હોટા પ્રદર્શનો તરફથી સોનાના ચાંદ મળેલા છે, અને ત્હેમના નમૂના સર્વત્ર પ્રશસા પામ્યા છે છેલ્લો ચાંદ ત્હેમને આ વર્ષે લંડનમાં નામદાર શહેનશાહના રાજ્યાભિષેકના મંગલ પ્રસંગે ફેસ્ટીવ્લ ઑફ એમ્પાયરમા ભરવામા આવેલા પ્રદર્શનમા આપવામા આવ્યો હતો.

બ્હેન અનસૂયાનો ઇંગ્લંડ પ્રવાસ અમદાવાદના સુપ્રસિદ્ધ શેઠ અંબાલાલ સારાભાઇના બ્હેન અનસૂયા વૈદકનો અભ્યાસ કરવાને વિલાયત ગયા છે ત્હેમનો આ સુપ્રયાસ સંપૂર્ણ રીતે સફળ થાઓ.

## દરેક ગ્રાહકને આ સૂચીપત્ર વાંચવા વિનંતિ છે:—

ગ્રાહકને ખાસ લાભ માટે પાછળ જુવો! બાર રૂપિયાનાં પુસ્તકો અર્ધી કિમ્મતે!

# આવતો અંક વી. પી.

આ ડિસેમ્બર મહિનામાં પરમકૃપાળુ પ્રભુએ રાજભક્ત હિન્દને એક ચિરસ્મરણીય, અદ્દભુત બનાવ જોવાનું નિર્માણ કર્યું છે; અને તે એ છે કે,—નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ મહારાજ હિન્દુસ્થાનના તખ્ત ઉપર બિરાજશે. આવા મંગલ પ્રસંગે સમસ્ત ભારત વાસીઓનાં હૃદયમાં અપૂર્વ, અવર્ણનીય આનન્દ પ્રકટ થાય એ સ્વાભાવિક છે. ત્હેના શુભ સ્મરણમાં સુન્દરીસુબોધ તરફથી પણ ડિસેમ્બરમાં કોરોનેશન (રાજ્યારોહણ) નો ખાસ સચિત્ર અંક બ્હાર પાડવા ગોઠવણ થઇ છે. આ પત્રનું લવાજમ એટલું ઓછું છે, અને ત્હેના પ્રમાણમાં સુન્દરીસુબોધનું (ભેટના પુસ્તક સાથે ગણતાં) કદ એટલું મ્હોટું થાય છે કે, ત્હેનાથી મ્હોટાં માસિકો અને પત્રોની સાથે હરીફાઇ થઇ શકે તેમ નથી. તથાપિ 'ફૂલ નહિં તો ફૂલની પાંખડી' તરીકે યથાશક્તિ અમારા તરફથી જે બની શકે તે ગ્રાહક મહાશયો ઉત્સાહથી સ્વીકારી લેશે એમ શ્રદ્ધા છે.

**આ મ્હોટા સચિત્ર અંકમાં, સ્ત્રીલેખ ઉપરાંત, સ્ત્રીવાચનને લગતો ખાસ વધારો પણ આપવામાં આવશે. આ ખાસ અંક ડિસેમ્બરની આખર સુધીમાં બ્હાર પડશે.**

ખાસ અંક તૈયાર કરવામાં, ભેટનું પુસ્તક પ્રેસમાં આપતાં થયેલા વિલંબને માટે માફી ચાહીએ છીએ. 'યોગિની' નામનું નવલકથાનું પુસ્તક જે પ્હેલા વર્ષની ભેટ તરીકે આપ્યું હતું ત્હેના પછીના વિભાગ રૂપે બાલા નામની મ્હોટી નવલકથા ગયા તથા ચાલુ વર્ષની ભેટ તરીકે ફેબ્રુઆરીની આખર સુધીમાં ગ્રાહકોમાં વ્હેંચવામાં આવશે. **પરન્તુ જે ગ્રાહકોનું લવાજમ ડિસેમ્બર સુધીમાં આવી ગયું હશે અથવા જેમણે ખાસ અંકનું વી. પી. સ્વીકાર્યું હશે ત્હેમનેજ આ ભેટ મોકલવામાં આવશે. લવાજમ પ્રથમ વસુલ થયા વિના ભેટ મળશે નહિં એ ધ્યાનમાં લેવા ખાસ વિનંતિ છે.**

બ્હારગામના તેમજ અમદાવાદના ગ્રાહકો-સર્વ તરફ વી. પી. મોકલવામાં આવશે. વી. પી. સ્વીકારવા અનુકૂળતા ન હોય ત્હેમણે ડિસેમ્બરની ૧૦ મી તારીખ સુધીમાં આ ઓફિસમાં મનિઓર્ડરથી અથવા બીજી કોઇ પણ રીતે લવાજમ ભરી દેવા કૃપા કરવી. મોકલેલું વી. પી. સ્વીકારવા સઘળા ગ્રાહકોને ખાસ વિનતિ છે.

## સ્ત્રીલેખનો ખાસ મ્હોટો અંકઃ—

આ અંકને માટે દરેક લેખક બ્હેનને જેમ બને તેમ વેળાસર લખાણ મોકલવા વિનંતિ છે. મોડામાં મોડું તા. ૧૫ મી નવેમ્બર સુધીમાં આવેલું લખાણ પ્રકટ થઇ શકશે.

## કોરોનેશન પ્રસંગે ખાસ લાભ!!!

અમારા ગ્રાહકોને નામદાર શહેનશાહના રાજ્યારોહણના મંગળ પ્રસંગે ખાસ લાભ તરીકે સુન્દરીસુબોધ મન્દિરમાં વેચાતાં નીચેનાં ખાસ વાંચવા લાયક, સ્ત્રી ઉપયોગી પુસ્તકો અંધી કિમ્મતે આપવામાં આવશે.

યોગિની, (સોનેરી પાકું પૂઠું)—વાર્તાલહરી.—મૃદુલા,—કપિંજલા,—ગીતમાળા, ભાગ ૨—અલક્ષ્યજ્યોતિ,—પ્રિયકાન્ત,—સંસાર શા માટે—મોહનગ્રામ—અઘોરકામિનીદેવી— અને સુન્દરી સુબોધની ચોથા, છઠ્ઠા, તથા આઠમા વર્ષની ફાઇલો. ( પોસ્ટેજ જૂદું પડશે. )

મેનેજર, સુન્દરીસુબોધ.

અમદાવાદ.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે સવા રૂપિયો; હિન્દુસ્થાનની બ્હાર દોઢ રૂપિયો.

# ज्ञानसुगन्ध.

देशोदयमां स्त्रीसहाय —

व्हेनो ! सन्नारीओ ! अत्यारे आपणे विलक्षण देशकालमांथी पसार थए छीए ते तमारे अजाण्युं नथी. छेल्लां पचीस पचास वर्षथी ते देशकाल तमे पण समजायो छे देशनुं आर्थिक जीवन छिन्न भिन्न थई गयुं छे, राज्यजीवनमा अनेक विषमताओ उत्पन्न थती आवे छे, अने संसारनां कष्टो तो आपणे मां चोंटलां छेज आर्थिक जीवननी छिन्नभिन्न स्थितिने लीधे स्वदेशी माल वापरवानुं स्वदेशमां आपणा वपनो माल बनाववाना उद्योगो करवानुं व्रत लेवानी अमने जरुर जणाइ छे. आवी जरुर छे ते तमे पण समजो छो अने ते प्रसंगमां अमाराथी बनतुं करवानी साथे अमे तमारी पण सहायता मागीए छीए. सारां मनोहारी वस्त्राभूषणो अर्पीने तमने संतुष्ट करवां ए अमारो धर्म छे अने स्वाभाविक स्थितिमां तो पाताळमांथी पण इष्ट वस्तु लावी तमने अर्पण करवी ए अमे अमारुं कर्तव्य समजीए छीए. पण अत्यारना प्रसंगोमां अमे जापान के फ्रान्सनी बनावटनां रेशमनां वस्त्र तमारे माटे न लावीए, अने डेवीड सासुन के सुरत सिल्क मीलसमां बनती देशी साडीओ तमारे माटे खरीदी तमने अर्पण करीए अने तेज माल खरीदवानो तमने पण आग्रह करीए, तेमां तमे अमने दोष देशो नहि एटलुंज नहि पण जे देशकालमां तमारा मोजशोखमां कंइ न्यूनता लाववानी अमने वृत्ति थइ छे ते देशकालनी बराबर तुलना करी तेमां आपणा जनमंडळनुं कर्तव्य शुं छे ते बराबर समजी अमे स्खलन करता हइए तो अमने वारवा एटले सुधी पण अमे तमारी सहायता मागीए छीए. सांसारिक जीवनमां पण तमने प्रसन्न राखवां ए अमारी फरज छे, छतां लांबा काळथी चालता आवेला क्रमथी अन्यथा वर्तन करवाना प्रसंगोमां तमारी अनुकूलता मेळववानी अमने वारंवार जरुर पडे छे तमारी प्रसन्नता सिद्ध करवा अमारे तमने खरी वस्तुस्थिति समजावीने तमने अनुकूल करवां जोइए; कारण के तमारा उपर अमल करीने तमने अनुकूल करवा करतां तमने अमारा जेवा विचारनांज करीने अनुकूल करवामां तमारा अमारा पूज्यपूजक संबंधनीज पुष्टि थाय छे. अने आ सारु तमने ऊंची केळवणी आपवानु, अमारी विषमताओ समजवानी मानसिक शक्ति तमारामां अवतारवानु, अने अमारी विषमताओनो अनुभव लेवा अमारा जेवां कार्योमां थोडे थोडे तमने दोरवानु पण अमने प्राप्त थाय छे

तमने अज्ञान राखवामां अमने कइज लाभ नथी; तमने नबळां राखवामां अमने कंइज लाभ नथी, तमने अनुभवहीन राखवामां अमने कंइ लाभ नथी. उलटुं अत्यारना देशकालमां तमने विद्या, बल अने अनुभव सपन्न करवामां अमारो पण स्वार्थ रहेलो छे हवे अमारी आंख उघडी छे तमने ज्ञान, बल अने अनुभविनानां राखवामां अमे अमारु अने अमारा जगतनु अकल्याण कर्युं छे ए अमने हवे समजायु छे

उत्तमलाल केशवलाल त्रिवेदी.

( मुंबाइ-गुजराती हिन्दुस्त्रीमंडळ समक्ष करेला व्याख्यानमांथी- )

REGISTERED No B 436

કોરોનેશનનો સચિત્ર અંક સ્ત્રી લેખકો

# સુન્દરી સુબોધ.

ડિસેમ્બર-જાન્યુઆરી: ૧૯૧૧-૧૨. અંક, ૧૦૦-૧૦૧.



# SUNDARI SUBODH.

Dec—Jan 1911-12 · No 100-101.

**Ahmedabad.**

*Special Coronation Number All Contributions by Lady—Writers*

# ज्ञानसुगन्ध.

नामदार शहेनशाहबानु अने हिन्दी स्त्रीओः

नामदार गवर्नर जनरलनां पत्नी लेडी हार्डींजे हिन्दी स्त्रीप्रतिनिधिमंडळ तरफनुं धोळी साटीन उपर सोनेरी झीक चळकथी भरेलु मानपत्र नामदार शहेनशाहबानुने अर्पण कर्युं. ए मानपत्र साथे एक हीरामां जडेलु मोटुं चोरस लीलम अने हीरामां जडेला सात मोटा लीलमना चकतावाळो तथा वचमां लटकता लीलमवाळो हार ए बे वानां पतीयाळानां महाराणीए ते नामदारने अर्पण कर्यां ए जवाहीरो मोगलाइ जाहोजलालीना नमुना रुप छे हिन्दी स्त्रीओनी भेटनो स्वीकार करी तेने पडखे मुकीने ए नामदारे तेनो लागणी भरेलो उत्तर वाळ्यो हतो.

" तमारा आवकारना मनहर उत्साहे मारा उपर गंभीरपणे असर करी छे. अने हुं एवो विश्वास राखुं छुं के, जेओ मने मळवाने आजे अहीं आवेली छे, तेओ पोताना विनयी जुहार अने अंतःकरणनी फरमानबरदारी मारेना मारा आतुर आभारनो पोते जाते स्वीकार करशे अने आ शहेनशाहनी स्त्रीओने जणावशे. रक्षण हेठळ रहेती स्त्रीओना सुख अने कल्याण माटेनी मारी सतत वधती जती उत्कंठानी तमो सघळानी हुं खात्री करी आपवाने इच्छुं छु. हिंदनी स्त्रीओ पोतानां गृहोमां केवी कल्याणकर भव्य असरो करी शके एम छे, ए वात इतिहासनां पानां दर्शावी आपे छे, अने तेनी उमदा कोमोनी तवारीखो पोतानां छोकरांनां हृदयो अने मन माताओए भरेला शिखामणना पाठोना फळ तरीके, खुसी राज्यनिष्ठा अने भव्य सेवानां कार्योथी रंगायली छे.

पडदामां रहेनारी स्त्रीओमां पण धीरे धीरे परंतु खचीतज जे विकास थये जाय छे, ए वात में उंडा-संतोषथी जाणी लीधी छे. अने मारी एवी खात्री थाय छे. के तमारी छोकरीओ पोताना भविष्यना पतिओनी केळवायली अने उपयोगी सहचारीणीओ थई शके ते माटे तेमने केळवणी लेवानुं उत्तेजन आपवाने तमे सघळा इच्छो छो."

" तमे मने जे हीराजडीत भेट आपेली छे, ते सदा मारी नजर समीप कीमतीज रहेशे, अने ज्यारे ज्यारे हुं तेने धारण करीश, त्यारे त्यारे जो के जमीन अने समुद्रनुं हजारो मैलनुं अंतर आपणने छुटुं पाडे छे, तथापि मारा विचारो हिंदना तमारां गृहो प्रति वळशे अने वारंवार आ आनंदी मेळावडानो ख्याल उभो थशे तथा तमारां अंतःकरणोए दर्शावेला स्नेहनुं पुनः पुन स्मरण करावशे.

" तमारी हीराजडीत भेट वंशपरंपरा शहेनशाही वारसा तरीके भविष्यना राज्य कुटुंबने मळनी जशे अने ते हिंदनी स्त्रीओ साथे इंग्रेजी राणीना थयेला पहेला समागमना चिन्ह तरीके सदा जळवाइ रहेशे.

" तमारां अभिनंदनो माटे तथा मारी लेमज राजा शहेनशाह प्रति दर्शावेली भली इच्छाओ माटे हुं तमारो आभार मानु छु, अने शहेन शाहतना बळ, [illegible]ा अने कल्याण माटे हु प्रभुप्रार्थना करवामां सामेल थाउं छु."

(–गुजराती उपरथी )

*Gods in pleasure dwell, Where women are honored."*

—*Manu*

# 'SUNDARI SUBODH'

## Or The Enlightenment of Women

**A High-Class Gujarat Illustrated Monthly Magazine for Women, and Family Journal**

"Welcome! A Million Welcomes
"Offers to day All-India's land.
"We hail you, Gracious Sovereigns!
"And Key to our Hearts we hand,—
"To you and yours, uniting
"Bonds no mortal ever shall break,
"Bonds of Love and Loyalty,—
"Bonds no Power ever shall shake"

## LONG LIVE OUR BELOVED

## Emperor & Empress,

## India's August Sovereigns.

"May You rule us long,
"And leave us Rulers of Your blood,
"As noble till the latest day!
"May children of our children say:
"'He wrought His people lasting good.'"

"O King! Thou art the Sovereign of our Country. Be Thou the Lord of our Hearts. Occupy Thou the Throne, eternal and immoveable. May all Thy People love Thee. May never Thy Empire go from Thee!

"O, King! Do Thou rule this Land and......Be Thou immoveable therein like a mountain. Be Thou unchangeable like God Indra Wear Thou the Kingship of this Land! ......

"The sky is fixed, the earth is fixed, these mountains are fixed, this universe is fixed, this world is fixed; even so be Thou firmly seated Lord of the People! ......

"We offer to Gods the eternal sacrifices with constant application. May God make Thy People solely devoted to Thee!"...

( -*From the RigVeda.* )

---

"May He protect us two together!
"May He make us two enjoy together!
"May we two perform duties together!
"May it be full of Light what we learn together!
"May we two not hate eachother!"

( -*From the Kathopanishat.* )

---

Readers of the '*Sundari Subodh*' and its Editor and Proprietor beg to tender their most humble, respectful, and dutiful homage, in Love and Loyalty, to India's Gracious Rulers; and pray God to grant, unto their Beloved Sovereigns and all Members of the Royal Family, the best happiness and enjoyments, long life and ever-increasing prosperity. They pray also that, it be ordained for the present eminent Successors to the Throne of Rama and Yudhisthir,—Asoka, and Akabar,—Victoria the Good and Edward the Peace-maker, long to continue the paternal work of helping India's uplift and the fostering of its National Ideals and Aspirations. May the All-Loving Lord bestow His tenderest Mercies and choicest Gifts on Their Imperial Majesties, the first to be crowned in India's ancient land and the Dawn of whose Sovereignty is consecrated by the heart-prayers of millions and millions of their subject-peoples, of all races and creeds. Amen!

Ahmedabad,
*12th December, 1912.*

*RamMohanray J. Desai,*
Editor and Proprietor,
'Sundari Subodh'

સ્ત્રીલેખથી ભરપૂર કોરોનેશનનો સચિત્ર ખાસ મ્હોટો અંક.

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.
( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી. )


પુસ્તક ૯ અંક ૪-૫. ]
ડિસેમ્બર-જાન્યુઆરી,૧૯૧૧-૧૨.

આદ્યસંપાદક,
બન્ધુસમાજ, અમદાવાદ.
પ્રકાશક અને તંત્રી.-રામમોહનરાય જસવંતરાય.


સુન્દરી સુબોધનું,-ત્હેના ગ્રાહકો અને પ્રકાશક-તન્ત્રી તરફનું,-નામદાર શહેનશાહ જ્યોર્જ મહારાજ તથા શહેનશાહબાનુ માતુશ્રી સેરી મહારાણીના દિલ્હીમાં રાજ્યારોહણના મંગલ પ્રસંગે નમ્ર-પરન્તુ પ્રેમ પૂર્ણ અને વફાદારી ભર્યું હૃદય વન્દન.

## વિષયસૂચન.





૨. નામદાર પાંચમા જ્યોર્જ શહેનશાહ.

૩. નામદાર માતુશ્રી મેરી શહેનશાહબાનુ.

૪. નામદાર સ્વ. ભગવતી વિક્ટોરિયા મહારાણી.

૫-૬.નામદાર સ્વ સાતમા એડવર્ડ શહેનશાહ તથા બાદશાહી કુટુંબ. (નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુ ઉભાં છે; નામદાર રાજ્યમાતા ભગવતી એલેક્ઝાન્ડ્રા મહારાણી બેઠાં છે.—અને યુવરાજ મહારાજ તથા બીજાં રાજ્ય બાલકો ઉભાં છે.)

૮-૯.નામદાર વડોદરાનાં મહારાણી સાહેબ તથા રાજકુમારી.

૧૦. સુરત અને અમદાવાદનાં વનિતા વિશ્રામની બાનુઓ.

૧૧. સૌ. વિદ્યાગૌરી (બી. એ.) તથા સૌ. શારદાગૌરી (બી. એ.)
સ્વ. સૌ. સુમતી બ્હેન. (એક પ્રતિભાશાળી બાનુ-ગ્રંથકાર.)
સૌ. જમનાંબ્હેન સક્કઇ. (મુંબાઈ, ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળનાં પ્રમુખ.)

# સ્ત્રી—ઉપયોગી ઉત્તમ વસ્તુઓ.

## આપણી જરૂરિયાતનાં સાધનો પરાં પાડતી ચીજોની ખાસ માહેતી.

(આ વસ્તુઓ મંગાવતાં, સુન્દરી સુબોધમાંથી તે વિશે વાંચ્યાનું જણાવશો.)

(પૂંઠા ઉપરઃ—)

તાલ મટાડી, વાળ વધારતું સુગન્ધી તેલઃ—કામિનીયા પફ્યુમરી કું. મુંબાઇ.
બાલકોને નિરોગી, બલવાન કરતી એકજ દવાઃ—કે. ટી. ડોંગરે, મુંબાઈ.
મિલકત બચાવતી, આગ ચોરને હંફાવતી અખંડ તિજોરીઃ— હરીચંદ મંછારામ, મુંબાઈ

(પૃષ્ઠ ૯૭ સામે—ખાસ વધારાનાં પાનાં ૬-૭-૮ઃ)

સુન્દરીસુબોધ-સચિત્ર !—(દરેક વાંચનારે ખાસ ધ્યાનમાં લેવા યોગ્ય.)
સ્ત્રીસાહિત્યવાંચનમાળાઃ—સ્ત્રીઓએ વાંચવા લાયક ત્રિમાસિક સચિત્ર ગ્રન્થમાળા.

(પૃષ્ઠ ૧૯૨ પછીઃ—)

સ્ત્રીદર્દોના ચમત્કારિક ઇલાજવાળી દવાઓઃ—દાક્તર કાળીદાસ મોતીરામ, રાજકોટ.
રૂ. ૧૫) નું સુન્દર ઘડિયાલ ફક્ત રૂ. ૮) માં !—મેસર્સ. કે. સી. બ્રધર્સ, મુંબાઇ.
બગડેલા લોહીને સુધારનાર ઉત્તમ દવાઃ—ડાક્ટર. ગૌતમરાવ કેશવ, મુંબાઇ.
સારાં અને સસ્તાં ચિત્રો-છબીઓ છાપનાર પ્રેસઃ—લક્ષ્મીઆર્ટ પ્રિન્ટિંગવર્ક્સ, મુંબાઇ.
સુબોધક નોવેલો અને અનેક કીમતી પુસ્તકોઃ—વસનજી પરમાનન્દ ચાહેવાળા, મુંબાઇ.
રસીલાં નોવેલો, ઇતિહાસનાં મનોરંજક પુસ્તકોઃ—મેસર્સ પી. ડી. પંડીત અને કું. મુંબાઇ.
ઉપયોગી અને દિલપસંદ પુસ્તકોઃ—પ્રિન્ટિંગ વર્ક્સ એન્ડ બુક્સ એજન્સી, અમદાવાદ.
સ્ત્રી દર્દોપર અજબ અસર કરતી દવાઓઃ—ડાક્ટર ભાલચન્દ્ર વિ. રાણ્કર, મુંબાઇ.
સોંઘામાં મનોહર મ્હોટી છબીઓઃ ખાસ લાભ !—એનલાર્જ ફોટો કંપની, મુંબાઇ.

(પૃષ્ઠ ૨૨૪ પછીઃ-)

ગીતામાળા ભાગ ૧ લોઃ-ઉત્તમગીત ગરબાનો સંગ્રહઃ—શંકરરાય અમૃતરાય, અમદાવાદ.
સંસાર શાગારે !—અદ્ભુત રસમય બોધક નવલકથાઃ—ડાલાભાઇ ઉત્તમરામ ભટ્ટ, મુંબાઈ.

સુન્દરી સુબોધ વાંચનારને ખાસ વિનંતિ.

# સુન્દરી સુબોધ—સચિત્ર!

**સચિત્ર ખાસ અંક.**

સુન્દરી સુબોધના ગ્રાહકોથી એતો અજાણ્યું નહિજ હોય કે, સુન્દરી સુબોધ આજ આઠ વર્ષથી ત્હેમની સેવા યથાશક્તિ કરતું આવ્યું છે. આ માસિક પ્રથમ ફક્ત ચોવીસ પાનાનું પ્રકટ કરવામાં આવતું હતું; અને કેટલાક વખતથી ત્હેના બત્રીસ પૃષ્ઠ દર માસે આપવામાં આવે છે. ગયા વર્ષમાં સ્ત્રીલેખનો ખાસ અંક બમણો મ્હોટો કરવામાં આવ્યો હતો અને આ અંક ૧૦૦ પાનાનો હોવા ઉપરાંત ત્હેમાં પંદર છબીઓ મૂકવાની પણ વ્યવસ્થા થઇ શકી છે.

**પોતાનું, પોતાના કુટુમ્બનું અને દેશનું કલ્યાણ.**

સુન્દરી સુબોધની આ સઘળી પ્રવૃત્તિ ત્હેના ગ્રાહક મંડળના સદ્ભાવ વિના તો અશક્યજ થઇ જાય, એ સ્વાભાવિક છે પરન્તુ સુન્દરી સુબોધની ઉપયોગિતા હજી બરોબર ત્હેના વાચકોમાં સમજાઇ નથી, એમ કહ્યા વિના ચાલતું નથી સુન્દરી સુબોધ એવા પ્રકારનું પત્ર છે, સ્ત્રીઓ—બાલકો અને કુટુમ્બી જનોને તે એટલું બધું ઉપયોગી છે કે, ગૂજરાતી બોલતી પ્રજાના દરેક ઘરમાં તે ખાસ જવું જોઇએ, અને તેમ થશે ત્યારેજ આપણી સ્ત્રીઓની—આપણા કુટુમ્બોની સુધારણા અને ઉન્નતિ સુસાધ્ય થશે પોતાનાં કુટુમ્બની સ્ત્રીઓનું હિત ચ્હાનાર અને પોતાનું તથા દેશનું કલ્યાણ ઇચ્છનાર દરેક માણસે સુન્દરી સુબોધ વાંચવું જોઇએ, એ ખાસ જરૂરનું છે.

**સુન્દરી સુબોધ** પત્રને આથી જેમ બને તેમ લોકપ્રિય કરવા, ચાલુ અંકથી હેને સચિત્ર કરવાનો વિચાર કર્યો છે. સચિત્ર કરવામાં ખર્ચ ઘણું વધે છે અને બીજી પણ કેટલીક અગવડો આવી પડે, એ સંભવિત છે. પરન્તુ અમારા ગ્રાહકોના લાભ અર્થે તે સર્વ સહન કરી, આ માસિકને સચિત્ર કરવાની હિંમત અમે કરીએ છીએ. આ કામમાં વાચક મંડળની સહાય હશે તોજ અમે ફતેહ પામી શકીશું, એ સત્ય અમારી દષ્ટિ બ્હાર નથી. અને તેથી અજમાયશ તરીકે, હાલમાં સુન્દરી સુબોધના ચાલુ વર્ષના અંત (એટલે ઑગસ્ટ મહિના) સુધીજ પત્રને સચિત્ર બનાવવાની વ્યવસ્થા અમોએ સ્વીકારી છે. જો સુન્દરી સુબોધના ગ્રાહકો આ યોજનાને પૂર્ણ ઉત્સાહથી ટેકો આપશે તોજ તે આવતા વર્ષમાં ચાલુ રાખી શકાશે; કારણકે પત્રનું લવાજમ વધારવા અમો માગતા નથી.

**સુન્દરી સુબોધ—હવેથી સચિત્ર !**

આથી ખાસ વિનતિ કરવાની કે, દરેક ગ્રાહકે જેટલા બને તેટલા નવા ગ્રાહકો આ પત્ર માટે વધારવા પ્રયત્ન કરવો. બહુ ન બને તો પણ ઓછામાં ઓછા બે ગ્રાહક તો અવશ્ય વધારવાનો દરેક ગ્રાહકે નિશ્ચયજ કરવો. તેઓ જોઇ શકતા હશે કે સુન્દરી સુબોધના પ્રકાશક તરફથી બને ત્યાં સુધી ગ્રાહકોને વધુ વધુ લાભ મળતા જાય છે. અને અમે અહિં જણાવવા રજા લઇએ છીએ કે હજી પણ ઘણા વધારે લાભ આપવાનો અમારો સંકલ્પ છે. પરન્તુ સ્વાભાવિક રીતે ગ્રાહકો અને વાચકોનો પણ તેજ પ્રમાણે ધર્મ છે કે પત્રનો ફેલાવો જેમ બને તેમ વધારે મંડળમાં કરવો. અમારા ગ્રાહકોને વિનતિ છે કે હેમણે પોતાનાં સંબન્ધી અને મિત્ર મંડળમાં સુન્દરી સુબોધ ને દાખલ કરવું અને અમારા વાચકોને વિનતિ છે કે હેમણે ગ્રાહક બનવું તથા બીજાઓને ગ્રાહક મંડળમાં દાખલ થવા સમજાવવા. ગ્રાહકોની સંખ્યા વધવાથીજ આ પત્રને લાભ છે એ નિર્વિવાદ છે; અને તેથી ગ્રાહકોને પોતાને પણ લાભજ છે એ હેમણે ભૂલવું જોઈતું નથી.

**દરેક ગ્રાહકે ઓછામાં ઓછા બે ગ્રાહક તો જરૂર વધારવાજ જોઇએ.**

ફક્ત સવા રૂપિયામાં સુન્દરી સુબોધ (ટપાલ ખર્ચ બાદ કરતાં એક રૂપિયામાંજ)—(૧) એક સારું, મ્હોટું ભેટનું પુસ્તક આપે છે,—(૨) આવા મ્હોટા, સચિત્ર ખાસ અંક આપે છે,—(૩) મ્હોટાં બત્રીસ પાનાંનું માસિક પત્ર આપે છે,—(૪) હેમાં ચિત્રો દર માસે આપે છે,—(૫) અને ગ્રાહકોને ઉત્તમ સ્ત્રીઉપયોગી પુસ્તકો, બીજી કોઇ રીતે ઓછે મૂલ્યે ન મળી શકે એવાં, ખાસ ઓછી કિમ્મતે આપે છે ! અને ગ્રાહક વધશે તો, આથી પણ વધુ લાભ આપવા પ્રકાશકનો વિચાર છે. તે વિચાર અમલમાં મૂકી શકાશે કે કેમ, હેનો નિર્ણય ગ્રાહકો અને વાચકોના પોતાના ઉપરજ રહે છે.

**એક રૂપિયામાં ગ્રાહકોને અનેક મ્હોટા લાભ !**

સુન્દરી સુબોધ પોતાના દરેક વાંચનારને હેનો ધર્મ પાળવા આગ્રહ કરે છે; અને પોતાના પ્રત્યેની હેની મુખ્ય ફરજ જેમ બને તેમ ગ્રાહકોની વધારે સંખ્યામાં હેનો ફેલાવો કરવો એજ છે, એમ માને છે. જેમં ગ્રાહકોની સંખ્યા

વધશે, તેમ ત્હેમને મળતા લાભ પણ વધશે; એટલે ખરો ફાયદો દરેક વાંચનારને પોતાનેજ છે, એમ કહેવા હરકત નથી. આથી સ્વાર્થ અને પરમાર્થ સાથે સધાય છે. સ્ત્રી કેળવણીની વૃદ્ધિ વિના દેશની ઉન્નતિ નથીજ.

**સ્ત્રીઓ માટેજ રચાયલાં ઉપયોગી પુસ્તકોની ગ્રન્થાવલી**

**સુન્દરી સુબોધના ગ્રાહકોને ઓછી કિમ્મતેઃ ખાસ લાભ !**

# સ્ત્રી-સાહિત્ય વાંચનમાળા.

( સારા કાગળ, ઉત્તમ છપાઈ, સુન્દર છબીઓ, સુબોધક વિષયો. )

રોયલ સોળ પેજી, દળદાર **અઢીસો પાનાંનું** પુસ્તક, **સચિત્ર.** !

દર ત્રણ મહિને નિયમિત રીતે બ્હાર પડશે.

લવાજમ વર્ષનો અગાઉથીજ ફક્ત દોઢ રૂપિયો ( ટપાલ ખર્ચ સહિત. )

**સુન્દરી સુબોધના ગ્રાહકો** જે પ્રથમથીજ લવાજમ ભરી દઇ, આ ગ્રન્થમાળાના ગ્રાહક થશે ત્હેમની પાસેથી ખાસ છૂટ તરીકે ફક્ત **એક રૂપિયો** લેવામાં આવશે.

**પ્રકાશકઃ સુન્દરી સુબોધ મંડળ, અમદાવાદ-તરફથી**

**રામમોહનરાય જસવંતરાય, તન્ત્રી-સુન્દરી સુબોધ.**

**સ્ત્રી-સાહિત્ય વાંચનમાળાના** પ્હેલા અંક તરીકે પુષ્પમાળા નામનું પુસ્તક માર્ચ માસની આખેર લગભગમાં પ્રકટ કરવામાં આવશે; જેમાં સુબોધક, અને ઉત્કર્ષક વાર્તાઓ, નિબન્ધો, કવિતાઓ, ગીત-ગરબીઓ, વિદ્યાકલા-વૈદક અને ધર્મ નીતિના વિષયે સતી-સાધ્વી સન્નારીઓનાં જીવન ચરિત્રો, સામાજિક લખાણો તથા મનોરંજક ઉતારા,-વગેરે **ગમ્મત સાથે જ્ઞાન** આપના અનેક વિષયો અને લેખનો સંગ્રહ કરવામાં આવશે.

સ્ત્રીઓ માટે આપણી ગૂજરાતી ભાષામાં ખાસ પુસ્તકો રચાવવાની મ્હોટી જરૂર લાંબા વખતથી સમજાઇ છે; અને સુન્દરી સુબોધમાં તેમજ અન્ય સ્થળે **સ્ત્રી-વાંચન** અને **સ્ત્રી-સાહિત્ય** વિશે ચાલેલી ગભીર ચર્ચા, જેમાં સ્ત્રીઓ અને પુરષોએ એક સરખી ઉલ્લટથી ભાગ લીધો છે, તેથી પણ આવી **વાંચનમાળા** પ્રકટ કરવાની આવશ્યકતા સાબીત થઇ છે. એટલે વિશેષ વિવેચનની જરૂર રહેતી નથી.

આથી અમે આશા રાખી શકીએ છીએ કે આ **સ્ત્રી-સાહિત્ય વાંચનમાળાની** યોજના, જેમાં ઘણીજ ઓછી કિમ્મતે સુન્દરી સુબોધના ગ્રાહકોને સ્ત્રી-ઉપયોગી પુસ્તકો પુરા પાડવાનું મહાન ધર્મકાર્ય હાથમાં લેવામાં આવ્યું છે, ત્હેને સઘળા ગ્રાહકો તથા વાચકે એક સરખા ઉમંગ, પ્રીતિ તથા ઉદારતાથી સહાય કરવાનું શરૂ કરશે. **સુન્દરી સુબોધના દરેક વાંચનારે સ્ત્રીઓ માટેજ રચાયલી આ ગ્રન્થમાળાનાં પુસ્તકો વાંચવાં** એ દેશોદય અને પોતાનાં સ્ત્રી-કુટુમ્બની સુધારણા તથા ઉન્નતિ માટે ખાસ જરૂરનું છે.

પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવો.

સુન્દરી સુબોધ મન્દિર, અમદાવાદ.

નેક નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુના દિલ્હીમાં કોરોનેશન દરબાર ના મંગલ પ્રસંગે.



પ્રભુપ્રાર્થના કરતી ગુર્જર સુંન્દરી.

હિન્દના શહેનશાહ ઘણું જીવો.



નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ મહારાજ.

હિન્દના શહેનશાહબાનુ ઘણું જીવો !



નામદાર માતુશ્રી મહારાણી [illegible]

હિન્દનાં પ્હેલાં શહેનશાહ બાનુ.



નામદાર માતુશ્રી ભગવતી વિક્ટોરિયા મહારાણી.

સ્રીલેખનો ખાસ અંક.

# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનભાઈના શબ્દોમાં કહીએ તો,-"સ્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય ...પોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણ... ...બન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની ભૂ... ...છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, ...ટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણ વાંસનાઓ તૃપ્ત કરે;" ...વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડૂબતાં ...ન્દુનાં આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાનાં સંતાનોના વિકાસ અને પ્રગતિની ...હાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસભર્યાં કિરણો પૂર્ણ ...સ્તારથી પ્રસારેઃ—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે." "સ્રી વિના ગૃહ નથી, ગૃહ વિના ...જ નથી, અને પ્રજા વિના રાજ્ય નથી...... સ્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

...ર્ષ ૯ મું.] ઈ.સ.૧૯૨૧,ડિસેમ્બરઃ કાર્તિક-માર્ગશીર, વિ.સં. ૧૯૭૮. [અંક ૪ થો.

## उदयगुंजनः

**...મ્હારો પ્રિયતમઃ**

પ્રભુની કૃપા એજ સઘળી જિંદગીનો હેતુ છે, એ હમ્મેશાં મ્હારા સ્મ... ...રણમાં રહ્યાં કરો. મ્હારો વ્હાલો પ્રીતમ સકળ વિશ્વમાં એકજ છેઃ કદિ કદિ ...તે કોઇ (જિંદગીની) બારીમાંથી ડોકિયું કરે છે, કદિ કદિ તે કોઇ (જિંદ... ...ગીનું) દ્વાર ઠોકે છે. પ્રીતમજીને કાંઈ ખોટ નથી, છતાં હું ત્હેની સેવા કરી ...શકું, માટે તે માનવીની જરૂરિયાતો ધારણ કરે છે. ત્હેને કદિ ભૂખ લાગતી ...નથી, છતાં હું આપી શકું માટે તે માગતો આવે છે. બારણાં ઉઘાડી હું ત્હેનું ...(જિગરમાં) સ્થાપન કરું, માટે તે મ્હારે ઘેર આવે છે. મ્હને આરામ મળે, ...એટલાજ માટે તે થાક સહે છે. હું અર્પણ કરી શકું, માટે તે યાચક બનીને ...આવે છે. વ્હાલા ! ઓ મ્હારા પ્રીતમ ! મ્હારું સર્વસ્વ ત્હારુંજ છેઃ અરે ! ...હું સઘળી પણ ત્હારી જ છું. હે પ્રભો ! મ્હારા 'હું-પણા' નો પૂર્ણ રીતે ...નાશ કર; અને ઓ વ્હાલા પ્રીતમ ! મ્હારા સ્વરૂપમાં તુંજ પ્રત્યક્ષ થા.

—સ્વ૦ સેવાભગિની 'નિવેદિતા.'

ધર્મધ્વજાઃ

આચાર્યજી—પુત્ર! પ્રભુની પ્રીત મેળવવા, પરમાર્થનાં સત્ય કામ ઘણે રીતે બને છે. તનથી, મનથી, ધનથી ને વચનથી, ત્હારો ઉદ્દેશ ધર્મની ધ્વજ ફરકાવવાનો છે. તો એ કાર્ય પણ ઉપર કહેલ રીતે થશે. જો ત્હારૂં તન ચાલી શકે, તો એક પ્રભુના મંદિરમાં, વશી ત્યાં રહી કર સેવા ભાગવતોની; પ્રભુ જનનાં કષ્ટો દૂર કરવા તોડય ત્હારૂં તન. તેમ ન બને તો મનની શક્તિને ઉપયોગમાં લે; સ્વગૃહે બેસી, પ્રભુ વિષયીક વિષયો લખી, સમગ્ર પ્રજામાં તે વેહેંચી, ત્રિતાપમાં તપતાં માનવોને ઠાર. યદિ શક્તિ મનની ન હોય, તો ધન વાપર પરમાર્થમાં, પ્રભુની પ્રજાને ઉપયોગી થા, જન્મનું સાફલ્ય તે થકી કર. અને કદાપિ ત્રણેમાં નિર્બળ હો તો થા ઉપદેશક ને વ્યાખ્યાનો આપી, વચનથી પરમાર્થનાં કામ કરી–પ્રભુ પ્રેમ ત્હેની દયાથી પ્રાપ્ત કર; પરન્તુ મૂળ ઉદ્દેશ ઉન્નતિનો, મૂળ ભાર જગત સ્વામી ઉપર; કર્મ તે ત્હેનેજ રાજી રાખવા, નહિ કે ત્હેના બળથી ઉદ્ધરવા, સમજ્યો બેટા!

મધુકર—સ્વામીજી!. બરોબર સમજ્યો, પરન્તુ જમાનો જૂદો છે; હાલ સર્વે સર્વ પ્રજા એકત્ર થવા ઈચ્છે છે, ત્યાં હું શું કરીશ?

આચાર્યજી—વધુ ઉપયોગી બનીશ. પ્રભુને વચમાં રાખે તો સમગ્ર પ્રજા એકજ છે: ને એ ભાન કરાવી, પ્રભુને મધ્યબિન્દુ ગણવા ઉપદેશ દેજે. મુખ્ય બાબત, જગતસ્વામી જ મધ્યબિન્દુ, એ લક્ષમાં રાખવાનું.

મધુકર—પરન્તુ હાલ સહુ સુધારો ચાહે છે.

આચાર્યજી—તો ત્હારો તો નિત્ય સુધારાનો ઉપદેશ છે, સુધારીને ઉદ્ધારવા તે ઉદ્દેશ છે.

મધુકર—પરન્તુ હાલ તો સ્ત્રી પુરૂષ સહુ સમાન છે.

આચાર્યજી—તો આપણા સંપ્રદાયમાં કયાં કોઈને અપમાન છે? મુખ્યાચાર્યનું વર્તન શું છે? જગતમાં જન્મી જ્ઞાન પ્રાપ્ત કરી, પોતાનો ઉધ્ધાર કરવા સહુને હક છે. ઉપનિષદો–શ્રુતિઓ–પોતે શું કહે છે? ગાર્ગીને મૈત્રેયી કોણ ને શું હતી? બેટા! દીર્ઘદ્દષ્ટી કરી નીરખો. જેટલું છે તેટલું પુરા ધ્યાનથી તપાસો, ને સત્યાર્થને વળગી સીધે માર્ગે, શાસ્ત્રના જ્ઞાનમાં પણ વ્હડો. વાંચી, વિચારી, અર્થ કરો તો સહુ સમજાશે.

મધુકર—ત્યારે ઉપદેશ દઈ ઉપાય શો બતાવવો?

આચાર્યજી—પ્રપત્તિ, શરણાગતિઃ

तमेव शरणं गच्छ सर्वभावेन भारत।

પ્રભુના આશ્રિત, સાચા સ્વામીના સ્નેહીના સ્નેહી, નાથના પ્રેરિત કાર્યમાં નિમગ્ન, રાખેલ સ્થિતિમાં રાચવું, અને નિર્મિત કર્મમાં ત્હેને કાજે જ મચવું; એ અંતિમ ઉપાય.

सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥*

ને એ ઉપદેશ દ્વારાજ ધર્મધ્વજા ફરકાવજો, બેટા !

સ્વ. સૌ. સુમતીબ્હેન કૃત ' મધુરી.

---

# काव्यकुंज.

## કુમળું પુષ્પ.

( લલિત )—મધુર બાગમાં પુષ્પની કળી, નીરખતાં હદે શાન્તિ બહુ થઇ;
દિન દિને ખીલી શોભશે સદા, પરમ આશ એ રાખતી અહા !

સુજન માળીએ પરમ સ્નેહથી, જતન કર્યું કંઇ આત્મ ભોગથી;
દિવસ રાત મ્હેં હાથ ફેરવી, હૃદય ચાંપીને સાચવી કળી.

કળી ફુટી અને પાંદડી દીઠી, મધુરતા ખીલી, ગંધ શી મીઠી !
કુસુમ કોમળું ખેલી ફાલતું, હૃદય સર્વમાં હર્ષ રેલતું.

બની અસ્વસ્થ હું એક રાત્રિએ, ફુલ નિહાળતી બાગને વિષે;
ઝુલતું તે હતું પવન લ્હેરમાં, શોભતું હતું ચન્દ્ર તેજમાં.

નજીક જઇ ધરું હાથ પુષ્પમાં, સરપ ત્યાં દીઠો ડંખ મારતાં !
કુમળું ફૂલડું શું મરી જશે ? હૃદય માહરૂં બાળી નાંખશે !

રુદન આખી મ્હેં આંસુ ગાળિયાં, નિંદર તો ગઇ, અર્પી વેદના !
જીવનઅમિ ચુશી સાપ તો ગયો, મધુર ફુલનો નાશરે થયો !

સરસ રૂપને ગંધ હા ! ગયાં, મૃદુકુસુમનાં સુખડાં વહ્યાં !
ખરી પડ્યું નીચે, કોઇ ના લહે, પગ તળે જતાં ચિત્ત ના દહે !

ભુલી બધાં જતાં, ક્યમ હું વીસરૂં ? બહુજ હેતથી જે ઉછેરીયું;
કુસુમ કોમળાં અન્ય દેખની, સુખથી જીવજો, એમ માગતી.

સેન્ટાક્રુઝ. સૌ. પ્રમિલા.

---

* " હેનેજ શરણે જા તું, સર્વ ભાવેથી, ભારત ! "
" સર્વ ધર્મો પરિત્યાગી લે મ્હારું શર્ણું એક તું;
હું ત્હને સર્વ પાપોથી મુકાવીશજ, શોચ મા. " ન્હા. દ. કવિ–ભગવદ્ગીતા.

## ત્રિભુવનનો બાગ.

( ગઝલ )—ત્રિભુવન સૃષ્ટિના બાગે, થયાં વેલી અને વૃક્ષો;
દિસે નાનાં, વળી મોટાં, યુવામાં કંઇ, અને વૃદ્ધો.
ફળે ફુલે પ્રફુલેલાં, બહુ ભારે ઝઝૂમેલાં;
થયા છે પુષ્પ ના ગોટા, કળી કો, ખીલનાં મોટાં.

જગત્માળી રખેવાળી, કરે કેવીય સંભાળી ?
લતાઓને લડાવે તે, હસાવીને રડાવે છે !
ચતુર માળી બધું ખેડે, બધું વેડે, નિવડે ને;
વિણે કુસુમ ખીલેલાં, અને લેવીણું બીડેલાં.

કદિ કાચી કળી વીણે, કદિ મૂળેથી ઉખેડે;
ચતુર એ માળી વનમાળી, ખરી તારીજ બલીહારી.
કરે સરવે, નથી કરતો, શિરે તું આળ ના ધરતો;
નિમિત સહુ કાર્યમાં કાઢી, અરે ! તું નાંખતો વાઢી.

વિભુ ! ઓ વિશ્વના માળી ! રહે તું ચારુ સભાળી;
કળી કાચી તું ના લે તો, બગાડીશ ના ખીલેલાં જો.
સુગંધી તેની સહુ જાશે, જગત બાગે ન ફેલાશે;
પુરાં પાકાં થવા દે જે, પડ્યાં પુષ્પો વિણી લેજે.

છુંદાવા તે ન દેતો તું, તહારી યાચું રક્ષા હું;
જગત્ ફુલવાડીના માળી ! સદા લે વેલી સંભાળી.
જગત્બાગે તું વેપારી, ખરીદી તારી છે ન્યારી;
બધું તારું, નથી મારું, હરિ સુખ રૂપ જે ચારૂ.

ભાવનગર ——— સૌ. હરિસુખગૌરી.

## ઋષિનો આશ્રમ: ( ગુરૂકુલ. )

દોહરો—સુન્દર સરિતા વહી રહે, મનહર નિર્મળ નીર;
નવ પલ્લવ વૃક્ષો ઘણાં, શોભે તેને તીર.

વૃક્ષ ઘટા છે ત્યાં ઘણી, જોતાં મન હરખાય;
મનહર સ્થળ તો તે અતિ, પ્હાડ તળે સોહાય.

કુસુમ ભર્યાં તરુ શોભતાં, વિવિધ રંગ, રસ ગન્ધ;
નાજુક વેલી ડોલતી, શોભે રમ્ય પ્રબન્ધ.

વિવિધ જાતનાં પંખીડાં, બોલે બોલ રસાળ;
પુષ્પે પુષ્પે ઘૂમતાં, ભ્રમર કરે ગુંજાર.

સવારના શુભ પહોરમાં, શોભે સરિતા નીર;

(ચોપાઇ)—સુન્દર વૃક્ષ ઘટાની માંય, મઢી બનાવી વસવું ત્યાંય;
સખી ! આનંદ મળે નહિં પાર, વસતાં મનહર વનમોઝાર.

કુદરતી લીલા નિરખ્યે જેમ, હર્ષ વધે સહુ મનમાં તેમ;
દિસે પરમ સુખનું એ ધામ, શહેર મહેલ વિના એ દામ.

સુખકર આશ્રમ ગુરૂનો રહોય, વિદ્યાર્થી જ્યાં શિષ્યા હોય;
રહીને સરખી સખીઓ માંય, લેવી વિદ્યા સઘળી ત્યાંય.

(હરિગીત)—ઋષિઓ તણા જ્યાં આશ્રમે, પ્રિય ! શાન્તિમાં રહેવાય છે,
મુનિ ગુણ તણાં ફળ પુષ્પથી, નિજ આત્મ જ્યાં પોષાય છે;
શુભ બોધ સરિતાનું સુધા સમ, જળ સખી ! પીવાય છે,
તે જિવિત છે નકિ ધન્ય, જેનું પુણ્ય પન્થે જાય છે.

મદ, ક્રોધ ને નહિં લોભ જેને, હૃદયથી ત્યાગજ કર્યો,
તજી મોહ, મત્સર, શાન્તિનો, જ્યાં રસનિધિ ઉરમાં ભર્યો;
કલ્યાણ થકી ભરપૂર જ્યાં, વન આશ્રમો સોહાય છે,
એ સ્થળ વિષે વસવા સદા મન માહરૂં બહુ જાય છે.

(દોહરો)—શહેર કરતાં તો ઘણું, રમણીય લાગે વન,
ત્યાં વસવા ઉજમાળ છે, આ સખી ! મારૂં મન,

શુદ્ધ ભાવથી વન વશી, જપીએ પ્રભુનો જાપ,
તો ભવ બન્ધન છૂટીએ, કપાય પાપ અમાપ.

સહાય કર અમને પ્રભુ, તું છો દીન દયાળ;
તુજ કૃપાએ સુગમ સહુ, કરીએ મંગળ માળ.

રહેવા મન હરખાય છે, હે હરિ કૃપાનિધાન !
કરવા વિદ્યાભ્યાસને, ધરવા તારૂં ધ્યાન.

ધરવું તારૂં ધ્યાન ને, રમવું તારી સાથ;
નિશદિન શરણે રાખજે, પ્રભુજી ! ગ્રહીને હાથ.

રાજકોટ.  બ્હેન નિર્મળા.

## હૃદયના ઉદ્દગાર.

(મન્દાક્રાન્તા.)—જોયું મેં તો હૃદય સહુનું, હાય લાગે કઠોર,
જોયું મેં તો હૃદય સહુનું, ના દયા છે લગીર;
જોઇ આવું મુજ મન બને, વૃત્તિ ઉદાસ રહેવા,
ધાર્યું મેં તો [illegible] ઇશના [illegible] ગાવા.

આ સંસારે વિમલ સતિની વ્યક્તિઓ ક્યાં વસે છે ?
આ સંસારે શુદ્ધ હૃદયના સાધુઓ ક્યાં ફરે છે. ?
સાવિત્રી શા સુશીલ ગુણુની સાધ્વીઓ ક્યાં રહે છે ?
જેનાં હું જઇ પદકમળમાં ચિત્ત મૂકું, ઠરે તે.

હા તેનાં તે અમીઝરણુ શા શબ્દ મીઠા હું આપું,
હોજો શાન્તી સકલ હૃદયે એમ હું નિત્ય ભાખું;
રે ! રે ! માડી ! મમ ભગિની તું ! સ્નેહમાંહે વિરાજે,
તે સાધ્વીની ચરણરજમાં બ્હેની ! તું નિત્ય ન્હાજે.

સાધ્વીઓનાં સરલ હૃદયો જોઇ હું શાન્તી પામું,
આનંદેથી અતિશય, અહા ! દેહને આત્મ નામું;
થાજો બ્હેની ! સહુ ગૃહ વિષે દિવ્યતાશીલ દેવી,
અસ્તુ ! અસ્તુ ! મમ ઉરની છે વાંચ્છના નમ્ર એવી !

અ. સૌ. કપીલા.

---

## પ્રેમયોગિની. ✓

(ગઝલ)—અરે યોગી, અરે યોગી ! હું તો છું પ્રેમની યોગી;
અરે યોગી, હૃદય ભોગી ! હું તો છું સ્નેહની યોગી.
કહું કોને અરે મ્હારી કરમની આ દુઃખી કહાણી ?
થયું શું ને થશે શું તે, ન જાણે કોઇ આવારી !

દુઃખી સંસાર મ્હારો આ, દુઃખી સંન્યાસ મ્હારો આ;
નહીં સુખ ક્યાંઈ હું દેખું, ન સંસારે ! ન સંન્યાસે !
ઉપાસક પ્રેમની હું તો, સદા રહું પ્રેમમાં રાજી;
હૃદયડું પ્રેમને મ્હાતું, છતાં રહું છું સદા પ્યાસી !

તજી છે પ્રેમિએ જ્યારે, હૃદય રડતું સદા ત્યારે;
નહીં ખપ નાથ મ્હારો ને, ફરૂં ધારી જીવન શાને?
નહિં ધારૂં ! નહિં ધારૂં ! દુખી આ દેહ નહિ ધારૂં;
અરે શાને ! અરે શાને ! ફરૂં ધારી જીવન શાને.

જીગરથી ચાહું હું જેને, વધુ મુજથી ગણ્યું તેણે,
તજી ત્યારે હવે શાને, રહું સંસાર વેરાને ?
હવે સંન્યાસ આ ધાર્યો, ધરી કફની જ્યહાં અંગે,

ભલે ! રણમાં, વસી વનમાં, જીવન મ્હારૂં બધું ગાળું;
ગણી ખોટો સદા ખોટો ! સકલ સંસાર ને જૂઠો. !

અરે યોગી ! વિયોગી હું, સદા છું પ્રેમની યોગી;
નહિં યોગી ! સદા યોગી, સદા સંન્યાસિની હું તો !

સૌ. કાન્તા

---

## નવા વર્ષની પ્રાર્થના.

સુખ સૌભાગ્ય વધો ઘણું, નવા વર્ષની માંય;
સંપતિ શુભ સંતતિ, દેજો હે જગરાય !
નવું બેસતું વર્ષ બેનડી ! કોડ તમારા પૂરો રેજી,
જદુપતિ જાદવ, મધુપતિ માધવ, પુત્ર આપશે શરીરેજી.
આશા તમારી અવનવી, પૂરશે પ્રભુ તે પ્રીતથી,
મન માનતાં સુખ ભોગ દે, ભંડાર ભરશે વિત્તથી;
ફાલે ફૂલે લતાવેલ ત્યમ, વસતી વાડી ફુલેરેજી. —નવું.
પતિ છે પ્રભુ, પ્રભુ છે પતિઃ મન ભાવના જ્યાં વ્યાપતી;
પૂજે, ભજે, સેવા, કરે, જે નારી જપ એ જાપતી,
મ્હેર કરે છે મુકુંદ માધવ, ઉગે સુખ અંકૂરે રેજી. —નવું.
આજે દીઠી છે આજે તે, કરો દાન ધર્મની કામના,
કોણે દીઠી છે કાલ, તે છે "કાળ" ક્વચિદ્ તમામના;
મણિ-મોહન મન-મંદિર મળતાં, અહંભાવ થયો ચૂરોરેજી. —નવું.

સૌ. મણિબાઇ મેહેતા.

---

## પ્રભાત.

(ઝુલણા)-રાત્રિ વીતી હવે સૂર્ય ઉદય થશે અરુણ ઉગતાંજ સુખ શાંતિ મળશે,
ઉઠજો હીંદનાં આર્ય બાલો હવે, વખત વીત્યો, સદા જીવન ગળશે.
નાતને જાત છે કોણ છે તમતણી, તે તણો ભાઇ વિચાર કરીએ,
માત જે આપડી કેમ તે વિસરીએ, કેમ મતિહીણ-ગુણહીન બનીએ ?
સત્ય ઉપદેશને નિત્ય હૃદયે ધરો, બાંધવો બેનને જ્ઞાન આપો,
પ્રાર્થના એટલી ઇશપદમાં ધરો, ટાળી દુર્બુદ્ધિ સુબુદ્ધિ સ્થાપો.
બાળકો તમ છીએ અબળ, ઓ પ્રિય પિતા ! દાન, સુદયા અને ત્યાગ.બ
માતૃભૂમિ તણી સેવ કરીએ સદા, હિન્દસંતાનને પ્રભુજી રક્ષો !

સૌ. જ્યોતિર્મય

મા ! છાતી સરસાં ચાંપીને અમ બાળને આલિંગી લે,
બાહુ વિષે દૃઢ શક્તિ ને હૈયા વિષે તુજ ભક્તિ દે;
વિદ્યા, કળા, સુખ, સંપતિ, ને જ્ઞાન, નીતિ દે સદા,
ઓ ભવ્ય ભૂમિ ! પ્રેમ અર્પી દુઃખ ટાળી દે બધાં.

તું રેડને સૌ ઉરમાં, જગ ઉદ્ધરે જે ઐક્યતા,
ઉદ્યોગ, શ્રદ્ધા, ખંત હિમ્મતને ઉમંગ રૂપી સુધા;
મા ! અન્ય છે નહિં, એક તારે સહુ પડેલા આશરે,
રે રે દયાબ્ધિ ! દિવ્ય મૈયા ! કાંકતો હૃદયે તું લે.'

વિજ્ઞાનવાળી–પુણ્યશાળી–જો નિહાળી અંબ હે !
કુંદન ભરેલી રમ્ય ભૂમિ ! સંપ શાન્તિ અર્પી લે;
જેવાં હશું એવાં અમે રે ! તોય તારાં બાળકાં,
છોરૂ કછોરૂ થાય, પણ થાશે કદી મા પારકાં ?

તું માર કે ઉદ્ધાર, મૈયા ! સર્વ અર્પ્યું છે તને,
ઉત્સંગમાં ઊછેરીને મ્હોટાં કરેલાં બાલકે;
ઓ માત મ્હારી ! ચક્ષ મ્હારી ! પ્રાણ મારી હિન્દમા .
તું જાગને, ઝટ જગવજે તુજ સંતતિમાં વીરતા.

Mrs Nirbnay.

મિસિસ. નિર્ભય.

---

## શોકગ્રસ્ત પ્રિયા.

મ્હારૂં સુકોમલ દીલ, કોના માટ ઈશે ના ઘડયું,
મ્હારૂં હવે આ દીલ થઈને સખ્ત કોથી ના ડગ્યું;
મ્હારૂં હવે આ મન નકી સંસારમાં રચતું નથી,
વિલાસ જે વૈભવ ભર્યાં આનંદ તે ગમતાં નથી.
વૈરાગ્ય ને પ્રીતી ઉભય એ સંગ સાથે ના રહે,
શી રીત ક્હોને એક મ્યાને બે કટારી માય તે ?
વૈરાગ્યથી મન મેળવ્યું, શૃંગારથી મળશે નહિં,
મ્હારે હવે એ વિષય કેરા કીચમાં રમવું નથી.

હુંયે હવે થઇ સખ્ત, ને બન્યું દીલ મ્હારૂં સખ્ત છે,
મારી હવે મળશે નહિં, દિધો ત્હમે જે દંશ છે;
ન્હાતી નથી, ન્હાશો નહિં, છે નહિં સ્પૃહા કંઈ ભોગની,
દરકાર નથી કોની, બનુંછું, હું હવે બસ જોગણી !
હું એકલી જગમાં ફરું, પ્રીને પ્રભુ શું એકલી;

ચિંતા હવે કરશો નહિં, 'મુજઉર પ્રભા છે ટેકની;'
દુઃખી થયેલાં, તાત ! એવાં ચિત્તમાં વૈરાગ્યનો,
પ્રિયતમ ! તપે છે તાપ, જે ઠરશે નહિં કંઇ ઠારિયે.

મુજ હૃદયમાં ખિલતાં રૂડાં કંઇ પ્રેમનાં શુચિ ફુલડાં,
આશા તણી ભરી છાબ હું આવી હતી લઇ ભેટવા;
વ્હાલા ! થઇને ક્રૂર જે ઉર બાણ માર્યાં શબ્દનાં,
આ જીવનમાં તે ઘા મ્હને રૂઝે નહિં તેવાં હતાં.
નૈરાશ્યના નિશ્વાસ કેરી વાત યાદે આવતાં,
નયનો થકી અશ્રુ સરે, ધ્રુજી ઉર લાગે ફાટવા;
પ્રિય ! આપને નહિં યાદ, પણ મુજને બધીયે યાદ છે,
અન્યાયી શું દો ન્યાય, મ્હારો ઇશ પદમાં ન્યાય છે.

મ્હારી હવે વૃત્તિ કદી ચંચળ થવાની છે નહિં,
આ જગતનાં કો સુખ માંહિ સુખ મ્હારે છે નહિ;
દુનિયાંતણા વિલાસ વૈભવ મંન મ્હારે રાખ છે,
સુખી, સુખી રહો, પ્રિય ! સદા, મુજ ધ્યાન પ્રભુજી પાસ છે.
વેણુ ભર્યાં સમ શુષ્ક હૃદયે પ્રેમનાં ઝરણાં નથી;
શાન્તિ, અને ભક્તિતણા વૈરાગ્યના પાઠો પઢી,
સેવા નિરંતર ઈશની ઉરમાં કરી સ્થાપન રહી,
ત્યાગી હવે ચિન્તા બધી આ લોક ને પરલોકની.

મમ હૃદયરૂપી પાંજરૂં તે પ્રેમ પંખી વિણુ છે;
શાણા કહ્યું સમજી લીધો, શોધો બધું તે વ્યર્થ છે;
હું પ્રેમઘેલી નાર તેને દિન ઝાઝા થઇ ગયા,
આજે હવે પાસા બધાયે આપના ઉંધા પડ્યા !
વેણુ બધી, વેણુ હવે, આ ઉરમાં વેણુ ભરી !
તમ સ્નેહનાં બહુ મેઘ વરસે, તોય તે પલળે નહિં;
હું તો બની છું શુષ્ક ને મન, તન, બધુંયે શુષ્ક છે,
સહુ 'સ્થૂલ પૂજે વિશ્વમાં, એ વિષ મ્હારે તુચ્છ છે.

શ્રૃંગાર કે સૌંદર્ય, રસ, પ્રીતી, હૃદયે છે નહિં,
વૈરાગ્ય વાધ્યો ઉરમાં ને સ્નેહ જ્યોતિ ઇશની;
મ્હારે હવે સંસારમાં શું સ્નેહથી છે શોધવું ?
ચિંતામણી આ દેહથી ચિંતામણી હું મેળવું.

શું ! શું ? હરો સંસારને, શાથી હશે સૌ માનવી ?
શાને કર્યા વિધાન ! ત્હેં આ અકળ સૃષ્ટિને રચી !

શા માટ થાયે જન્મ ને, શા માટ પડતું જીવવું ?
લોકે પ્રપંચ ભરેલ જીવન ! મોત માથે ગાજતું !
શા માટ બન્ધન લોકનું જન્મ્યા પછીથી સાંપડે ?
શા માટ સુખ દુઃખ માનવાં ?-હસવું અને રોવું પડે ?
મિથ્યા બધો સંસાર આ પરપંચનો દરબાર છે,
મિથ્યા બધી ઘટમાળ ને મનુ પરમ મૂરખરાજ છે !

મનુષ્યો તણી જગસફર ઉભી હું કિનારે જોઉ છું,
ડુબી ગયાં, કો ડુબનાં, ડુબી જશે; હું રોઉં છું;
ડુબ્યાં ઘણાં, ડુબે ઘણાં, ડુબી જશે આ દુનીયાં;
તોપણ અરેરે ? રંક જીવો ' હુંપણું ' નહિં ત્યાગતાં
મારે હવે તે રંક જીવોની કશી પરવા નથી,
નિર્માલ્ય ઉરનાં માનવી નિર્બળ બધાં દિસે અહિં;
નિંદા ગણું ના લોકની, જે લોક બોલે ફોક તે,
મ્હારે મને તો મૂર્ખ લોકો સર્વ પશુની તુલ્ય છે !

જે સ્નેહનાં તંતુ બધાં સ્નેહિ સગાંમાં વેરીયાં,
તે સ્નેહ રજ્જુ સર્વને મ્હેં તોડીયાંરે, તોડીયાં;
ર્હાતા સબળ મ્હેં સાંકળી જે સ્નેહની ગુંથી હવે,
તુટે નહિ, છુટે નહિ છે ઇશથી બાંધી હવે.
મૃત્યુ ભૂમિના લોકની પ્રીતિ નકામી લાગતી,
હું શુષ્ક થઇ તેથી કહો, પણ શુષ્ક સૃષ્ટિ ભાસતી;
મ્હારા હૃદયનો પ્રેમ જે શૃંગાર રસને રેલતો,
વિરમ્યો હવે, સ્વામી દયાળુ શ્રીહરીનાં ચરણશો.

આ વિશ્વના વિલાસમાં વિલસી રહ્યો જગદીશ તો,
આ વિશ્વના સૌન્દર્યમાં હું ન્યાળતી પરમેશને;
એ વિણ સુખ સૌંદર્ય શું ? વૈભવ અને સત્તા કશી ?
હાવે મ્હને સૌ પાપ પુંજોની જરા પરવા નથી !
નશ્વર બધુ આ જગતને, આ જગતની પ્રીતી કશી,
છે કષ્ટમય, મહા ક્લેશદાઇ મોહ મમતાથી ભરી;
જ્યાં દુઃખ સુખના ઉભરા ક્ષણ ક્ષણ રહિને આવતા,
મદમત્ત મનનાં માનવીને સર્વદા તે ભાવતા.

ગાતી નથી, રોગો નહિં, રોવા સમું કંઇ છે નહિં,
હું ઉચ્ચગતીને પામવાને યત્ન રૂડા આદરૂં;
હસતી નથી, હસશો નહિં; હસવા સમું કંઇ છે નહિં;
છે ઇશંજ્યોતિ હૃદયમાંઃ પ્રભુતા જીવનમાં પાથરૂં.

અમ્મર અમારો આત્મ ને અમ્મર અમારાં નામ હો,
અમ્મર અમારી ભાવના, અમ્મર અમારાં કામ રૂહો;
અમ્મર અમારો પ્રેમ ને અમ્મર ભૂમિશું ધ્યાનુ છે,
અમ્મર અમારી ભક્તિ, ને પ્રભુતણું અમર અમ ગાન છે!

શબ્દ શમ્યા આકાશમાં, પડધા પૃથ્વી મ્હાંય;
તેજે તેજ મળી ગયાં, રહ્યુંજ સ્મરણાં માંય.

—સૌ. "જ્ઞાનમણી"

---

## માતાજીને કંકોત્તરી.

લેખકઃ સ્વ. સા. કપિલબા.

( મોહનજીએ મોકલ્યું મોસાળું:—એ રાગ )

સ્વસ્તિ શ્રી સનખલપુર ગામ, જ્યાં છે બહુચર માતનો ઠામ;
નમી નમીને કરૂં પ્રણામ, બહુચર ! આવો ઘેર શુભ પ્રસંગે.
રાજ રાજેશ્વરી છો આપ, તમ આવ્યે સૌ ટળશે સંતાપ;
આવ્યે મંડપ સકળ સોહાય, બહુચર ! આવો ઘેર શુભ પ્રસંગે.

સાથે લાવજો ગણપતિ દેવ, જેની દેવતા સહુ કરે સેવ;
વળી વસિષ્ઠ ને વામદેવ, બહુચર ! આવો ઘેર શુભ પ્રસંગે.
ઉમા સહિત તે શંકરરાય, ભીડભંજન પ્રભુ કહેવાય;
લાગું સહુ દેવને હું પાય; બહુચર ! આવો ઘેર શુભ પ્રસંગે.

અંબા સાથે તે કાળિકા માત, નવ દુર્ગા છે હેમની સાથ;
અન્નપૂર્ણા ને ચંડિકા માત, બહુચર ! આવો ઘેર શુભ પ્રસંગે.
વૈકુંઠપતિ આવે કમળાની સંગે, બ્રહ્મા લાવે બ્રહ્માણી ઉમંગે;
ઋષિ મુનિવર વિધવિધ રંગે, બહુચર ! આવો ઘેર શુભ પ્રસંગે.

મૈયા ! મ્હેર કરી તમે આવો, ચોસઠ જોગણી સંગાથે લાવો;
તેત્રિસક્રોડ દેવતાને કા'વો, બહુચર ! આવો ઘેર શુભ પ્રસંગે.
ચન્દ્ર સાથે રોહિણીને લાવો, ઈન્દ્રાણી સાથે ઇન્દ્ર સોહાવો;
માતા સરસ્વતીને તેડાવો, બહુચર ! આવો ઘેર શુભ પ્રસંગે.

મારૂં વંદન સહસ્રજ વાર, માની લેજો માજી ! નિરધાર;
આવો નોધારાંનાં આધાર, બહુચર ! આવો ઘેર શુભ પ્રસંગે.
માને આવીને મહેરજ કીધી, દાસ નિજને બહુ આશીષ દીધી;
મીઠી કરુણા દ્દષ્ટી પોતે કીધી, બહુચર આવ્યાં ઘેર શુભ પ્રસંગે.

માતા ! જાણું ન તમ સતકાર, મંડપ થાય તે જયજયકાર;
દાસ તમને નમે વારંવાર, અનુચર આવ્યાં ઘેર શુભ પ્રસંગે.

---

## આઠ વાર.

(રાગ—લાલજીના મહિનાનો)

સજની, સોમવારે શાણી શીક્ષા મન લહોને બ્હેન; ચતુરાં ચિત્તે ધરોને વેણ.
સજની, સ્વામીસેવા ભાવ ધરીને આદરો, હો બ્હેન. ચતુરાં.
સજની, મંગળવારે માન ઘણું નવ રાખીએ, હો બ્હેન,— ચતુરાં.
સજની, અમૃતરૂપી વેણુ મુખેથી ભાખીએ, હો બ્હેન.— ચતુરાં.
સજની, બુધે બુદ્ધિ ભ્રષ્ટ કદી નવ કીજીએ, હો બ્હેન;— ચતુરાં.
સજની, સ્વદેશ પ્રેમે અંતરમાં ઘણું રીઝીએ, હો બ્હેન — ચતુરાં.
સજની, ગુરૂએ ધરેણાં પહેરો જ્ઞાનનાં, હો બ્હેન,— ચતુરાં.
સજની, સોનાં રૂપાં સર્વે સ્વામી નામનાં, હો બ્હેન — ચતુરાં.
સજની, શુક્રવારે સાસુ સસરો જેઠજી, હો બ્હેન;— ચતુરાં.
સજની, માત પિતાની તુલ્ય ગણો બહુ હેતથી, હો બ્હેન — ચતુરાં.
સજની, શનીવારે સાંકળ બાંધો સ્નેહની, હો બ્હેન,— ચતુરાં.
સજની, દેરાણી જેઠાણી નણંદથી નેહની, હો બ્હેન — ચતુરાં.
સજની, સુરજવારે સતી ધર્મ સંભાળીએ, હો બ્હેન;— ચતુરાં.
સજની, પ્રેમ ધરીને શુભ શિયળને પાળીએ, હો બ્હેન !— ચતુરાં.

કચ્છ ભુજ.

સૌ. સાકર બ્હેન વિઠ્ઠલજીભાઇ

---

## સ્ત્રીઓનું કર્તવ્ય.

(હરિગીત)—આ જગતમાં જન્મી, સખી ! શુભ વર્તનેથી ચાલશો,
તો જીવનમાં, શાણી સખી ! સુખ સંપત્તિથી મ્હાલશો;
નિજ નાથને ગણી દેવ તેની સ્નેહથી સેવા કરો,
તન ધન જીવન મન પ્રીતિથી સ્વામી તણે ચરણે ધરો.

ઘર કામ શીખી હોંશથી, આળસ્ય નિદ્રા પરહરો,
ને ભરત શીવણ ભણી, શાણી ! કરકસર ઘરમાં કરો,
શુભ પાકશાસ્ત્ર ભણી, બહેની ! સુઘડતા પણ શીખજો,
નિજ કુટુંબીને બાલ વર્ગોનું હૃદે હિત રાખજો.

લાખોપતિ કદી આપ હો, તોપણ દયા દિલ રાખશો,
લક્ષ્મી તણા મદને તજી દુ:ખી તણી વ્હારે ધસો;

## પતિની આરતી *

જય જગ પૌત્ર હરિદેવા, હરસુત હરિદેવા;
શુદ્ધ હૃદયથી કરીએ, (૨) નીર્મળ તુજ સેવા.—જયદેવ, જયદેવ,

કાન્ત, ચંદ્રની પ્રભા, દેવેન્દ્ર ચંદ્ર પ્રભા; (૨) હરિ—
વિનવે છે કરજોડી, (૨) સુખ દીધું અલભા—જયદેવ, જયદેવ,

શરણે સ્વામી રાખી, ગવરી શુભ કાન્તા;(૨) હરિ—
હૃદય સંગાથે ગુથી, (૨) આપી સુખ શાન્તા.—જયદેવ, જયદેવ.

વદન પ્રભા લજવાયેઃ હરસુત હરિ જોઈ; (૨) હરિ—
નીશદીન મનડું મારૂં, (૨) સદા રહ્યું મોહી.—જયદેવ, જયદેવ.

હૃદયગુણો હરિ તારા, નીરખી હું ગાંડી, (૨) હરિ—
રહું સદાએ શરણે, (૨) અન્ય સ્થળ છાંડી.—જયદેવ, જયદેવ.

સુરતા સ્વામી તારી, ઘટ ભીતર પામી, (૨) હરિ—
ખલક ખોળ્યે નહી મળશે, (૨) કહું વાણી ખારી.—જયદેવ, જયદેવ.

(ભાદરણ.) —સૌ. ગવરી.

---

## "પુત્રના વિયોગથી માતાના શોકોદ્‌ગાર."

(ઓધવજી ! સંદેશો કહેજો શ્યામને—એ લય.)

જળ અપ જેવો માતાપુત્રનો પ્રેમ છે,
હૃદય બાળીને ચાલ્યો શું આ વાર જો,
અંતરની અભિલાષા ઊંડી અડવળે;
પુત્ર વિના પિયુ સુનો સંસાર જો.

વિસારૂં નહિ વિસરતો પ્યાર તાંહરો,
જેમ જે મળેલું પતાસામાં નીરજો;
પરભવનું લેણું લેઇ વીરાં ! સંચર્યો,
તુજ વિયોગે તણાયું તનનું હીરજો.

કોડીલા કળી કુમળી કરમાય બાગમાં,
તુજ વિયોગે સુંદર સર સૂકાયજો;

* 'પતિની આરતી' જેમ એક ભગિની તરફથી મળી છે, તેમ 'પત્નીની આરતી' પણ કોઇ બન્ધુ મોકલી આપશે તો ત્હેને આ પત્રમાં ખાસ સત્કારપાત્ર ગણવામાં આવશે. અમને આશા છે કે તેમ કરવાને આવશ્યક અંતરનો ઉમંગ અને પત્ની તરફનો પ્રેમ પત્નીવ્રતવાળા કોઇ બન્ધુનામાં તો હશેજ.—તન્ત્રી.

વિવિધ વિષય સૌ હાથ ધરીને, શક્તિઅનુસાર આજ કહેવા. —આવો૦
આલસ્ય નિદ્રા આજ ત્યજીને સમયાનુસાર સજ્જ રહેવા. —આવો૦

અન્ય જ્ઞાતિમાં ઉચ્ચ ગણાઇ, નામ નાગરને યોગ્ય રહેવા. —આવો૦
વિદ્યા પ્રસારી સદ્‌ગુણ સ્થાપી, એજ આભૂષણ આજ ધરવા. —આવો૦
પતિવ્રતો સૌ પ્રીતેથી પાળી, નીતિને પથે પગ ભરવા, —આવો૦
ગાન યશો કરી નામાંકિત નરનાં, એવ સતીના ગુણ ગાવા. —આવો૦

યોગ્ય સુધારો આજે આટોપી, ગાંડી રૂઢીમધન તોડવા. —આવો૦
વિદ્યા સત્વર સૌ આગળ વધારી, સ્થીતિ સમયનું ભાન થાવા. —આવો૦
ઉન્નતિ સાધવા સાથે સંધાઇ, મળી સગે આગળ પડવા. —આવો૦
વ્હેલાં મળવાને વિસર્જન લઇએ, લઇ વચનોને વિચરવા. —આવો૦

સૌ. મંજરી.

---

## ગરબો.

( કન્યા વિક્રય, બાળલગ્ન નિષેધક નાટ્યકથારસમાંથી. )

ચાલો સાહેલી ! ચાલો શિવાલય દરશન કરવા;
વ્રત ઉજવીયે, સેવા કરીયે, ભવભય હરવા.

સ્મરણ કરવું સખી ! નીશ દીન ઇશનું,
શિયલ શણગાર સજવો રે લોલ;
પ્રિતે રીઝાવો પતિને રે લોલ.
વિષય વિષને હઠાવજો ! (૨)
થાશે રહાય ઉમિયા પતિ રે લોલ.

સાસુ સસરાની સેવા કરવી,
જુઠું જરી નહિં બોલવુ રે લોલ;
ષડ્રિપુનો નાશજ કરવો,
એકાન્ત સ્થળે નહિં બેસવુ રે લોલ;
સદ્‌ગુણી શ્યામા સદા, દે સ્વામીને સુખ
મોક્ષગતી તેની થશે, નવ પામે કદી દુઃખ;
કરો ઝાંઝર તણો ઝણુકારજો—
થાશે રહાય ઉમિયા પતિ રે લોલ.

## પતિની આરતી *

જય જીત પૌત્ર હરિદેવા, હરસુત હરિદેવા;
શુદ્ધ હૃદયથી કરીએ, (૨) નીર્મળ તુજ સેવા.—જયદેવ, જયદે

કાન્ત, ચંદ્રની પ્રભા, દેવેન્દ્ર ચંદ્ર પ્રભા; (૨) હરિ—
વિનવે છે કરજોડી, (૨) સુખ દીધું અલભા—જયદેવ, જયદેવ,

શરણે સ્વામી રાખી, ગવરી ગુણ કાન્તા;(૨) હરિ—
હૃદય સંગાથે રાખી, (૨) આપી સુખ શાન્તા.—જયદેવ, જયદેવ.

વદન પ્રભા લજ્જાયેઃ હરસુત હરિ જોઈ; (૨) હરિ—
નીશદીન મનડું મારૂં, (૨) સદા રહ્યું મોહી.—જયદેવ, જયદેવ.

હૃદયગુણો હરિ તારા, નીરખી હું ગાંડી, (૨) હરિ—
રહું સદાએ શરણે, (૨) અન્ય સ્થળ છાંડી.—જયદેવ, જયદેવ.

સુરતા સ્વામી તારી, ઘટ ભીતર પામી, (૨) હરિ—
ખલક ખોળે નહીં મળશે, (૨) કહું વાણી ખારી.—જયદેવ, જયદેવ.

(ભાદરણ.) —સૌ. ગવરી.

---

## "પુત્રના વિયોગથી માતાના શોકોદ્ગાર."

(ઓધવજી ! સંદેશો કહેજો શ્યામને—એ લય.)

જખ અપ જોયો માતાપુત્રનો પ્રેમ છે,
હૃદય બાળીને ચાલ્યો શું આ વાર જો,
અંતરની અભિલાષા છોડી અડવળે;
પુત્ર વિના પિયુ સુનો સંસાર જો.

વિસારૂં નહિ વિસરતો પ્યાર તાહરો,
જેમ જે મળેલું પતાસામાં નીરજો;
પરભવનું લેણું લેઇ વીરાં ! સંચર્યો,
તુજ વિયોગે તણાયું તંનનું હીરજો.

કોડીલા કળી કુમળી કરમાય બાગમાં,
તુજ વિયોગે સુંદર સર સુકાયજો;

---

* 'પતિની આરતી' જેમ એક ભગિની તરફથી મળી છે, તેમ 'પત્નીની આરતી' પણ કોઇ બન્ધુ મોકલી આપશે તો રહેને આ પત્રમાં ખાસ સત્કારપાત્ર ગણવામાં આવશે. અમને આશા છે કે તેમ કરવાને આવશ્યક અંતરનો ઉમંગ અને પત્ની તરફનો પ્રેમ પત્નીવ્રતવાળા કોઇ બન્ધુનામાં તો હશેજ.—તન્ત્રી.

કોકીલા કીર મેના રડતાં આંગણે,
કંપે કાયા આતસ વાયુ વાયજો.

કેસરીવાજી ! કાળજું કળકળતું કરી,
ચાલ્યો જેમ ચપલા આકાશે જાય જો,
અશક્તિનાં અરવડીયાં અંગે આવતાં,
દુઃખ દરિયાનાં અતિ મોજાં અથડાયજો.

રંગુન. સૌ. વી—પંડયા.

---

## દુઃખી માતાનો પોકાર.

૧

### ( બે સદ્‍ગુણી પુત્રિઓના વિયોગમા )

( લલિત. )

અરર ઇશ ! તેં કોપ શો કર્યો ? હરખ માહરો તે બધો હર્યો;
યુગલ પુત્રીને તેં હરી લીધી, વીખૂટી મુજને તે થકી કીધી.

બહુજ માતને લાડકી હતી, અરર તેહની શી થઇ ગતી;
સખત ગોળી તેં માર મારિઓ, નહિ કદી પ્રભુ સ્વપ્ને ધારીઓ.

હદય વેદના સાલતી મને, અરર દુઃખ આ આવીયું મને;
અરર હાય રે આવી શી ઘડી, તુરત તૂટીરે મીઠી બેલડી.
રસિક પુત્રીઓ ! ક્યાં જતી રહી ? નહીં ગમે મને એકલી પડી;
પ્રિય ભગિની ને પુત્રી ક્યાં વસો ? હદયથી નહી રે જરા ખસો.

યુગલ પ્રાણને ક્યાં જઇ મળું, તમ-વિયોગથી ઉરમાં બળું;
જતન મેં તમારૂં કર્યું ઘણું, વ્યર્થ માહરૂં તે બધું ગયું !

તમ વિના મને ગોઠતું નથી, કરમની કથા શું કહું કથી;
કરમ કહાણી તો મુજને થઇ, પ્રિય શી પુત્રીઓરે જતી રહી.
અરર કાળજું મ્હારૂં તો બળે, તમ વિયોગથી દેહ આ ગળે;
વદન પ્યારૂં તો કેમ વિસરે, હદયમાં રમે તે મને ખરે.
તમ વિના મને સહુ સુનું થયું, સરવ સુખરે મ્હારૂં તો ગયું;
પતિ પીતા અને સ્નેહી સાથરે, ટવળતી મુકી વ્હાલી માત.

સ્વરગમાં જઇ માસીને મળી, પિડિત માત હું જાઉં છું બળી;
ઘર સુનું હવે બેનીરે થયું, દુઃખ પડયું મને જાય ના સહ્યું.
શુશિલ શાણી આ પુત્રી માહરી, તમ વિના બની હાય બાવરી;
કેમ કરી હવે દીવસ તો જશે, મન મુંઝાય છે મ્હારૂં શું થશે ?

નહિ નહિ ઘટે આવું બ્હેનીરે, કયમ વીસારી તેં તારી માતરે;
અખૂટ શાંતિ તેં રાખી છે ઘણી, ધીરજ ધારી તું ડાહી બેનડી.
ગુણ શું આચરૂં બેની હું મુખે; સદગુણો ભરી આવી આ દુઃખે,
અરર કુમનેઆ બાળી શું ગઇ, યશ રૂપી કીધા ચાલ્યો સહી.

રતિ તું બ્હેનરે આ શું રે કીધું, પ્રભુનું ધામ તેં નીત્યનું લીધું;
ત્રીગુણી બાળકી લાડકી હતી, કુમન, મ્હારી તું કયાં રેહી જતી ?
અખૂટ સંપ તો તેં જણાવીઓ, જગત લોકને તેં બતવીઓ;
તુજને જોઇને મને વાળતી, સુશીલ પુત્રી તું પતિતપાવની.
કુમન ! ગુણ શું તુજ ગાઉં રે, તુજ વીના હું તો બહુ મુંઝાઉં રે;
વચન મ્હારૂં તેં ના ઉથાપીઉં, હૃદય રાખીયું હેત તેં ઘણું.
યુગલ પુત્રીને બ્હેન શોધીરે, પતિની પ્રીતની નીત્ય પ્યાસીરે,
પતિવ્રતા તણો નિયમ પાળતી, શિયળ સાડીઓ અંગે ધારતી.

સદ્ગુણે ભર્યા સૌ શુશીલરે, તમ તણાં ગુણો ગાઉં શું મુખે;
પ્રિય પતિ વિશે મન પ્રોયુંરે, કયમ તજી દીધું સુખ તેનું રે.
શુશીલ કંથ તો જોઇને મળ્યા, પુરવ જન્મનાં પાપ તો નડ્યાં;
તમ પતિ તણું મુખ જોઇ રે, હૃદય માહરૂં ફાટતું ખરે.
વચન પાળતાં રે પતિ તણું, હૃદય રાખીયું હેત તો ઘણું.
ગરીબ બાનું તો કાળજું બળે, તમ વિના જરી સુખ ના મળે.
રડતી હું સદા દીન રાત રે, બહુ મુંઝાય છે તારી માત રે;
લઘુ વયે ખરે સૌ જતી રહી, સુખ જરા તમે ભોગવ્યું નહિ.
અતિ ઘણું મને તેજ સાલતું, તમ વિના બધું સુનું લાગતું;
તરત સંપથી સૌ જતાં રહ્યાં, અરર કારમો દુઃખ શો પડ્યો.
ત્રીગુણી પુત્રી તું ન્હાની છેક રે, તુજને જોઇને થાતી ઘેલી રે;
લઇ હું બેસતી બેઉ બેનડી, કમ નસીબથી એકલી પડી !
દુઃખી હું માત રે રોઉં છું ઘણી, વેદના ઘણી તમ વિરહ તણી;
પ્રિય હું વીર તો દુઃખમાં બળ્યો, નીમળી તમે સંપ દાખવ્યો.

શરણ ઇશનું તો સ્વીકારીઉં, સ્વરગ ધામ તો રે નીહાળીઉં;
સ્વર્ગમાં સદા શાન્તિ શાન્તિ રે, સર્વદા રહો શાન્તિ શાન્તિ રે.
દીન દયાળું રે ! શાન્તિ આપજે, વીનતી માહરી ઉર ધારજે;
દુઃખી હું માત રે એજ માગું છું, તુજ પદે હવે શાન્તિ ચાહું છું.

૨.

( સુશીલ પુત્રી વિશે તેના પતિનો પ્રેમ અને તેની દુઃખી થયેલી માતાના હૃદયમાંથી નીકળતા ઉગારો. )

( દીધાં છોડી પીતા માતા--એ રાગ )

સુભાગિ બ્હેન શાણી રે, ઘણી તું ગુણ ખાણીરે;
ગુણો તારા શું ગાઉં રે, તું વિના હું મુઝાઉં રે.
પતિને પ્રાણથી વ્હાલી, દુઃખી હું માત નીહાળી;
પતિની પ્રીત તોડીને, પ્રભુ શું પ્રીત જોડી છે.
યુગલ પુત્રી ગઇ ચાલી, સ્વરગની વાટ શું ઝાલી,
જઇને ભેટ ભગિની રે, લીધી સ્હોડે ત્રીગુણીરે.
મળી માસી તુને વ્હાલી, હતી જે પ્રાણથી પ્યારી;
પિતાને સાલતું ભારી, ગઈ તું લાડકી મારી.
પતિના આંખની કીકી, ટવળતી માતને મુકી;
ન આવું રે ઘટે એ બ્હેન, પડે નહી તું વિના કંઇ ચ્હેન.
પતિ પ્રેમે ઉલ્લાસી રે, કીધા તેને ઉદાસી રે;
મૃદુ ભાસી સુઅંગી રે, પતિ સ્નેહે ઉમગીરે.
પતિનો પ્રાણ બ્હેની તું, વિવેકી ને સુભાગી તું;
મૃદુ વાણી સદા તારી, મને લાગે ઘણી પ્યારી.
ધીમી વાણી સદા ભાખે, પતિને તે મીઠી લાગે;
પ્રતિ પ્રેમે મગન થાતી, મધુરાં ગીત તું ગાતી.
મને તે લાગતું પ્યારૂં, સદાતું બ્હેન વિસાર્યું,
અરે ખોળે સુવાડીને, ઘણાં લાડો લડાવીને.
ઉછેર્યાં છે ગણા કોડે, ભગિનીઓ સદા જોડે;
પુર્યાં કોડો તમારા રે, ગયાં બે રત્ન મારાં રે.
ઝુંટાવી આવીઓ કાળ, પડી ગઇ પેટમાં ફાળ;
અરે ઓ કાળ નિર્દય તું, દયા નહી દીલ આણે તું.
દયા નહી દીલ તું ધારે, પડયા પર પાટુ શું મારે;
લુટી લીધી પુંજી મારી, કીધી મુને તેં બીચારી.
પડયું આ કારમું દુઃખ, નથી જોયું હવે સુખ;
પ્રભુએ કોપ શો કીધો, હરખ મ્હારો હરી લીધો.
લીધાં બે રત્ન લૂટી રે, મને લીધી વિખુટી રે;
ફરી બ્હેનો નથી મળવું, સદા મારે રહ્યુ રડવું.
પડયા ઘા તે ન રૂઝાતા, લખ્યા શા લેખ વિધાતા;
કરમની છે ગતિ ન્યારી, પડયું આ દુઃખ મને ભારી.
ત્રુટી જોડી તમારી રે, ગઇ હોંસો અમારી રે;

નડ્યાં પુર્વે તણાં પાપો, પ્રભુ શાંતિ તને આપો.
વસંતે ખેલવા ચાલી, પ્રભુને ધામ તું ચાલી;
સ્વરગની હોળી મેવા રે, તજી તેં માત રોવારે.
શીયળની સાડી પ્હેરીને, સ્વરગમાં બ્હેન ચાલીરે;
દીપાવી માતની કુખ, ગઈ લેવા સ્વરગ સુખ.
પ્રભૂ શરણે તમે રાખો, સદા શાન્તિ તમે આપો;
યુગલ પુત્રી પ્રભૂ મારી, સદાની થઈ રહી તારી.
ચરણુ તું પાસ આવીરે, દુઃખી માને રડાવારે;
ભગિનીઓ બધી મારી, રડે છે બ્હેન આ તારી,
તને સોંપ્યાં યુગલ બાળ, પ્રભૂ લેજે તું સંભાળ;
રહો આત્મા સદા સુખી, કહું છું માત હું દુઃખી.

વિનંતી એજ મારી રે, સ્વીકારો ગિરીધારી રે;
સ્વરગમાં શાન્તિ શાન્તિ રે, સદા રહેજો સુશાન્તિ રે.
નમીને એજ માગું રે. કરૂં ના ઈશ ત્રાગું રે;
સ્વરગમાં શાન્તિ આપોરે, તમારે શરણે રાખોરે.

સો. કનુ બ્હે.

---

## વર્ષા વર્ણન.

રસમય જગત કીધું પલકમાં રે લોલ,
કરી શીતળતા ચોપાસ રે;

બની વિલાસી રંગ રાગમાં રે લોલ,
નિચે સરું અભ્ર ઉરથી રે લોલ,

સમીર નીસરણી થાય રે. —બની વિલાસ
મીઠું ઝીણું કદી હું ઉચ્ચરૂં રે લોલ,

કદી કરતી અટ્ટહાસ્ય રે. —બની વિલાસ
નાચું તરૂ તણે પાંદડેરે લોલ,

ઉડું આલિંગી અનિલ રે. —બની વિલાસ
મુજ પ્રભાવ બહુ પ્રબળ છે રે લોલ,
વૃષા મધુરૂં મ્હારૂં નામ રે. —બની વિલાસ

સો. બમી બ્હેન

# ગૃહધર્મ.

## સહન શીલતા.*

જગતમાં પરમાત્માએ મનુષ્યને સર્વ ગુણોની બક્ષીસ કરી છે તેમાં સહનશીલતા પણ એ ઉત્તમ ગુણ છે. સહનશીલતા એટલે સાધારણ શબ્દમાં કહીયે તો સ્હેવું,-જે થાય તે સહન કરવું. આ ગુણ દરેક સ્ત્રી તથા પુરૂષમાં હોય છે કોઇમાં તે પ્રધાનપણે હોય તો કોઇમાં થોડો પણ હોય છે પણ જેમ કેળવણીમાં બધા વિષય આપણે અભ્યાસથી વધારીયે છીયે તેમ આમાં પણ વધારો થઈ શકે છે માટે આપણે દરેક જણે આ ઉત્તમ ગુણ જેમ બને તેમ વધારવા યત્નવાન થવું જોઇએ. પુરૂષ કરતાં સ્ત્રીઓને આ ગુણની ઘણીજ જરૂર છે કેમકે સ્ત્રીઓને શારીરીક તેમજ માનસીક દુઃખો તથા પરાધીનપણું વધારે જોવા તથા અનુભવવામાં આવે છે. દાખલા તરીકે આપણે એક પુત્રીને લઇએ તો તે જનમશે ત્યાંથી તે વૃદ્ધ થશે ત્યાં સુધી બીજાનીજ મનોવૃત્તિને તાબે રહેશે. માટે સહનશીલતાના ગુણમાં ઉત્તમ પ્રકારે વધારો કરવો જોઇએ. આપણા ઉપર વીપત્તી કે દુઃખ કીયે વખતે આવશે તેનો નિશ્ચય માણસથી થાય તેમ નથી. તે વાત ઇશ્વરનાજ હાથમાં છે તો આપણે તે વખત આપણા ઉપર આવે તે પહેલાંજ પોતાને માટે દરેક જાતની સહનશીલતા મેળવીશું તોજ આપણે તે પ્રસગે ધીરજરૂપી ઢાલથી આપણી રક્ષા મેળવી શકીશું. શરીરને કસરતાદીકથી, ભૂખ તરસ વેઠવાનો વ્રતાદીકથી, તેમજ તાવ વગેરે વ્યાધી પુત્ર મિત્રાદીકના વિયોગ આદી આધી તથા દુષ્કાળ આદીક દૈવ કોપની ઉપાધી આવી પડે ત્યારે દરેક રીતે સહન કરવા તૈયારજ હઇએ એમ યત્ન કરવો. ઘણાં કાયર સ્ત્રી પુરૂષો દુઃખ કે વ્યાધી આવતાંજ ગભરાઇ જાય છે કોઇ કોઇ તો આવા પ્રસગે આત્મહત્યા પણ કરી બેસે છે. તેનું કારણ માત્ર તેનામાં સહનશીલતાનો ગુણ કાંતો હોતો નથી, કાંતો ઓછો હોય છે કે દુઃખને અજ્ઞાનતા કે ક્રોધમાં તેને સુઝતું નથી, જેથી આ લોકમાં અપકીર્તી તથા પરલોકમાં અસદ્‌ગતી પામે છે. પણ બ્હેનો જેણે આ ઉત્તમ ગુણનું સેવન કર્યું હોય કે ઇશ્વરી બક્ષીસથી તેનામાં સ્વાભાવીક હોય તે કે પૂર્ણ જ્ઞાની હોય, તે કદી કોઇ પ્રકારથી મુઝાતું નથી. તે પોતાના શરીર તથા મન એવાં કેળવે છે કે ગમે તેવા પ્રસંગમાં પણ દુઃખ સહન કરી તેમાંથી મુક્ત થવાનો માર્ગ શોધી કહાડે છે ને પોતાના આત્માને આનંદમાં રાખે છે સંપત્તિમાં કે વિપત્તિમાં સામાન્ય રહે છે કોઇ કટુ વાક્ય કે હાંસીમાં કે ક્રોધમાં તેને કહે છે ત્યારે તેને દુઃખ તો બીજા જેવુંજ લાગે છે પણ સહનશિલ મનુષ્ય તેને બહાર જણાવા દેતાં નથી. તેમ તે વાક્યને પોતાના મનમાં પેસવા અવકાશ આપતાં નથી. જો કોઇ અપ્રિય વાક્ય કે વાણી આપણે સાંભળીયે તો સ્વભાવીક રીતે મનને દુઃખ થયજ. પણ તેને સહન કરવાનો આપણે અભ્યાસ રાખવો જોઇએ. આપણા પ્રાચીન ઋષી મુનીઓ પણ પોતાના મનને આ ઉત્તમ ગુણથી કેળવી ઇશ્વરને પણ પોતાને વશ કરી લેતા. જે માણસમાં સહનતા હોય તેને સર્વ કોઇ માન આપે છે વળી તેની પ્રસંશા પણ થાય છે ઉદ્યોગ વેપારમાં પણ તેનો આ ગુણ મ-

* અમદાવાદ, વનિતા વિશ્રામમા વંચાયલો નિબન્ધ.

દદનીસ ભાઈ તથા મીત્ર જેવો કામ કરે છે. જે સ્ત્રી પણ આ ઉત્તમ ગુણથી વિભુષીત હોય તે સાસરા પીયરમાં માન પામે છે. પોતાના બાળકોને ગુણવાન બનાવે છે કુટુંબજાળ વેઠે છે ને પતિને પણ આનંદ આપી તેના કાર્યભારમાં મદદ કરે છે. વિપત્તી વખતે નમ્રતાથી સહન કરી ધીરજ તથા ઉત્સાહ ધારણ કરે છે, આવી સુશિલા આગળ તથા હાલ પણ ઘણી હશે પણ કારણ પ્રસંગે ચાલતા જમાનાને માન આપી મારી પ્રીય બેનો સમક્ષ બોલવાની રજા લેતાં કહું છું કે પ્રસંગ એવો બારીક છે કે બધાંને સ્વતંત્રતા જોઇએ. સ્ત્રીઓ પણ તેજ વિચાર રાખે, બાળાઓ પણ તેજ વિચારમાં ઉછરે તેથી આ ઉત્તમ ગુણ ઘણે ભાગે નષ્ટ થતો જાય છે! તેણે એક શબ્દ કહ્યો તો મેં ચાર કહ્યા. તેણે તેમ કર્યું તો આપણે આમ કર્યું! આપણે ક્યાં તેના તાબેદાર છીયે વિગેરે વિચાર ઘણા મનોમાં રમ્યા કરે છે; પણ મારી નમ્ર વિનંતી છે કે પરમાત્માએ આપણે સ્ત્રી જાતીને સેવા ધર્મ સોંપ્યો ને તે ધર્મની અંગભુત સહનતા મૂકી આપણે ઉગ્ર થઇશું તેનું અનિષ્ટ ફળ પણ સહન કરવું પડશે. ના સહન કરીશું તોપણ કરવું પડશે. બીજાને તાબે નહિ રહીયે તો પતિને કે માતપીતાને તાબે રહેવું પડશે. ઘરસંસાર ચલાવવો પડશે પરોપકારમાં પણ કોઇ વખત કાંઇ તો કોઇ વખત કાંઇ પણ સહન કરવું પડશે; માટે જેમ બને તેમ આ ઉત્તમ ગુણની કદર કરી સત માતાઓએ પુત્રીયોમાં વિશેષ આણવા યત્નવાન થવું જોઇએ. જુવો કે આપડે ગુણસુંદરીની કુંટુબ જાળ ને તેની સહનતા વિષે વાંચીએ છીયે અને તેજ પ્રસંગમાં બાળ કુમુદનામાં માતા કરતાં તે ગુણ ઓછો હોવાથી આત્મહત્યા વિચારનો પ્રસંગ બતાવે છે. પણ તે જ્યારે યોગી જનો તથા સાધ્વીઓ પાસેથી આ ઉત્તમ ગુણને સેવે છે. તો પછી પાછી પ્રીયજન તથા વિકટ પ્રસંગ છતાં દઢતાનો ત્યાગ કરતી નથી ને તેની આવી ઉત્તમ સહનશીલતા જોઇને સરસ્વતીચંદ્રના મનો વિચાર ઉત્તમ ગુણ કહે છે. માત્ર એક નવલકથા છે. પણ આપણી આર્યબાળાઓ સીતા દમયંતિ દ્રૌપદી તારામતી વગેરે એ કેવાં દુઃખ સહન કર્યાં છે? તે રાજકન્યાઓ હતી કદી એક મૈલ ચાલવાનો કે દુઃખ જોવાનો પ્રસંગ નહોતો પણ જ્યારે પોતાના પતિઓને વિપતિમાં જોયા કે તરતજ પોતે પણ તે દુઃખમાં ભાગ લેવા તથા સહન કરવા તૈયાર થઈ ગઈ. કાલ રામને રાજ મળશે તે મંગળ પ્રસંગના શણગાર ગૌરવનો પણ રામની સાથે તેણે ત્યાગ કર્યો. સભામાં વલ્કલ પેહેરતી વખતે પોતાના પતિની મદદ માગતાં રામે પણ સર્વ દુઃખ સહન કરી આનંદ યુક્ત મુખથી સીતાને સરીધાન કરાવ્યું; પણ એક વાક્ય કે કિંચીત ક્રોધ કોઇ પર કર્યો નહિ. રાજા રાવણ હેને હરી ગયો ત્યાં પણ ઘણા વિકરાળ રાક્ષસોની ને રાવણની દુષ્ટ વાણીના શ્રવણ વચ્ચે સહનતાથી રહી. અને યુદ્ધ પૂરું થયા પછી જેણે પોતાનાં આત્માને રામમયજ ગણ્યો હતો તે રામની સમક્ષ જ્યારે આવી ત્યારે વાનર તથા રાક્ષસની સભા વચ્ચે રામે કટુ વાક્યથી અગ્ની પ્રવેશની આજ્ઞા કરી પોતાથી વિમુખ રહેવા કહ્યું ત્યારે તો સીતાની સહનતાની મહાન કસોટી થઇ, તોપણ રામચંદ્રના વચનને માન આપતી સીતા લક્ષ્મણ બંધુને વિનંતી કરવા લાગી કે આ કપીઓને આજ્ઞા આપો કે કાષ્ટ મેળવી અગ્ની પ્રદીપ્ત કરે. આ વખતે લક્ષ્મણે રામ પ્રતિ એક ક્રોધયુક્ત દ્રષ્ટીપાત કર્યો. ને સીતા જે સહાય આપવા તૈયાર થઇ ગયા. બીજો પ્રસંગ જુવો તો ગર્ભાવસ્થામાં રામે ત્યાગ કર્યો તો પણ પોતે સમય વિચારી ફળના કંદમૂળ ઉપર ધીરજ રાખી બાળ કુમારોને ઉત્તમ કેળવણી આપતાં ગાયન વિદ્યામાં રામનાજ ગુણ શીખ-

વ્યા. બીજું નળરાજા જ્યારે સર્વસ્વ હાર્યા ત્યારે દમયંતિને ના કહેવા છતાં પણ પતિ સાથે ઘોર વનમાં પગે ચાલતી ગઇ. સાત દિવસ સુધી અન્ન પાણી પણ ન મળ્યું ને પતિ મધ્ય રાત્રીમાં નિદ્રાવશ વસ્ત્રના એક કટકા ઉપર છોડી ગયા. ઘોર વનમાં મૂકી વનનાં અનેક દુઃખ ભૂખ સહન કરતી પોતાની માશીને ત્યાં પણ ખરી વાત ન કહી દાસી રીતે ગુપ્ત રહી સેવા કરી. ચોરી આદી આળ ચઢવામાં પણ બાકી નહિ ને જ્યારે તેની ખરી વાત જાહેરમાં આવી ત્યારે તેની સહનતા જોઇ માશી તથા તેના સંબધીને પોતાથીજ પોતા ઉપર ધીકાર આવ્યો પણ તેણે ઘણીજ ધીરજથી પોતાના પતિ નળની શોધ કરીને સુખી થઇ. તારામતિએ પણ માત્ર પોતાના પતિના સત્યની રક્ષા કરવા માથા ઉપર રૂણ લઇ પતિ સારૂ પોતાના દેહને દાસીરૂપમાં વેચ્યો ધન્ય છે ! તે રાજકન્યાઓને કે જેમણે પોતાના દેહ પણ પતિ વાસ્તે ગુલામગીરીમાં આપ્યા. હાલ જુવો તો આપણી બાળાઓ પતિનું દાસત્વ સ્વીકારવામાં પણ નિચું ગણે છે, તે સતિઓ પોતે પતિની ખરી સહચરીઓ રહી દેહથી બીજાનું કામ કરીને આત્મા પતિમાંજ રાખતી હતી ને પતિ માતપીતા કે પુત્રાદીકના કલ્યા- માટે પણ પોતાના પ્રાણ આપતી હતી. જુવો કે પાંડવોના રક્ષણ માટે કુરૂરાજ્યમાં માતા કુંતાજીએ પણ કેવું દુઃખ વેઠયું. ? પાંડુ રાજા મૃગયામાં વનમાં મૃત્યુ પામતાં પોતાનાં સપત્નિ માદ્રીએ સહગમન કર્યું ત્યારે તેના તથા પોતાના બાળ પુત્રો સાથે રાજ્યમાં આવતાં અનેક અનાદર સહન કર્યા. પાચે પુત્રોને સમાનતાથી ઉછેરવા લાગ્યા. ઝેરના લાડુ, લાક્ષાગૃહમાં અગ્નિ પ્રવેશ, વન વન પ્રત્યે, ભીક્ષાન્ન માટે ભટકવું વિગેરે પુત્રો સાથે પણ દુઃખ વેઠતાં રહ્યાં. રાજસૂયજ્ઞ પછી જ્યારે દ્યુતમાં પાંડવો હાર્યા અને વૃદ્ધમાતા વનનો પરીશ્રમ વેઠવાને અશક્ત થયાં હતાં ત્યારે વિદુરજીના વાક્યને માન આપી દુઃખી થઇ તેજ દુશ્મનો વચ્ચે રાજ્યમાં રહ્યાં છતાં પણ યુદ્ધ પ્રસંગે ઉત્સાહી બનવા સદેશો કહાવ્યો.

પાંડવોમાં પણ માતાનો આ ઉત્તમ ગુણ વિશેષ હતો જેથી અનેક કષ્ટમાં પણ સ્થીર રહ્યા. કુંતાજીએ ધૈર્ય તથા સહનતાથી શાન્ત રહી પરમાત્મા શ્રીકૃષ્ણદેવનો ઉપકાર માનતાં વિનંતી કરી કે હે પ્રભુ! મને વારંવાર વિપત્તિ આવવાથી સારૂં લાગ્યું કે તમે અમારા સહા- યક બની દરશન આપો છો પણ સુખમાં તમે વેગળા હોશો તે તમારો વિયોગ મારાથી સહન નથી થતો. આજ આપણે તો સર્વ પ્રકારનું સુખ હોય ધન પુત્ર ને પતિ પણ અનુ- કુળ હોય ને જો એક શબ્દ પતિ તરફથી પુત્ર સંબધી તરફથી સાંભળવો પડે તો કે ચાર દિવસ આવક ઓછી વેઠવી પડે તો મહાન દુઃખ આવી પડ્યું હોય એમ લાગે. પુત્ર પતિ કે જેના આશ્રયમાં હોય તેને ત્યાં એક તપેલી ઉંચી મૂકવી પડે તો કહીયે કે ગુલામગીરી કરીને તુટી ગયાં–વિગેરે–પોતાનો દેહ તો પતિ સારૂં શું વેચે ? પણ એક પાઇ કે પોતાનો એક કલાક મારી બેનો પતિ સારૂં મદદમાં આપતાં કચવાશે. ના બ્હેનો આપણે સહનતા ાથે ઉદાર થવું જોઇએ. આપણા પતિ, પુત્ર, બધુ, મિત્રને, આપણે તન, મન તથા ધનની દદ કરવી જોઇએ. જુવો કે તે આપણે સારૂં કેટલું વેઠે છે પાંચ વરસથી વિદ્યા અભ્યાસ- ા શ્રમ લઇ દ્રવ્ય કમાવા સારૂં દેશ પરદેશનું ગમન અનેક શરીર તથા મનના દુઃખો વેઠી ત- ારે વાસ્તે શ્રમ લે છે નોકર રસોઇઓ પણ પોતાની શક્તિ પ્રમાણે તમને આપે છે. વસ્ત્ર ાથા અલંકાર પણ સંપતિ પ્રમાણે કરે છે તો તમને માત્ર તેમને વાસ્તે તેમની સાથે સુખ ઃખ સહન કરવું ને 'એક પ્યાલો પણી તથા, ચા, પણ નોકર કરી આપશે તે શું આ

પણ શરમાવું ન જોઇએ? સર્વે આપણે તો તેમના સુખ દુઃખમાં ભાગ લઇ સહન કરવું જોઇએ. પુરૂષોએ પણ પોતાની સ્ત્રી રાતદિવસ પોતાના ઘરમાં શું દુઃખ વેઠે છે તથા કેટલું સહન કરે છે તે વિચારી તેમાં વ્યાજબી સહાય કરવી જોઇએ. સહનશીલ દંપતિનાં ઘર સંતોષ તથા શાંતિથી દીપી નિકળે છે ને તેવાં થવા ઉદ્યોગવાન થવું એ આપણી ફરજ છે. ધન્ય છે એ સહનશીલતાને. કદી રામ તરફ, રાજ્ય તરફ, ભરત કે કૈકેયી તરફ સીતાયે કટુ વાક્ય કહ્યું નથી. લક્ષ્મણ જેવા સહનશિલ બંધુ ને સીતા સમાન પત્નિથીજ રામચંદ્રજી પણ સહનશિલતા શિખ્યા હશે કેમકે સીતા સમાન પત્નિનો ત્યાગ કરી પ્રજાજનના સુખને સારૂ હજારો વર્ષ ઉગ્ર બ્રહ્મચર્ય પાળ્યું, દેહને કષ્ટ આપ્યું પણ પ્રજાનો અનાદર અને સીતાનો આદર કરી શકયા નહિ. ધન્ય છે; જેવા પોતે સહન કરે છે તેવા બીજાને શિક્ષણ લેવા યોગ્ય થાય છે. દમયંતી, તારામતી, દ્રૌપદી તથા ઘણી વીરબાળાઓનાં આપણે વરણન કરીયે તો ઘણોજ વિસ્તાર થાય પણ આપણે માત્ર એટલુંજ વિચારવાનું છે કે રાજકન્યાઓ, રાણીયો, થોડી સુકુમાર હશે? તેમને તે ચાલવા વિગેરેની કયારે ટેવ હશે? પણ નહિ, માતપીતા તરફથી તેમને તેવીજ ઉત્તમ ટેવ પાડેલી હોવી જોઇએ. દરેક સમયને વાસ્તે તૈયાર શરીર પણ કસેલાં, ભૂખ વિગેરે સહન કરવાની ઉત્તમ ટેવ તથા પોતાના મન પણ કાયર નહિજ, પતિ વિગેરેની સેવા પણ પોતાનેજ કરવાની, બાળકોનું શિક્ષણ પણ એમના તરફથીજ મળે, તે વીરબાળાઓ પોતાના પુત્રોને રણશૂર બનાવતી, પુત્રીયોને વીરાંગના બનાવતી ને પ્રસંગને અનુસરીને વાકચાતુર્ય પણ જાણતી કે વખતે કામ આવે. મારી આપણી બ્હેનોપ્રત્યે એજ વિનંતી છે કે આપણી પુત્રીયોને સહનતા શિખવો, સ્હેજ થાય કે ઓવારણા કરવા માંડે, છોકરૂં જરા પડે કે કાંગલા કુંગલા ને ખોટા લાડ કરવા માંડે. આથી છોકરામાં કાયરપણું આવે છે, શરીરનું નકામું વરણન કરવાની ટેવ પડે છે, કોઇનો બોલ ઝાંખવાની કે પોતાની ખરી સ્થીતી શું છે તે જાણવાનું ભાન રહેતું નથી, પ્રસંગે કાયરપણું વિગેરે દુર્ગુણ આવે છે. ઘણીવાર કહેવામાં આવે છે કે માતપીતાના ગુણ છોકરાંમાં આવે છે તે પ્રમાણે આ પણ ગુણ માતપીતાનો આવે તે માટે આપણાથી બને તેટલા યત્નથી આપણી પુત્રીઓને સહનશિલ બનાવવી. શારીરિક કસરત પણ આપવી, મન ક્ષમાવાન ને સહનશિલ બનાવવું, તાપમાં ફરવાની, ટાઢ વેઠવાની, ગરીબાઇ, તથા શ્રીમંતાઇમાં નિરભીમાન રહેવાની ટેવ પાડવી.

આથી તેમનામાં સહન કરવાનું ધૈર્ય આવશે. આપણામાં ઘણી સ્ત્રીઓ પોતાના દુઃખ જેના તેના મોં આગળ રૂવે છે, પોતાના ઉપર સીતાના વીત્યા કહે છે પણ એમ નથી સમજતાં કે તેનો સોમો ભાગ પણ આપણે સહન નથી કરતાં. આપણું દુઃખ બીજો ટાળનાર નથી પણ માત્ર હાંસીજ કરશે માટે દુઃખ કે વિપત્તીના સમયમાં મૌન રાખી સહન કરવું ને પુર્ણ વિચાર કરી જેનાથી આપણે કાંઇ પણ મદદ મળે એમ હોય તેની પાસે માત્ર જરા કહેવું ને સર્વ સાક્ષી પરમાત્મા આપણે દરેક પ્રસંગે સહાય કરશે જ એમ દ્દઢ વિચાર રાખવો જેમ આપણે સહન કરતા શીખીશું તેમજ ઇશ્વર આપણને સર્વ રીતે સહાય કરશે જ. આપણે, સહનશિલતાથી જ ધર્મ જ્ઞાનને કીર્તી પણ મેળવીશું. સૌ. રૂક્ષ્મણી બેનનો પ્રત્યક્ષ દાખલો છે—જ્યારે પોતાની બાળક પુત્રીનો દુઃખદ પ્રસંગ બન્યો ત્યારે ઉત્તમ સહનશિલતા બતાવી, પોતાની કુટુંબ જાળ, નમાયા બાળકોની સંભાળ, પતિ તથા વૃદ્ધ પીતાની સેવા ને દુઃખી પુત્રીના મનનું સાંત્વન કરવા સારૂ, જનસમુદાયની નિંદા તથા સ્તુતી સહન કરતાં વ્યવહાર તથા પરમાર્થમાં રહી પોતાની પુત્રીને સન્માર્ગમાં ગુરૂરૂપ થયાં છે ને ઉત્તમ આશ્રમ

ખોલી સર્વને ઉપકૃત કર્યા છે, આ બધા પ્રસંગ આપણે વિચારવાના છે. સર્વે જણાયે પ્રભુની શુભ પ્રાર્થના સાથે સહનશીલતા તરફ મનોવૃત્તિ વાળવી જોઇએ.

કૃષ્ણાબ્હેન.

---

## કર્તવ્ય.*

પ્રિય બ્હેનો !

કર્તવ્યની વ્યાખ્યા પ્રસિદ્ધ અંગ્રેજ લેખક ડૉ. સ્માઇલ્સ આવી રીતે આપે છે. કર્તવ્ય એ એક જાતનું રૂણ છે, નૈતિક વ્યાપારમાં આપણી શાખ સાચવી રાખવાને અને નૈતિક દેવાળામાંથી બચવાને એ રૂણ અદા કરવું જરૂરનું છે. જે કર્યા વિના છુટકો નથી, જે કર્યાથી આપણે કાંઇ વધારે કરતા નથી. પણ જે ન કરીએ તો અપકિર્ત્તિ થાય, ખોટું કહેવાય, તેને કર્તવ્ય કહીએ છીએ. જે કાંઈ આપણે કરવુંજ જોઇએ તે આપણું કર્તવ્ય.

સ્હજ વિચાર કરીશું તો જણાશે કે છેક બાલ્યાવસ્થાથી ગાંઠીને તે વૃદ્ધાવસ્થા સુધી, મરણ સુધી, કાંઇ નહિં ને કાંઇ કર્તવ્યો કરવાનાજ હોય છે. બાલ્યાવસ્થામાં માત પીતાનું આજ્ઞા પાલન અને સદ્‌ગુણ ગ્રહણ કરવાનું અને વિદ્યાભ્યાસ એ મુખ્ય કર્તવ્ય હોય છે. યુવાવસ્થામાં લગ્ન પછી કર્તવ્યનું ક્ષેત્ર ઘણું વિશાળ થાય છે. પતિ, સાસુ, નણંદ, દીયર, અને એ શીવાય બીજા સંબંધીઓ પ્રતિ આપણાં અનેક કર્તવ્યો હોય છે. અને એ કર્તવ્યો આપણે જુદી જુદી રીતે બજાવવાના હોય છે. વૃદ્ધાવસ્થામાં સંસારમાંથી નિવૃત્ત થઇ યુવાવસ્થામાં મળેલા અનુભવોનો લાભ ઉછરતી યુવાન પ્રજાને આપવાનો અને એવાં બીજા સમયપરત્વે ઘણાં કર્તવ્યો કરવાનો હોય છે.

જગતનો વ્યવહાર કર્તવ્યબુદ્ધિ પરંજ આધ.ર રાખે છે. જો આપણામાં કર્તવ્યબુદ્ધિ ન હોય તો જગત દુઃખનું સ્થાન થઇ રહે. સુખ અને શાંતિ શોધ્યાં પણ મળે નહિં. સહુ પોતપોતાનો સ્વાર્થ સાધે, કોઈ કોઇની પરવા પણ ન કરે, બળવાન લોકો ફાવી જાય અને નિર્બળ બીચારા કચરાઇ જાય અને કોઇ પણ જાતની વ્યવસ્થા રહેજ નહિં. તેથીજ પરમ કૃપાળુ પરમેશ્વરે જગતનો સર્વ વ્યવહાર કર્તવ્ય પરજ રાખ્યો છે.

પાંડવ કૌરવનું યુદ્ધ કર્તવ્યને અંગેજ હતું એમ આપણને મહાભારત વાંચ્યાથી જણાય છે. યુદ્ધ વખતે પરસ્પર વિરોધી કર્તવ્યને લીધે કર્તવ્યબુદ્ધિથી ભ્રમીત થએલા શું કરવું અને શું ન કરવું તેનો નિર્ણય કરવાને અશક્ત અર્જુનને શ્રી કૃષ્ણ પરમાત્માએ આપેલો શ્રીમદ્ ભગવદ્ ગીતાનો મહાન બોધ ખરેખર ઘણોજ મનન કરવા યોગ્ય છે. એજ બોધ થી ક્ષણભર ભ્રમીત થએલા અર્જુનને પોતાની ખરી સ્થીતી સમજાઇ, અને પોતાના ક્ષાત્રધર્મનું ભાન થતાં કર્તવ્યપરાયણ થઇ યુદ્ધમાં જોડાયા.

યોગવાસિષ્ટ રામાયણ વાંચ્યાથી યુવાવસ્થામાં પ્રવેશ કરતા રામચંદ્રના તીવ્ર વૈરાગનું ભાન થાય છે. આવો તીવ્ર વૈરાગ છતાં શ્રી વસિષ્ઠ ગુરૂએ આપેલા ઉત્તમ બોધથી પોતાનું શું કર્તવ્ય છે તે રામચંદ્રજીને બરોબર સમજાયું હતું અને તેથીજ તેઓ ગૃહસ્થાશ્રમમાં જોડાયા. ને આપણે જણીએ છીએ કે એમણે પોતાના કર્તવ્યો ઘણીજ દ્રઢતાથી બજાવ્યાં છે. કર્તવ્ય બુદ્ધિને અનુસરીનેજ રાજ્યાભિષેક તજીને વનવાસ ગયા. રામચંદ્રજીના વનમાં જતી વખતે માતા કૌશલ્યાજીએ પોતાના પતિના અવિચાર યુક્ત વચનથી; પુત્રને સહન કરવાં

---

* તા. ૧-૯-૧૧ ને દિને અમદાવાદના વનિતાવિશ્રામમાં આપેલું વ્યાખ્યાન.

પડનારાં કષ્ટોથી ક્ષણવાર અતિશોકના વેગને વશ થઈ દશરથ રાજાને અનેક અયોગ્ય વચન કહી માતૃપ્રેમથી પ્રેરાએલાં, રામચંદ્રજી સાથે વનમાં જવાની ઇચ્છા કરી તે વખતે શ્રીરામચંદ્રજીએ પત્નીધર્મનું ભાન કરાવી એમનું શું કર્ત્તવ્ય હતું તે સમજાવી એમને કર્ત્તવ્ય નિષ્ટ કીધાં હતાં. આવાં આવાં અનેક દ્રષ્ટાંતો આપણા શાસ્ત્રમાંથી મળી આવે છે. આપણા આર્યાવર્તમાં કર્ત્તવ્યનિષ્ટ દાનેશ્વર બળીરાજા, ભક્તરાજ પ્રહલ્લાદ, સત્યવાદી હરીશ્ચંદ્ર, બંધુનિષ્ટ લક્ષ્મણ, પીતાપરાયણ ભિષ્મ, ઇત્યાદી મહાન્ પુરૂષો થઇ ગયા છે તેમજ સ્ત્રીઓમાં પતિપરાયણા સતી સીતા, દમયંતી, તારા, સાવીત્રી, સુકન્યા ઇત્યાદિથી આપણી ભરત ભૂમિ અલંકૃત હતી. વળી પશ્ચિમમાં પણ મહાન યોધ્ધો નેલસન, અમેરીકાનો ઉદ્ધારક વૉસીંગ્ટન, કેદીઓનો મિત્ર જૉન હાવર્ડ, આખા યુરોપને ધ્રુજાવનાર નેપોલીઅન બૉનાપાર્ટ, ઇટાલીનો દેશભક્ત ગૅરીબાલ્ડી, ગુલામોનો મિત્ર વીલબરફોર્સ, સ્ત્રીઓમાં ફ્રાન્સની દેવી જૉન ઓફ્ આર્ક, ફ્લોરેન્સ નાઇટીંગેલ, મેરી કારપેન્ટર, ઇત્યાદિ, અનેક કર્ત્તવ્યનિષ્ટ સ્ત્રી પુરૂષો થઇ ગયાં છે.

તીવ્ર કર્ત્તવ્યબુદ્ધિ એ ઉંચા પ્રકારના ચારિત્ર્યનું મૂખ્ય લક્ષણ છે. એનાથી ઘણા સદ્ગુણોને પોષણ મળે છે. નિષ્કામવૃત્તિથી કરાતા કર્ત્તવ્યોમાં નીરાશાને પ્રસંગે પણ એ બુદ્ધિ અચળ રહે છે. અડગ કર્ત્તવ્યબુદ્ધિથી ધૈર્ય અને ઉત્સાહ વૃધે છે. અને ઉગ્ર સહનશીલતા, નેક્ષમાના ગુણો પણ ઘણા ખીલે છે.

આપણે આપણા સંસારનાં કર્ત્તવ્યની ભાવનાનેજ મૂખ્ય ગણવી જોઇએ. જો આપણે કર્ત્તવ્યની ભાવનાને અવલંબીનેજ આપણું કર્ત્તવ્ય કરીએ તો એક ઉત્તમમાતા, પ્રેમાળ પત્ની, સ્નેહાળ ભગીની, અને આજ્ઞાકારી પુત્રી ઘણી સારી રીતે થઇ શકીએ. આપણા સંસારમાં જે સડો દેખાય છે, તે ખરેખર અરસપરસ કર્ત્તવ્યની ભાવનાઓ વીસરી જવાનેજ આભારી છે. સાસુવહુનો અણબનાવ, નણંદ ભોજાઇનો ઈર્ષ્યાળુ સંબંધ, દેરાણી જેઠાણીની સ્પર્ધા, એ સર્વ, કર્ત્તવ્યના લોપથીજ આવી અધમ દશાને પામ્યા છે. જો આપણે આપણો સંસાર સ્વર્ગમય કરવો હોય તો આપણા મનની કર્ત્તવ્ય ભાવનાને દ્રઢ કરવી જોઇએ. દરેક કામ કરતી વખતે એ ભાવના આપણા મન આગળ રાખી તે કામ કરવું જોઇએ. આપણે જે કાંઇ કીધું તેનો બદલો મળે છે કે નથી મળતો અથવા તો કોઇ આપણી પ્રશંસા કરે છે કે નિંદા કરે છે તેની સ્હેજ પણ દરકાર વિના ફક્ત આપણી દ્રષ્ટિ આપણા કર્ત્તવ્ય સામીજ રાખી નીડરતા અને દ્રઢતાથી આપણું કામ કરવું.

સંસારી જીવન શરૂ થતાં એક ઉત્તમ પત્નીનું પતિપ્રત્યે કેવું વર્ત્તન હોવું જોઇએ, અને પત્નિધર્મ કેવો હોવો જોઇએ તેને માટે એક નાનકડા શ્લોકમાં કહ્યું છે કે,

कार्येषु मांत्रि करणेषु दासी
भोज्येषु माता शयनेषु रंभा ।
मनोनुकूला क्षमयाधरित्री
गुणैश्चभार्या कुलमुद्धरंती ॥

આ શ્લોકમાં કહેલા વચનોને સંપુર્ણ અભ્યાસ કરવો જોઇએ. ઉત્તમ પત્નીનું પતિ પ્રત્યે કેવું વર્ત્તન હોવું જોઇએ તે જાણી, તે પ્રમાણે ઉત્તમ પત્ની થવા પ્રયત્નવાન થવું જોઇએ. આ કર્ત્તવ્ય સમજવાથીજ અને એ પ્રમાણે વર્ત્તવા દ્રઢ નિશ્ચય કર્યાથીજ સતી સીતા, રાણક-

દેવી, પદ્મિની, જસમા, દમયંતી ઇત્યાદી સ્ત્રીઓએ કર્ત્તવ્યને અંગે વેઠેલાં મહાન કષ્ટો અને છેવટે કીધેલું આત્મસમર્પણ એ સર્વ આપણને એમની તીવ્ર કર્ત્તવ્યનિષ્ઠાનું ભાન કરાવે છે.

હવે એક માતા તરીકે બાળકોપ્રતી આપણાં શું શું કર્ત્તવ્યો છે તે બરોબર વિચારપુર્વક સમજી રાખવું જોઇએ. અને તે દરેકને માટે અમુક નિશ્ચય કરી રાખવો જોઇએ. પછી દરેક કર્ત્તવ્ય કરતી વખતે એ નિશ્ચય—એ ભાવના દ્રષ્ટિ આગળ રાખવી. કર્ત્તવ્યને અંગે હેતુપુર્વક કરાતાં કામો ઘણુંજ સારાં અને સંપૂર્ણ થાય છે. એમાં કોઇ વખતે કાંઇ પણ ભૂલ થતી નથી. પણ એટલું તો ખરૂં કે આપણે આપણાં કર્ત્તવ્યનો અમુક દૃઢ નિશ્ચય કીધો અને તે કદાચ આપણી સમાજની--આપણી રૂઢીની બ્હાર હોય ને તે કરીએ તો તેમાં આપણી નીંદા થવાનો ઘણો ભય હોય છે. દ્રઢતા અને ધૈર્યતાથી આપણે માટે લોકો શું બોલે છે તથા શું ધારે છે તેના વિચારવિના આપણે આપણું કામ મુંગા મુંગાં કરવું. માતા પીતાનું કામ દરેક રીતે પોતાના છોકરાને કેળવીને સુખી કરવાનું છે અને તેમાં જો તેઓ પછાત રહે છે તો તે ઇશ્વરના ગુન્હેગાર છે. જો દરેક માતપીતાએ પોતાના કર્ત્તવ્યો યથારથીત સમજીને કર્યાં હોત તો આજે આપણા હિંદુઓમાં દેખાતા કન્યાવિક્રય, વરવિક્રય, વૃદ્ધલગ્ન, બાળલગ્ન, એક પર બીજી સ્ત્રી, ઇત્યાદી અનેક દુષ્ટ અને હાનીકારક રીવાજો છે તે ના હોત. પણ દુર્દૈવે કેટલાંક મા બાંપોની કર્ત્તવ્ય બુદ્ધિના લોપથી તેઓ ફક્ત પોતપોતાનો સ્વાર્થ સાધવા તરફજ દોરાય છે, અને પોતાના સંતાનોના ભવિષ્યના સુખનું પોતાને હાથેજ સત્યાનાશ વાળે છે. માતા કર્ત્તવ્ય પરાયણ હોય તો આવા અનેક દુષ્ટ રીવાજોનો અંત આવે, સંસાર જે હમણાં દુઃખરૂપ દેખાય છે તે સુખરૂપ થાય, માતાની કર્ત્તવ્યપરાયણતાથી છોકરાઓ પણ, કર્ત્તવ્યપરાયણ થતાં શીખે છે. જ્યારે વડીલો બાળકોપ્રતિ અને બાળકો વડીલોપ્રતિ પોતપોતાનું યથાસ્થીત કર્ત્તવ્ય બજાવશે ત્યારેજ આપણા સંસારમાં કલેશનો નાશ થઇ સુખ અને શાંતિનું સામ્રાજ્ય પ્રસરશે.

આતો કુટુંબપ્રતિનું કર્ત્તવ્ય શું છે તે સમજાયું પણ બીજું જનસમાજપ્રતિ આપણું કર્ત્તવ્ય શું છે તે પણ જાણવું જરૂરનું છે. સહુથી પહેલું તો આપણ સ્ત્રીઓનું જીવન સ્વાર્થ નહિ પણ પરમાર્થને માટે જ છે. આપણે મન વાણી અને કર્મથી જનસમાજને ઉપયોગી થવું જોઇએ. પરોપકાર અને સ્વાર્પણ એ આપણી સ્ત્રીઓનો મુદ્રા લેખ હોવો જોઇએ. જનસમાજપ્રત્યે આપણાં અનેક કર્ત્તવ્યો હોય છે. તેમાંથી આપણે આપણી સ્થીતિને અનુસાર જેટલાં કર્ત્તવ્યો થાય એટલાં કરવાં જોઇએ.

દયાની દેવી મીસ ફ્લોરેન્સ નાઇટીંગેલથી કોઇ ભાગ્યે જ અજાણ્યું હશે. એમની દયામય વૃત્તિ અને પરોપકારમય જીવન આપણને આશ્ચર્ય પમાડે છે. એમનું જીવન ચરિત્ર વાંચ્યાથી એમને માટે આપણા હૃદયમાં પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થયા વિના રહેતી નથી. એમની તીવ્ર દયામય વૃત્તિ અને પરોપકારે અનેક કષ્ટો વેઠી સેંકડો મનુષ્યોને મૃત્યુના મુખમાંથી ઉગારી તેમના ખરા અંતરના આશીર્વાદ મેળવ્યા છે. પોતાના જનસમાજ પ્રતિના કર્ત્તવ્ય આગળ એમણે પૈસો અને માન તુચ્છ ગણ્યાં છે. જ્યાં સૂધી એમનું જીવન હતું ત્યાં સૂધી એમણે પોતાનું કર્ત્તવ્ય સપુર્ણ બજાવ્યું છે. આ કર્ત્તવ્યનિષ્ટ સન્નારી થોડાજ માસ થયાં સ્વર્ગવાસી થયાં છે તોપણ એમનું નામ કાર્ય ચિરસ્મરણીય રહેશે.

વળી આપણા આર્યાવર્તમાં બંગાળાના મહાન પરોપકારી દેવી અઘોરકામીની પણ દયામય વૃત્તિ અને પરોપકારમય જીવન માટે પ્રખ્યાત છે. જનસમાજ પ્રત્યે એમની કર્ત્તવ્ય

નિષ્ઠતા અદ્દભુત હતી. જનસમાજ પ્રત્યેના અનન્ય પ્રેમે એમને અલૌકીક શક્તિ આપી. અજ્ઞાની વર્ગની નિંદા અને તિરસ્કાર ન ગણતાં સંસારી અને છોકરાંઓની ઉપાધીથી આચ્છાદીત સ્ત્રીઓ પણ કેવાં મહાન કાર્યો કરી શકે છે તે એમણે બતાવી આપ્યું છે. કર્ત્તવ્ય બુદ્ધિથી ભેદભાવને તોડી સમાન ભાવ સર્વત્ર દર્શાવ્યો છે. આવા ઉચ્ચ વર્તનનો બોધ મ્હોડે ન કરતાં પોતાના નિત્યઆચારમાં મૂકી દરેક વાતે સીદ્ધ કરી આપ્યું છે કે કોઇપણ કામ કરવા ધારીએ તો તેને માટે કાંઇપણ અશક્ય નથી. એમના પરોપકારમય જીવનમાં એમને એમના પતિ પ્રકાશચંદ્રની ઘણી સહાયતા હતી. એમણે એમની ઉચ્ચ વૃત્તિ અને સેવામય જીવનને પ્રોત્સાહ આપી પોતાના હૃદયની ઉદારતા બતાવી આપી હતી. એમને લીધેજ દેવી અઘોરકામીની આવાં પરોપકારી અને મહાન કામો કરી શક્યાં હતાં. દેવી અઘોરકામીનીનું જીવન વિસર્જન પામ્યું છે પણ એમની કર્ત્તવ્યનિષ્ઠતા, સમાન ભાવ, અને સ્વાર્પણ, એ તો ખરેખર ચિરસ્થાયીજ રહેશે.

બ્હેનો, આપણે પણ આપણાં સંકુચીત કર્ત્તવ્યનું ક્ષેત્ર વિશાળ બનાવવું જોઇએ. કર્ત્તવ્યની વ્યાખ્યા માત્ર કુટુંબોમાંજ સમાપ્ત ન કરતાં જનસમાજ પ્રતિ આપણા હૃદયની ઉદારતા બતાવવી જોઇએ—આપણાં કર્ત્તવ્યો આગળ રૂઢી અને લોક નિંદા તુચ્છ ગણી આપણી સંસારી જીંદગીથી બજાવાતાં કાર્યો આપણે ઈશ્વર પ્રિત્યર્થ કરવાં જોઇએ. છેવટે એજ પ્રાર્થના છે કે આપણી કર્ત્તવ્ય પરાયણતામાં દઢ રહેવા અને જન સમાજની સેવા કરવા આપણા હૃદયમાં મહાન પ્રભૂ બળ આપે. સૌ. કાન્તિદાગૌરી. ઈ. હોરા.

## સુવર્ણમાળા.

૧—દરેક સ્ત્રી, પછી ગમે તે તેટલી કેળવાયેલી હોય પણ તેણે યાદ રાખવું કે પોતાના પતીનો પ્યાર તે એક અમૂલ્ય જવાહીર છે તે મેળવવાને દરેક રીતે યત્ન કરવો, તે સાચવી રાખવાને પણ યોગ્ય થઇ યત્ન કરવો; જે મરણ પછી પણ એ પ્યારરૂપી જવાહીરનો વારસો આપણા બાળકને મળે.

૨—દરેક રંક યા રાય, વિદ્વાન કે સામાન્ય, પણ સદ્દગુણી ગૃહિણીના જીવનની શ્રેષ્ટતા માત્ર તેણે મેળવેલા પતીપ્યારથી જ છે. પતી એજ જેનું જીવન છે. પતી એ જેનાં પ્રાણનોએ પ્રાણ છે તેને પછી કદીએ પતીનો દરજ્જો કે તેના પૈસા કે વૈભવ સત્તા કે વિદ્વત્તાનો વિચાર આવતો નથી અને હું કહીશ કે તેજ સ્ત્રી સાચી સતી છે.

૩—પોતાની જીવનવેલ પતીનાં જીવન વૃક્ષમાં સંકેલવી તેના કરતાં અધીક ઉત્તમ તે શું હોઈ શકે ? વિશ્વસમૃદ્ધિ પતીપ્રેમ આગળ જે તુચ્છ ગણી તજે છે તેને જ ધન્ય છે. પત્નીપ્રેમની કીમ્મત તેવે સમયે જ થાય છે.

૪—સીતા, સાવિત્રી, દમયંતી, ને અનુસૂયા, એ સર્વ આર્યાવ્રત્તનાં સ્ત્રીરત્નોએ પોતાના પતીવ્રત માટે પ્રાણ આપ્યા છે. શીયળ માટે ઘણાં દુઃસહ દુઃખો સહન કર્યા છે. તે મહાન્ સતીઓએ રાજા મહારાજાનાં વૈભવ ત્યાગ કરીને જંગલમાં મંગળ કરીને ઝૂંપડીમાં સુખ કેળવી પતીથી આનંદ ભોગવ્યો છે.

૫—જગતમાં અક્ષય કીર્તિસ્થંભ ત્હેમણે જ રોપ્યાં છે, કરમાય નહિ તેવા અક્ષય કીર્તિ કુસુમોની માળા તેમના કંઠે જ હતી,—તેમને થઇ ગયે ઘણાં વર્ષો વહી ગયાં છે. પણ

મેળાવડો હોય તો હાજર. બાળક ઘેર ગોઇ મરે ને વર આંટાખાયા કરે. નાટકમાં તો તૈયાર! આ કુટેવો પણ સુધારવીજ જોઇએ વાંચવું લખવું તે જોકે અવશ્યનું છે પણ તેની પણ ઉપયોગીતાને નિયમ ઉપર આધાર રાખે છે. ઘરની આવક-યોગ્યતાનો વિચાર નહિ વાંચે પણ વિચારવાની શક્તિ નહિ, અમલમાં આણવાની શક્તિ નહિ, બાળકની સંભાળ નહિ. પતીની આજ્ઞા કે પ્રેમની દરકાર નહિ એ વાત કોઇ પણ રીતે સ્ત્રીપણાને શોભતી નથી માટે તેવા સુધારાના ખોટા ડોળને હું ધિક્કારી કાઢું છું.

૧૮—પરણ્યા પછી દરેક સ્ત્રીની પ્રથમ ફરજ તો એજ છે કે તેણે તેનાં પતીનો પ્રેમ દરેક રીતે સંપાદન કરવો જોઇએ. તેના હૃદયને ઓળખી લેવું જોઇએ આત્માથી એકતા સાધવી જોઇએ, તેને દરેક રીતે સુખ સંતોષ ને આનંદ આપવા જોઇએ. તેમને અખૂટ પ્રેમ આપીને પ્રેમનાં બદલામાં પ્રેમ મેળવી લેવો જોઇએ ને સંસારને સ્વર્ગ કરવો જોઇએ.

૧૯—દરેક બાળકને માટે તેની માતા જવાબદાર છે. તેની શારીરીક માનસિક, નૈતિક ને આધ્યાત્મિક દરેક ઉન્નતિને માટે તેની માતા જવાબદાર છે. બાળકની બુદ્ધિબળ, વિદ્યા ને સદ્વર્ત્તન એ સર્વ માતાનાં ઉપરજ આધાર રાખે છે, માટે ભવિષ્યમાં સારી પ્રજા ઉત્પન્ન કરવાને માટે માતાએ દરેક રીતે નિયમીત ને સદ્વર્ત્તનવાળાં થવું જોઇએ, માતાનાં ચારિત્રની ઉત્તમ યાનો અધમ છાપ જે બાળકનાં મગજમાં પડે છે તે કાળે કરીને એ ભુસાતી નથી કારણ કે તેને સર્વે ધાવણમાંજ ધાવે છે. માટે પોતાનાં બાળકોને કુટુમ્બ ઇત્યાદી સંરક્ષણ અર્થે વધારે ને વધારે સત્યનીતી યુક્ત સદ્વર્તનવાળા થવુંજ જોઇએ. ને બાળપણથીજ પુત્ર પુત્રીઓને ધર્મનીતીનું શિક્ષણ જો ગૃહદ્વારા દીધું હોય તો પછીથી શાળામાં વાંધો આવે નહિ, ને શાણી પ્રજા સંપાદન કરી શકાય ને આધુનિક કેળવણી ને ધર્મ નીતિ રહીત ગણાય છે તે પણ ગણાય નહિ. પણ તે સર્વ ફરજોને માટે માતાજ જવાબદાર છે. કેળવાએલી સુજ્ઞ માતા બાળકનું ભાગ્ય નથી ઘડી શકતી પણ ચારિત્ર તો ઘડીજ શકે છે. ઘણા પુત્રો, ઘણી લક્ષ્મી, કે ઘણો વૈભવ વિદ્યા તે ભાગ્ય ને આધારે છે પણ સદ્વર્ત્તનમય ચારિત્રતો ફક્ત માતાને આધારે છે. માતા બાળકનો પહેલો ગુરૂ છે.

૨૦—દરેક ડાહી સ્ત્રીએ પોતાના ગૃહમંદીરમાં આવક ને વ્યયનો હીસાબ રાખવો ઘટે છે ને જો કે કંજુસાઈ નહિ પણ કસર તો કરવીજ જોઇએ નાતવરા, વરઘોડા, મરણ,જન્મ, ને લગ્નનાં ખરચોમાં, ફુવણજીની પેઠે કરજ કરીને ઝુવેકામાં, શ્રીમન્તો તેમજ ગરીબ સરખાં ઉતરે! આ રીવાજો સામે પણ ટક્કર ઝીલવાની છે. અને તેમાં એ સ્ત્રીઓએજ પોતાનું મન દૃઢ કરીને મજબુત રાખવાનું છે. વળી બીજી બાજુએ વિલાયતી પોલીશનાં માલ, જાપાની સાડીઓને સીલ્કો ને બીજી અનેક શોખમોજની આંખને આંજે તેવી ચીજો માટે પણ પ્રથમ સ્ત્રીઓએજ મન મજબુત રાખવાનું છે. એ બન્ને બાજુએ થતાં ખોટા ખર્ચનો બચાવ કરવો ખાસ જરૂરનો છે. પોતે તેમજ ગૃહકુટુંમ્બને ખાસ ઉપયોગ વગરની શોખની કોઇ પણ ચીજ નહિ ખરીદવી. આહાર, વિહાર ને પોશાકમાં નિયમીતપણું, સાદાઇને સ્વચ્છતા રાખવી. સ્વદેશનાં શ્રેય અર્થે અન્યમોહમાં ન પડતાં જાડું ઝીણું કે જાંખુપણ સ્વદેશીજ લેવું ને સર્વમાં કસર કરવી કંજુસઈ નહિ. સામાન્ય વર્ગ ને આ વાત ખાસ શીખવાની છે અને તે સ્ત્રીઓથી સહેલાઇથી અમલમાં આણી શકાય તેમ છે. સૌ "જ્ઞાનમણિ."

# વાર્તાલહરી.

## ગરીબ પણ સુખી કુટુંબ.

અમદાવાદમાં ગીરજાશંકર કરીને એક નાગર બ્રાહ્મણ રહેતો હતો. તેની પત્નીનું નામ દુર્ગાબાઇ હતું. તેને બે સંતાન હતાં. બેમાં એક પુત્ર ને એક પુત્રી હતી. પુત્રનું નામ રજનીકાન્ત અને પુત્રીનું નામ મનોરમા હતું. ગીરજાશંકર તેના બાપને એકનો એક છોકરો હતો. ગીરજાશંકરને તલાટીની નોકરી હતી; તેમાંથી તેને દશ રૂપિયા પગાર મળતો હતો. રજનીકાન્ત કાલેજમાં જતો હતો, અને છોકરાંઓને ભણાવવા જતો હતો: તેમાંથી તે પાંચ રૂપિયા લાવતો હતો. દુર્ગાબાઇનું કુટુંબ ગરીબ સ્થિતિનું હતું તેથી પણ દળણાં દળી પોતાના ઘરની અંદરની પડતી મુશ્કેલીઓ જલદી દૂર કરવા પ્રયત્ન કરતી હતી. થોડાં ઘણાં વરસો આ પ્રમાણે પસાર થયા પછી ગીરજાશંકરની મા ગુજરી ગયાં. તેમના ગુજરી ગયા પછી મરણની ક્રિયા કર્યા વગર ચાલે તેમ નહોતું. પૈસા સંબંધી તાણ હતી, તેથી ગીરજાશંકર મુઝાતો હતો. છેવટે દુર્ગાબાઇની મોહનમાળા ઘરેણે મુકવાનું ઠર્યું, અને તેના ઉપર પૈસા લાવી પોતાની માની ક્રિયા કરવાને ફતેહમંદ થયો. ગીરજાશંકરે પોતાની માની પાછળ ન્યાત જમાડી અને તેની અંદર તેને સારો જસ મળ્યો. ન્યાત વાળાએ સારાં વખાણ કર્યાં.

હવે ગીરજાશંકર તથા દુર્ગાબાઇએ ઘણી કરકસર કરી રૂપિયા એકઠા કરવા માંડ્યા. ગીરજાશંકરે જે શેઠીયાને ત્યાંથી રૂપીયા લીધા હતા, તે શેઠીયાને તેની સ્થિતિ ઉપર દયા આવી, ને ગીરજાશંકરને દરરોજ પોતાને ત્યાં જમવા માટે આમંત્રણ કર્યું.

આ રીતે તેમના દિવસો પસાર થવા લાગ્યા. થોડા દિવસ પછી દુર્ગાબાઈએ બીજા પુત્રને જન્મ આપ્યો; તે વખતે રજનીકાન્તના લગન થયેલાં હતાં. નિર્મળા સાસરે આવતી જતી થઇ હતી. રજનીકાન્તની ઉંમર વીસ વરસની અને મનોરમાની બાર વરસની હતી. નામ પ્રમાણે મનોરમાના ગુણ નહોતાં, તેનો મીજાજ ઘણોજ ચીડીઓ ને કડક હતો. માબાપે લાડ-ઘેલી બનાવેલી તેના આ ફળ મળ્યાં. નિર્મળામાં નામ તેવા ગુણ હતાં. નિર્મળાના પિતાને ત્યાં પુષ્કળ પૈસો હતો, અને ભાઇ બ્હેન બેજ હતાં. તેના ભાઇનું નામ સુમંત હતું. ભાઇ તથા બેનને વિદ્યાનું જ્ઞાન સારૂં હતું તેની સાથે સંગીત પણ સારૂં આવડતું હતું.

નિર્મળા સાસરે આવી ત્યારે સરસ્વતીએ શીખામણ સારી આપી હતી તે પ્રમાણે ડાહી પુત્રી સાસરે વર્તી હતી.

સરસ્વતી—મ્હારી વ્હાલી દીકરી! ત્હારા પિતાનું કુલ લજ્વાવીશ નહિ. પીયરમાં ત્હારા માતપિતાની આજ્ઞા પાળી છે તેવી સાસરામાં પાળજે, ત્હારા સાસુ સસરાને માત પિતા સમાન ગણજે, ત્હારી નણંદ તથા દીયરપર ભાઈ બેન સમાન હેત રાખજે. વ્હાલી દીકરી! ત્હારા પતિની આજ્ઞા ઉથાપીશ નહિ. ત્હારા પતિના સુતાં પછી હમેશાં સુજે; ત્હારા પતિના ઉઠ્યા પહેલાં ઉઠજે, પતિના જમ્યા પછી જમજે, પ્રેમથી વર્તજે, કંઇ ત્હારો વાંક આવે તો માફી માગજે. કોઇ દિવસ ગુન્હામાં આવીશ નહિ, હમેશાં શાન્તપણાથી વર્તજે.

નિર્મળા સાસરે આવીને રહેવા લાગી. તેના આવ્યા પછી સસરાના પગારમાં રૂપિયા પાંચનો વધારો થયો. વહુના ને નાના પુત્રનાં પગલાં વખાણ્યાં. તેનું નામ રમણરાય રાખ્યું હતું. મનોરમાના વિવાહની તૈયારી કરવા માંડી તે વખતે રજનીકાન્ત એલ. એલ બીની પરીક્ષા આપીને આવ્યો હતો. મનોરમાનાં લગન વૈશાખ મહીનામાં રાખ્યા હતા. દિવસો ઉપર દિવસો

ચાલ્યા, અને લગનનો દિવસ નજીક આવી પહોંચ્યો. ઇશ્વરની કૃપાથી નિર્વિઘ્ને લગ
પુરાં થયાં. બધાંના મનમાં આનંદ થઇ રહ્યો. મનોરમાના લગન સાધારણ માણસને ત્યાં થ
હતાં. તે માણસ હોસીલા હતા તેથી તેને લુગડાં ઘરેણાં સારાં કરવામાં આવ્યાં હતાં રમણ
લાલ તે વખતે મોટો થયો હતો; તેનો પણ વિવાહ કરવામાં આવ્યો હતો. થોડા વરસો વ
ગયાં. મોહનમાળાના રૂપીયા આપીને ઘરમાં આણી. મનોરમા સાસરે જતી હતી, સાસરે
આવે કે તરત વાઘણની માફક ભાભીની સાથે બાઝતી હતી.

મનોરમા—બા, ભાભીએ આમ કર્યું ને રમણે આમ કર્યું! લડ્યા વગરનો તેનો દિવ
એક જતો નહિ.

નિર્મળા શાન્ત સ્વભાવની માની શીખામણ માનીને તે પ્રમાણે વર્તવા લાગી. નિ
સાસુ પહેલાં ઉઠતી અને સાચુ બોલતી. સર્વે કામ તેમના ઉઠ્યા પહેલાં પરવારી લેતી.

સાસુ સસરા પતિ વિગેરે માટે દાતણ પાણી તૈયાર રાખતી. પોતે રસોઇના કામ
ઘણીજ પ્રવીણ હતી, નિર્મળા બધી તૈયારી કરી રાખે એટલે દુર્ગાબાઇ ન્હાઇ રસોઇ ક
પોતે પતિનો ઓરડો વાળી ઝાડી સ્વચ્છ રાખે. સાસુના સર્વ કામ પરવાર્યા બાદ પોતા
વ્હાલી વીણા અગર હારમોનિયમ વગાડતી અને ઘરનાં સર્વેને આનંદ આપતી. નિર્મ
વગાડતી હોય તેવામાં જો મનોરમા સાસરેથી આવે તો તેનાથી આ દેખી ના ખમાય!
શું? બા! તું બેઠી હોય ને ભાભી વગાડે તે સારૂ ના કહેવાય! જરા કહે તો ખરી. આટ
છકી ગઈ છે. એના બાપને ત્યાં વગાડે, આપણે ત્યાં શું વગાડે? પોલકાને સાડીઓ પહેરી
ફરે છે એ સારૂં દેખાય છે?

દુર્ગા—છો ફરતી, તને શું થાય છે. મને ગમે છે મ્હારા મોં આગળ ફરે છે તે.
આનંદ લાગે છે, વગાડે છે તે જોઇને હું ખુશ થાઉં છું. તને ના આવડે તો શી
શીખવવાની ના નહિ કહે. નિર્મળા, મનોરમાને દરરોજ બબ્બે ઘડી શીખવજે. એના જે
જગ ગુણ તો લે! એના હાથ પગ ધોઇને પી તો એના જેવી અક્કલ આવે. નિર્મ
નથી હોતી તો મને ગમતું નથી એ મ્હારી હસતી પુતળી છે. હવે એ જશે તો મ્હા
દિવસ ખુટશે નહિ. મ્હારી જોડે જ્ઞાનની ચોપડીઓ કોણ વાંચી સંભળાવશે? તું તો આવે
ત્હાંથી સલાવડા કરતી આવછ. જરા એનો અસર તો લે! ત્હારા આવા ઢંગે સાસરેય કે
સાથે બનતું નથી. હે પ્રભુ! સદાએ મ્હારા દીકરા વહુઓની જોડ સુખી રાખજે. મનોરમા
ભાભી સાથે લડવાનું શરૂ કર્યું, અને ફાવ્યું નહિ ત્યારે રીસાઇને સાસરે જતી રહી, ત્યાં
પંદર દીવસ સુધી આવી નહિં.

નિર્મળાને સીમંત હતું. સીમંત કરીને પીયર વળાવવાની હતી અને રમણની વહુ નાની હત
દુર્ગાબાઇ એકલાં શુ કરે? તે કારણને લીધે મનોરમાને સાસરે તેડવા મોકલ્યું. પ
તે આવી નહિ, અને જ્યારે બહુ સમજાવી ત્યારે આવી. ગીરજાશંકર પચીસ રૂપિયા લાવ
હતા અને રજનીકાન્ત મુંબાઇ વકિલાત કરવા જવાનો હતો. હવે આ ઘર જરા ગૃહસ્થી
આવ્યું હતું. રમણ પણ મેટ્રીક પાસ થઇ મુંબાઇ જવાનો હતો, નિર્મળા ગઇ, બધું કામ દુર્ગા
બાઇને માથે પડ્યું. બે મહીના ગયા પછી નિર્મળાએ સુકુમાર પુત્રને જન્મ આપ્યો તેનું ના
ચંદ્રવદન રાખ્યું હતું. ઘરમાં તો આનંદ આનંદ છવાઇ રહ્યો હતો.

ગીરજાશંકર દાદા થયા, થોડા દિવસ પછી દુર્ગા નિર્મળાને જોવા, તેમ પુત્ર રમાડ
ગઇ. મનોરમાને ઘર સોંપી ગઇ. બે દિવસ તો શાન્ત સ્વભાવથી રહી, પણ ત્રી

દિવસે તે રમણ જોડે લડી સાસરે જતી રહી! રમણતો ખાઇને કૉલેજમાં ગયો, સાંજે આવીને પોતાની રૂમમાં કપડાં બદલી પેપર વાંચવા બેઠો, વાંચતાં વાચતાં વિચારમાં પડ્યો તો ટેબલ પર નજર જતાં કવર દીઠું. જોયું તો અક્ષર નવાજ દીઠાં. નક્કિ કોઇ સ્ત્રીના અક્ષર છે. ફોડી જોયો તો રસીકનો કાગળ વાંચી ને વિચારમાળામાં પડી ગયો. પણ બ્હારથી બુમ પડી તોએ ખબર ન પડી. પ્રબોધે ઉપર આવીને બારીમાંથી જોયુંતો ભાઇ કશા વિચારમાં છે. જોઇએ ક્યારે જુએ છે. થોડીવાર પછી અંદર જઇને પુછ્યું ભાઇ શા વિચારમાં છો!

રમણ—ક્યારના આવ્યા છો?

પ્રબોધ—પાંચ મીનીટ થઇ શા વિચારમાં છો.

રમણ—ફરવા જવાનુ.

પ્રબોધ—આ કાગળ કોનો રસીકનો?

રમણ—હા, ચાલો હું કપડાં પહેરૂં ને આપણે જઇએ. વાળ ઓળી કપડાં પહેરીને બન્ને મિત્રો બ્હાર ગયા.

ગીરજાશંકર બ્હારથી ફરીને આવતા હતા તેમને મળ્યા.

રમણ—ફરીને આવીએ છીએ.

ગીરજાશંકર—વ્હેલાં આવજો, બેન ઘેર જવાની ઉતાવળ કરશે.

રમણ—સારૂં! બન્ને મિત્રો વાર્તાવિનોદ કરતા ચાલ્યા.

રમણ—ભાઈ, ભાભીનો કાગળ આવ્યો છે. શાન્તી સારી છે?

પ્રબોધ—કાગળ આજે આવ્યો છે. શાન્તી ખુશીમાં છે, બન્ને મિત્રો બાગમાં બેસી વાતો કરતાં સાયંકાળ થતાં ઘર તરફ પાછા ફર્યા.

રમણ પોતાની રૂમમાં જઇને કપડાં બદલી વાંચવા બેઠો, એટલામાં રામાએ આવીને કહ્યું ભાઈ, બાપાજી બોલાવે છે.

રમણ—જા આવું છું.

ગીરજાશંકર—આજ જમવા ચાલો.

રમણ—મ્હારી તબીયત સારી નથી જમવું નથી.

ગીરજાશંકર—ત્યારે શું કરો છો.

રમણ—વાંચું છું.

ગીરજાશંકર—સારૂં જાઓ.

રમણ ઉપર આવી વાંચવા બેઠો, વાંચતાં વાંચતાં ઉંઘ આવી ને આ રીતે રાત્રી પસાર થઇ ગઇ.

બીજે દિવસે સવારે દુર્ગાબાઇ આવી પોહોચ્યાં.

ગીરજાશંકર—નિર્મળા ને ચંદ્રવદનની શી ખબર છે? બન્ને સારા છે?

દુર્ગા—હા. દુર્ગા થોડીવાર આરામ લઇને પોતાના કામમાં ગુંથાઈ, પછી આસરે બે એક મહીને નિર્મળા ચંદ્રવદનને લઇને સાસરે આવી. થોડા દિવસો અહીં ગુજાર્યા. દુર્ગાએ નિર્મળાને મુંબાઇ મોકલવાનો વિચાર કર્યો. નિર્મળાએ પોતે રજનીકાન્તને નીચે પ્રમાણે કાગળ લખ્યો હતો.

વ્હાલા રજનીકાન્ત.

આપનો આનંદદાયક પત્ર મળ્યો છે તે વાંચી અત્યંત ખુશાલી ઉપજે છે. અહીં સર્વ ખુશીમાં છીએ ત્યાં તમે ખુશીમાં હશો. બા, બાપાજી, બેન વગેરે ખુશીમાં છે, અમે

શનીવારે રાત્રે મેલમા નિકળી રવિવારે આવીશું માટે રવિવારે સવારે સ્ટેશનપર આવવા ભુલશો નહિ.

લી. આપની નિર્મળા

નિકળવાને દિવસે વિદાય કરી ગાડીની રાતતો પસાર થઇ ગઈ અને સવારે ગ્રાંટરોડ ના સ્ટેશનપર ટ્રેન ઉભી રહી, નિર્મળા પોટરને બુમ પાડી સામાન લેવરાવી બ્હાર આવી, ત્યારે રજનીકાન્ત ઉતાવળો ઉતાવળો અંદર જતો હતો. નિર્મળા અને રજનીકાન્ત ભાડાની ગાડીમાં કરી બન્ને ગીરગામ તરફ વળ્યાં ત્યા જઈ સામાન ઉતરાવી માળા ઉપર જઇ રામાને સામાન લાવવા કહ્યુ સામન આવી પોહોચ્યો રામાને ન્હાવાનો હુકમ થયો બન્ને જણ એકમેકની ખબર પુછતાં ન્હા પુરી કરી થોડી વાર આરામ લઇને પોતાના કામમા ગુથાઇ રજનીકાન્ત ઓફીસમાં ગયો. પછી નિર્મળા ઘર સાફ કરી પોતાના પ્રિય ફુલ તથા તુળશીને પાણી પાવા ગઇ થોડી વાર પછી બાળકને રમાડી વાચવા બેઠી પાચ વાગતાં રજનીકાન્ત ઘર આવ્યો.

રમણ—નિર્મળા, શા કામમા ગુથાયા છો ?

નિર્મળા—કઇ નહિ કીકાને બ્હાર મોકલવાના કપડા પહેરાવુ છુ

નિર્મળા—રામો જળનો લોટો, રુવાલ લાવ્યો ?

રમણ—હા.

નિર્મળા—ઉઠી પોતાના પ્રિય પતિના કપડાં લેવાને ગઇ, પતિને પ્રેમ પુર્વક જળનો પ્યાલો હાથમાં આપ્યો—

રમણ—નિર્મળા, ફરવા જવાની મ્હારી ઇચ્છા થઇ છે

નિર્મળા—ચાલો હુ તો તૈયાર છુ બન્ને કપડાં પહેરવા રુમમાં ગયાં. નિર્મળા વાળ હોળીને રામા પાસેથી માથામા બેસે તેવી વેણી મગાવી—અંબોડાની સરખી બાધી, ગુલાબી સાડી પહેરી, પોલકા પહેરી તૈયાર થઇ—કીકો ઉંઘમાં આવવાથી રામાને સોંપી બન્ને પતિ પત્નિ બ્હાર ગયા ચોપાટીપર આવી બાંક પર બેસી દરીયાની તાજી હવામાં એ દંપતિ આનંદથી વાતો કરતા સાયંકાળ થતા ઘર તરફ પાછા ફર્યાં. ઘર આવી પોતાના વ્હાલા બાળકને ચુંબન કરીને નિર્મળા કપડાં બદલી રસોઇના કામમાં પડી રસોઇ તૈયાર થઇ ભોજન કરી બન્ને દંપતિ આનંદમા વાર્તાવિનોદ કરતા અગાશીમા બેઠા મોડી રાત થતા તેઓ નિદ્રા દેવીને આધીન થયા—

પ્રિય વાંચનાર એવી રીતે આનંદમાં થોડા વરસો પસાર થયાં નિર્મળાએ સુકુમાર પુત્રિને જન્મ આપ્યો થોડા મહીના વહી ગયા જાન્યુઆરીની સવારે પાંચમીએ અમદાવાદથી એક કાગળ આવ્યો તે રામાએ રજનીકાન્તના હાથમાં મુક્યો

રજનીકાન્તે વાચીને નિર્મળા કહ્યુ કે પિતાજીનો કાગળ આવ્યો છે કે ચિ ભાઇ રમણના લગ્ન માહા મહીનામાં રાખ્યાં છે બાઇએ લખ્યુ કે એક મહીનાની રજા લઇ વહેલાં આવજો બન્ને પતિ પત્ની વિચાર કરવા બેઠા ઓફિસ જઇ આવ્યા પછી બધુ નક્કી કરીશુ રજનીકાન્ત ઓફિસમાં ગયા સાંજ થતા ઘેર આવ્યા ભોજન બાદ પરવારીને બન્ને દંપતી પોતાની નાની વ્હાલી વાડીમા વાર્તાવિનોદ તથા જવાનો વિચાર નક્કી કરવા બેઠા બુધવારે જવાનું રાખ્યુ બુધ વારે રાતે મેલમા જઇશુ રામાને સાથે લેવો પડશે, પ્રમીલા ને કીકો બન્ને બાળક નાના છે નોકર વગર નહિ ચાલે હજી આઠ દિવસની વાર છે, પછી કાગળ લખીશુ પણ આજે તો કાગળ લખીને ખબર આપીએ કે અમે બુધવારને તા. ચૌદમાએ નિકળી ગુરુવારે પંદરમાએ આવીશુ.

આઠ દિવસ તો જતાં વાર ના લાગી. જવાનો દીવસ નજીક આવ્યો. લગનપર જવાનું તેથી કપડાં લેતા જવાનો વિચાર રાખ્યો. કપડાં લીધાં પોતાના છોકરા ને મનોરમાના સારૂ પણ થોડા લીધા અને ઘરેણાં અછોડો અંગડીઓ ને પ્રમીલાના સારૂ ફ્રાક શીવડાવવા આપ્યાં અને તેને માટે બુટ્ટીઓ વિગેરે લીધું. મનોરમાના ભાણા સારૂ પણ થોડું ઘણું લીધું. મનોરમાને માટે પણ અછોડો લીધો. ભાઇ કમાવા માંડયા પછી એનને કશું લીધું નોહોતું તેથી ઘરી ભેગો ઘસરકો કરી નાંખ્યો. ઘેર આવીને આંકડો કર્યો તો પાંચશે રૂપીયા થયા.

નિર્મળા—લેતી વખતે તો જણાયું નહિ પણ ખર્ચ તો બહુ થઇ ગયું.

રજનીકાન્ત—હશે ચાર વરસ થયાં આજે આટલો ખર્ચ કર્યો છે ફરી ફરી કંઈ થવાનું છે ? ઘરમાં લગન બધા પહેરે તમે તથા બેન ના પહેરો તો હમારા મનમાં જરાએ ઓછું આવે. હવે ખર્ચનો વિચાર ના કરવો. બીજે દીવસે રજનીકાંન્ત ઓફીસમાં જઇને કેસ સોંપી કહ્યું કે કેસ આવે તો ત્યાં મોકલજો કહીને રજા લઇને ઘેર આવ્યો. સામાન બાંધવાની તૈયારી કરવા માંડી, ગાડી આવી ને સ્ટેશન પર ગયા, ટિકિટ કરાવી ગાડીમાં બેઠા. ટ્રેન ઉપડી ને અમદાવાદ તરફ આવવા લાગી. ગાડીની રાત તો પ્રસાર થઇ ગઇ. સવાર થયું અમદાવાદનું સ્ટેશન આવ્યું તો રમણ તેડવા આવ્યો હતો. ચંદ્રવદન ગાડીમાંથી ઉતરી કાકાની આંગળીએ બાઝીને ઉભો રહ્યો. પ્રમીલા ને નિર્મળા ઉતર્યા પછી રામાએ સામાન ઉતારવા માંડયો. ગાડી કરી રાયપુર તરફ લેવડાવી ઘર તરફ આવ્યા તો દુર્ગા ત્યા ગીરજાશંકર રાહ જોઇ રહ્યા હતા. ગાડી આવી ઉભી તો દુર્ગા બહાર આવીને પુત્રને તેડવા આવી નિર્મળા પ્રમીલા રજનીકાંન્ત વિગેરે બધાં ઉતર્યા એક એકની ખબર અંતર પુછીને ઘરમાં ગયાં. ફીકા ને પ્રેમીલાને ગીરજાશંકરે હાથમાં લીધાં ને આશિષ આપી: લગનની તૈયારી કરવામાં એક માસ વિતી ગયો. લગનના દીવસતો ચારજ બાકી રહ્યા. રસીકને જમવા તેડવામાં આવી ને જમણવાર કરીને સગાં જમાડયાં: તે દીવસ પ્રસાર થઇ ગયો. બધું પરવારીને નણંદ ભોજાઇ વાતો કરવા બેઠાં, ત્યારે નિર્મળા, મનોરમાને અછોડો તથા બે સાડીઓ અને ભાણાના લુંગડાં આપ્યાં. પુત્ર આવ્યા પછી મનોરમા ડાહી થઇ હતી, સ્વભાવ જરા શાન્ત થયો હતો સાસરામાં મોટા નાનામાં જે કોઇ ગણો તે એજ હતી.

નિર્મળા—દીયરની રૂમમાં જઇને રમણભાઇ આજેતો હરખ નહી માતો હોય ખરૂ ?

રમણ—હા હમારા લગન થયા ત્યારે તમને માતો હતો ?

એવામાં મનોરમા આવી.

મનોરમા—દીયર ભોજાઇ શી વાતો કરો છો હું આવું કે નહિ ?

નિર્મળા—આવો રમણભાઈ પાસે ઉજાણી માગીએ છીયે.

મનોરમા—હા, શેના છોડીએ. લેઇશું.

રમણ—ભાભી ઉજાણી તો શું, પણ પ્રબોધ આપણી વાડીમાં મિલાવડો કરવાનો છે અને હમારી પાસે સારા સારા ગીત ગવરાવીશું.

પ્રબોધ આવ્યો. દીયર ભોજાઇ શું કરો છો, દીયરને શું સમજાવો છો ?

નિર્મળા—શું સમજાવે એતો આપણે બધાની લાભની વાત છે. આપણે ત્યાં મેલાવડો છે તે વાતો કરીએ છીએ. પ્રમીલાનો ધારો સંભળાવાથી નિર્મળા ગઇ. પ્રબોધને રમણ બેઠાં બેઠાં ગમ્મતની એક એક વાતો કરતા હતાં.

રમણ—કાલે તમે વ્હેલાં આવજો માંડવો બાંધવાનો છે તેમાં હમારૂં કામ છે.

પ્રબોધ—અત્યારથી તમને ફીકર, બાપા નહિ કહે ?

રમણ—કહેશે તો ખરા, પણ મ્હારે કહેવું જોઇએ. બન્ને મિત્રો છુટાં પડ્યા. લગનનો દીવસ પાસે આવ્યો માંડવો બાંધવાનો વિચાર કરવા લાગ્યા. સવાર થઇ માહા સુદી ત્રીજને દીવસે અમદાવાદમાં ગીરજાશંકરના ઘર આગળ ઘણી ધમાલ હતી આજ બપોરથી ઘર આગળનો રસ્તો સાફ થતો હતો પોળના ચોકઠામાં વાવટાં ઉડી રહ્યા હતા કીટસન લાઇટના દીવા લટકી રહ્યા હતા પોળથી ઘર સુધી પાણી છંટાવી બન્ને બાજુ સુગંધી પુષ્પોના કુંડાં ગોઠવી દેવામાં આવ્યાં હતાં. એક બાજુ સ્ત્રીઓ માટે ગોઠવણ કરવામાં આવી હતી, બીજી બાજુએ પુરૂષ વર્ગ માટે ગોઠવણ થઈ હતી. આ સર્વ ખુશાલીનું કામ પ્રબોધ ને રજનીકાન્તે માથે લીધું હતું દરેકને પોતપોતાના કામ સોંપી દેવામાં આવ્યા હતાં, અને લગનનો દીવસ આવી પોહોચ્યો. આ પ્રેમી યુગ જોડાયું તે લગ્ન પ્રસંગે સર્વે સગાં સંબંધી ભેગાં થયા હતાં. ગીરજાશંકરને આ છેલ ટાણું હતું, અને હવે સ્થીતી સારી હતી. રજનીકાન્ત કમાતો હતો બહુ ઉમંગ હતો એટલે ખર્ચ કરવાની હીમત રાખી હતી. મનોરમા રજનીકાન્ત પરણાવ્યાં ત્યારે ગરીબ સ્થીતી હતી. રજનીકાન્ત સારૂ કમાતો હતો, તેણે આ લગનનો બોજો માથે લીધો હતો.

પ્રભાશંકર અને સુશીલાને પણ છેલ્લું ટાણું હતું. ચાર જણાએ આ પ્રેમી યુગલ જોડાને અંતર ઉમળકાથી આશીરવાદ આપ્યા હતાં. લગ્ન પુરાં થયાં—રમણની સુચનાથી ગીરજાશંકરે મેલાવડો કર્યો. સ્ત્રીપુરૂષનો ભેગો કર્યો. સર્વે સગાં સંબંધી મિત્રો ભેગાં થયા મેલાવડો ગીરજાશંકરની વાડીમાં રાખ્યો હતો આમંત્રણ પત્રિકાઓ લખાઈ. મિલાવડાની ગોઠવણ કરવામાં આવી. કાન્તી કહે કે ચાલો આપણે તો સર્વે કરતાં વહેલાં જવું જોઇએ આપણે કસા કામમાં ના લાગીએ તો ઠીક નહિ. નિર્મળા બેન તથા મનોરમાને માથે પડશે.

પ્રબોધ—કાન્તા કપડાં પહેરી તૈયાર થાઓ." રમણને આપવાની બુકો તૈયાર કરીને હું કપડાં પહેરૂં છું, કાન્તા તૈયાર થઇને શાન્તીને બાઇને આપી કહ્યું એને મોડો લાવજે. કાન્તાએ સાડી પહેરી અછોડો ઘડીયાળ લટકાવી ગજરાં બાંધીને તૈયાર થઈ. બન્ને જણાં વખતસર આવી પહોંચ્યાં.

નિર્મળા—આવો બેન કહીને સામી તેડવા ગઈ. શાન્તી ક્યાં ગયો. ઘેર છે ઘેરથી પછી આવશે ને ?

કુસુમ કાન્ત સુપ્રભા આવ્યાં.

નિર્મળા—આવો બેન, ડાકતર સાહેબ ક્યાં છે ?

સુપ્રભા આવ્યાં ને નરેદ્ર ભાઇ જોડે ઉપર ગયાં. સુમતિ બેન મનોરમાબેનની પાસે ગયા છે. પ્રિયકાન્ત અને નિલમ સર્વે સ્ત્રીપુરૂષો ભેગાં થયાં ને વાડીમાં ગોઠવણ થઈ હતી ત્યાં ગયાં. રસીક, નિર્મળા પાછળ રહ્યા હતા. નિર્મળા ને રસીક આવ્યાં ત્યારે પ્રબોધ ગાયન લલકારતો હતો. આમ પ્રેમીલા, શાન્તી, ચંદ્રવદન, કાન્તા સારાં સારાં કપડાં પહેરી નાના બાળકો દોડમદોડ કરી આનંદ આપતાં હતાં, કાલુ કાલુ બોલીને હસાવતાં હતાં, પ્રબોધના ગાઇ રહ્યા પછી સ્ત્રીઓ ગાવાની સુચના આપી તે સુચના મનોરમાએ ઉપાડી લીધી. બધાંને ભેગાં કરીને ગરબા 'ગાવા શરૂ કર્યા રમણ વાજુ વગાડવા બેઠો. સર્વે સાંભળવા બેઠાં મનોરમા અને નિર્મળાએ ગાવાનું શરૂ કર્યું તેમનો ગળ એક સરખો હતો અને નિયે પ્રમાણે ગરબો ઉપાડયો. સર્વેએ ઝીલવા માંડયો—

(સારૂં સારૂં રે સુરત શહેર મુંબાઇ અલબેલી– એ રાગ.)

આજે આંગણુલું ઉજળાય, ભાભી આવે છે;
શીળી જગની નૌતમ છાંય સાથે લાવે છે.
મન્દ મન્દ હસતી, મુખ નવ વદતી લતા લચી શૈયી જાયરે,
મીઠી ભાભીના અંતર ઉભળકા દેખી નયન શરમાય,
ભાભી આવે છે. આજે–
નિર્મળ સરીતડી ભાભી અમોલી વહશે સાત્વિક ગાનરે,
સાગર સમોવડ ભ્રાતા રસીલો ઝીલી દેશે નદી તાન;
ભાભી આવે છે. આજે–
વ્હાલી ભાભીની સોડેથી સરસે, સરલાં સુંદર ફૂલરે,
નિત નિત ખીલતાં વિધ વિધ ઝુલતાં તેજ્વશે વીર ફૂલ;
ભાભી આવે છે. આજે–
માડી જાયાની દેવી ભાભલડી, વીર જયમ વૈકુંઠનાથરે;
મંગળ હૈયાં હીર અમળાં ગુથાતાં, ઝળકતો પુણ્ય પ્રકાશ;
ભાભી આવે છે. આજે–
અનુપમ જોડીલું પાશે પ્રભુતા થાશે જગત રળિયાતરે,
કુમ કુમ ચાંદલો મોંઘી ભાભીનો અક્ષય રહો જગતાત;
ભાભી આવે છે. આજે–
(વસન્તવિનોદી.)

સૌ એક પછી એક ગરબીઓ ગાયા પછી સર્વેના મન પ્રસન્ન થયા. મિત્રવર્ગે રમણને મુબારકબાદી આપી રજનીકાન્તે લગન ખાતે અછોડો ઘડીયાળ આપી પ્રબોધે રમણને પ્રેઝન્ટ આપી. નિર્મળાએ રસીકને પ્રેઝન્ટ આપી. વાર્તાવિનોદમાં થોડો સમય ગયો એટલામાં દુધના પ્યાલા આવ્યા. પાન સોપારી લઇને સર્વે મિત્રો છુટાં પડ્યાં. થોડા દીવસ આનંદમાં પસાર થઇ ગયા. રજનીકાન્ત, નિર્મળા, રસીક રમણ મુંબાઈ ગયા, એમ કરતાં ઘણાં વરસો પ્રસાર થયા. અમદાવાદમાં પ્લેગ શરૂ થયો ગીરજાશંકરના ઘર આગળ કેસ થયો નિકળવાના વિચારમાં હતાં. દુર્ગાને પ્લેગ થયો. છોકરાં વહુઓને તાર મુકી તેડાવ્યા. તાર મળતાં મુંબાઈ છોડી આવ્યાં. બીજા મકાનમાં રહ્યા. દુર્ગાને આરામ ન થયો, રસીકને સીમંત હોવાથી પીયર ગઈ. થોડા સમય પછી પુત્રને જન્મ આપ્યો. પ્રબોધનું જનોઇ દઇને જવાનો વિચાર રાખ્યો. જનોઇ દઈ નાત કરી, મુંબઈ જવાનો વિચાર કર્યો એટલામાં દુર્ગાને શરીરને ફરી ઉથલો ખાધો. શરીર નબળું હતું, તેમાં મહેનત કરવામાં આવી તેથી શરીર અશક્ત થઇ ગયું. બંગલે લઈ ગયા, સારૂં થવા આવ્યું. ગીરજાશંકર ઘડપણને લીધે ઘસાઇ ગયા હતા. દુર્ગાને આરામ થવા આવ્યો હતો પણ હૃદયની નબળાઇને લીધે ગુજરી ગઇ, તેના મરણના ચાર દીવસ થયા નહિ એટલામાં ગીરજાશંકરને તાવ આવ્યો,–ને મરણ પામ્યા. તેમની ઉત્તર ક્રિયા કરી, બન્ને ભાઇ મુંબાઇ ગયા. રમણ રસીક જુદાં રહ્યાં. થોડા સમય બાદ નિર્મળાએ પુત્રને જન્મ આપ્યો તે બે દીવસ રહીને ગુજરી ગયો. નિર્મળાનું શરીર નબળું પડી ગયુ. તેમાં સુવાવડમાં નિર્મળાને સખ્ત તાવ આવવા માંડ્યો, ડાક્તરે આશા છોડી દીધી.

રજનીકાન્તના મનમાં ઘણી ચીન્તા થવા માંડી, હવે નિર્મળા નહિ બચે; અમદાવાદ

તાર મુકવામાં આવ્યો સુમંત, વિદુલાને તાર મુકયો મનોરમાને પણ તેડાવી, દુઃખનાં વાદળાં એક સામટાં નિર્મળ આકાશમાં પથરાઇ ગયાં. "હે જગનાત ! મ્હારી નિર્મળાને આરામ કર હું તમારે શરણે છું. હે દયાળુ પ્રભુ ! હું ત્હારૂં બાળક છું." રજનીકાન્ત હીમત હારી ગયો. જેના પર સર્વે આશા રાખી હતી તે તેનું પ્રિય રત્ન જતું રહેતું હતું. જેના વડે તેનું જીવન હતું તે નષ્ટ થતું હતું. રજનીકાંન્ત નિર્મળાની પથારી પાસેથી ખસતો નહિ નિર્મળાના માબાપ ગુજરી ગયાં હતાં. ભાઇ જે સુમંત તે આવ્યો નહોતો. એટલામાં સવારની ટ્રેન આવી. સુમંત, વિદુલા, મનોરમા આવી પહોંચ્યા. રજનીકાન્ત હીમત હારી ગયો હતો. તેને સુમંત હીમત આપતો હતો. નિર્મળાને દુઃખથી ઘેરાએલી જોઇને તેનું હૃદય ચીરાઇ જતું. તેનાથી બની શકે તેટલો ઉપાય કર્યો પણ જરા આરામ થયો નહિ તાવ સખ્ત આવતો હતો તે ખસતો નહિ.

નિર્મળાએ પોતે પણ આશા મુકી દીધી હતી.

નિર્મળા—વ્હાલા ત્હમારા હૃદયની ચીંતા દુર કરો, ધૈર્ય રાખો–મને શાન્તી આપો. તમે છેક આવા થશો તો પછી આ નાના બાળકની શી દશા ! ચંદ્રવદનનીને પ્રમીલાની શી વલે થશે !–હિમત ના હારો–ઇશ્વિર સારૂં કરશે ઇશ્વરઇચ્છા આગળ મનુષ્ય શક્તિ કેવળ નિર્માલ્ય છે જો મ્હારી જીવનદોરી ટુંકી હશે તો...એટલું કહેતાંમાં થાક ચડી ગયો.

રજનીકાન્ત—તમે વધુ બોલશો-નહિ.

નિર્મળા—મ્હારાથી વધારે જીવી શકાશે નહિ, ચંદ્રવદન, પ્રમીલા આમ આવો. બે બાળકો આવ્યાં, પ્રેમથી ચુબન કરીને આશીર્વાદ આપી કહ્યું.–મારા વ્હાલાં બાળકો સુખી રહો !

ત્હમારી વ્હાલી મા સદાને માટે પ્રભુના દરબારમાં જાય છે, સંભારીને રડશો નહિ. મ્હારા વ્હાલા બાળકો આ મ્હારી છેલ્લી પળ છે,, આ ત્હમારી માતાની છેલ્લી વિનંતિ યાદ રાખજો, એટલું કહેતાં આંખોમાં આસુંની ધારા ચાલી.

રજનીકાન્ત—તમને થાક લાગશે ,થાક ખાઓ પછી બોલજો.

નિર્મળા—હવે તો સદાને માટે બોલતી બંધ થવાની છું પણ મ્હારા બે બાળકને બે બોલ કહેવા માગુ છુ ત્હમારી મરજી હોય તો બોલું: મ્હારા વ્હાલા બાળકો ત્હમારી વ્હાલી મા પ્રભુના દરબારમાં જાય તો ભાઇ બેનની સભાળ રાખજો ત્હમારી નવી માતા આવે તો પણ ઉંચે સ્વરે બોલશો નહિ, સંપીને રહેજો. ત્હમારી નવીન માતા દુઃખ દે તોપણ ત્હમારી વ્હાલી માતાને સંભારીને રડશો નહિ !–હું પ્રભુના દરબારમાંથી આશીર્વાદ આપતી રહીશ.

ત્હમારા પિતાને કદી પણ હેરાન કરશો નહિ, સદા સંપીને રહેજો હે દીનાનાથ મ્હારા બાળક ત્થા પતિને સુખી રાખજે. પ્રભુ જે દુ:ખ નાંખે તે માથાપર એમ કહી બન્ને બાળકોને હાથ ફેરવી પછી થોડીવાર શાન્તીથી પડી રહી

નિર્મળા—વ્હાલા ત્હમે સુખે પરણજો. મ્હારા પાછળ શોક સ્મરણ કરશો નહિ હું મ્હારા બે બાળકને ત્હમારી સભાળમાં મુકુંછું. તમે બન્નેને ભણાવજો, સારી કેળવણી આપજો. પ્રમીલાને સારે ઠેકાણે પરણાવજો, એમ કહી ચોધાર આંસુથી રડવા લાગી.

રજનીકાન્તે એના મનને શાન્તી આપી કહ્યું તમે જરા ચીન્તા ના કરો તમને મટી જશે તમે તે વાતની ફીકર ના રાખશો. છાના રહો તે સર્વે જણા બોલી ઉઠયાં આંસુ લોહી નાંખ્યાં, બધાંની આંખમાં આંસુની ધારા ચાલી.

પ્રમીલા—વ્હાલી બેન, ત્હમે કેમ રડોછો ? પ્રભુ ! મ્હારી વ્હાલી બેનને સારૂં કર હવે

મટાડી દે. પ્રભુ ! તમને સારૂં કરે બેન.

નિર્મળા—તમને છોડીને હું જતી રહીશ.

પ્રમીલા—વ્હાલી બેન ક્યાં જશો અમને એકલાં મુકીને ? બેન તમને આ નાના બાળકપર દયા નથી આવતી, કે મા વગરનાં કરીને ચાલ્યાં જાઓ છો ?—એમ કહીને મોટી બુમ પાડીને રડવા લાગી. બુધા ઘર રડયા.

રજનીકાન્ત—અરે પ્રભુ ! આ બાળકને નીરાધાર કરી નાંખે છે તેમનો સંસાર મા વગરનો કરી નાંખે છે ! પ્રભુ તને ગમે તે ખરૂં.

ચંદ્રવદન—મોટા ભાઈ, વ્હાલી બેન નમાયા કરી અમને ત્હમારી સંભાળમાં મુકીને પ્રભુના દરબારમાં આરામે લેશે. તમે અમારી સંભાળ ઘણી લેશો પણ માતાના કોડ કોણ પુરા પાડશે ? પ્રભુને આશરે મુકીને ચાલી જાય છે.

નિર્મળા—પ્રિય પ્રાણ ! પ્રમીલા નમાયા બાળકની સંભાળ રાખજો–રઝળતાં ના મુકશો. મ્હારા વ્હાલા નાથ ! વ્હાલા બાળકો સદાને માટે મૂકી જાઉં છું; એમ કહી બાઝી પછી રડી પડી કે ફરી ત્હમારી વ્હાલી બેન નહિ મળે.—" મ્હારા વ્હાલા બાળકો ઘણું કરે ત્હમારા પિતા અને બહુ વહાલ રાખશે પણ ના માત તણી ખોટ ભાંગશે. મ્હારા નમાયા બે બાળ !

વિદુલા—બેન જરા ફીકર કરશો નહિ ત્હમારા બાળકો નમાયા નથી, તેની માતા હું છું. પહેલાં આ છોકરાં પછી (વિદુલાનો છોકરો) રજનીકાન્ત. તમે ફીકર ના કરો ! પ્રભુનું નામ લો.

નિર્મળાને બહુ થાક લાગ્યો–તેની સાથે તેનો અંતર આત્મા પ્રભુના દરબારમાં ચાલ્યો ગયો. ઘરમાં તો રડારોળ થઇ ગઈને નિર્મળાના મૃત શરીરને અગ્નિદાહ કરવામાં આવ્યો ને એક દીવસ તો જતો રહ્યો.

પ્રમીલા—ભાઇ, બેન વગર તો ગમતું નથી. મને તો ઉંઘ આવતી નથી.

ચંદ્રવદન—હા. બેન ! આપણી બેનને પ્રભુને નહિ રાખવી ગમતી હોય તેમાં તેના દરબારમાં તેડાવી લીધી પ્રમીલા નિર્મલાને સંભારીને વખતો વખત રડતી. મનોરમા વિગેરે અમદાવાદ પાછા ગયા. દુઃખના દિવસો પુરા થયા પ્રમીલા પરણાવા જેવડી થઇને પ્રમીલાને ચંદ્રવદનને પરણાવીને મુંબાઇમાં બંગલો બંધાવી ને બાળકો સહીત આનંદમાં દિવસો ગુજારતો.

અમદાવાદ. અ. સૌ. વીરમતી.

---

## વ્યોમેશિની.

તરલા. તરલા. અનિલકુમારે દેવગૃહમાંથી બુમ પાડી.

તરલા આવીને સન્મુખ-ઉભી, અને પુછ્યું. જી, શી આજ્ઞા છે ? આજે વ્યોમેશીની કેમ ઉઠી નથી. પ્રકૃતી સ્વસ્થ છે કે નહિ તેની સત્વર ખબર કહાવ. નિત્ય પ્રાતઃકાળે મારા સ્નાન કર્યા પહેલાં ફળ પુષ્પ દેવગૃહમાં લાવી મુકતી અને આજે આમ કેમ !

તરલા ચીંતાતુર મુખે વ્યોમેશીનીના શયનગૃહમાં દોડી બારણું ઠોકયું. અંદરથી અવાજ આવ્યો કોણ ?–હું છું. બારણું ઉઘાડ. આજે કેમ ઉઠી નથી. દ્વાર ઉઘડયું. તરલા અંદર દાખલ થઇ. ને વ્યોમેશીનીના પલંગ પર બેઠી. બ્હેન પ્રકૃતી તો ઠીક છે ને.–હા આ રાત્રે

કાળીદાસનુ કાવ્ય વાચતા બાર વાગી ગયા હતા તે પછી એક ચીત્ર અધુરૂ હતુ તે પુરૂ કર્યું એટલે સુવાને વધારે વિલબ થયો. બીજુ કાંઈ નહિ—ઠીક, હવે ઉઠ

અનિલકુમાર કસ્બાના ધનાઢ્ય નાગરીક હતા, તેમજ વિદ્વાન પણ બહુ હતા પોતાની અર્ધી વય પ્રવાસમા જ કાઢેલી હોવાથી બુદ્ધિબળ અતુલ હતુ વ્યોમેશીની પિતાની લાડકી કન્યા એકજ હતી. બીજું કંઈ સતાન નહતુ અનિલકુમારે તેને ઉચ્ચ પ્રકારનુ શીક્ષણ આપી, તેનુ અતઃકરણ સદ્દગુણરૂપી અમૃત સીંચી પુર્ણ કર્યું હતું આવી સુદર રૂપ વાડીનો યોગ્ય ભોક્તા હજુ સુધી કોઈ મળ્યો ન્હોતો પોતાની રત્નરૂપ પુત્રીને બાલ્યાવસ્થાનો ત્યાગ કરી યૌવનના રમ્યગૃહમા પ્રવેશતી જોઇ માતા પિતા તેના લગ્નને માટે વધારે અધીર થયાં પોતાને લાયક પતિ નથી મળતો જાણી વ્યોમેશીની પણ પ્રતિદિવસ ચીતામય રહેવા લાગી

• આખરે વ્યોમેશીનીનુ લગ્ન થયુ તેના પતિ રમાકાન્તે મુબઇની કોલેજમા અભ્યાસ કરી બી એ પસાર કરી હતી અને પોતાનો અભ્યાસ વધારવાને વિલાયત જવાનો હતો, તેટલામા લગ્ન થવાથી એક માસ વિલબ થયો રમાકાન્ત ને વ્યોમેશીનીનો પ્રેમ દૈવી હતો રમાકાન્ત તેને એક દેવી તુલ્ય ગણતો પોતાને આવી સદ્દગુણ સપન્ન પત્નિ પ્રાપ્ત થવાથી રાત્ર દિવસ પ્રભુનો અનહદ ઉપકાર માનતો. પોતાને હવે લાબે પ્રવાસે જવાનુ હતુ તેથી દપતીને જુદા પડવાનો દુષ્ટ પ્રસગ સમીપ આવતો હતો ત્રણ ચાર માસ આનદમા વ્યતીત કરીને જવાનો દિવસ નક્કી કર્યો. કપડાં વિગેરે જોઇતો સામાન સગ્રહ કરીને, સગાસબધીને મળવા માટે તે કલકત્તે આવ્યો. અનિલકુમારે તેનો સત્કાર કરીને જલદી પાછા વળવાની વિનંતી કરી તેનો પ્રવાસ પૂર્ણ રીતે સફળ થાય એવી ઇશ્વર સ્તુતિ કરી. સસરા તથા સાસુને સ્નેહપુર્વક મળીને રમાકાન્ત પોતાને ગામ નદીયા આવ્યો શનિવારે જવાનો હતો શુક્રવારની રાત્રે દપતી શયનગૃહમા મળ્યાં બન્ને હૃદયશોકથી પુર્ણ હતાં વિરહનો પ્રથમજ અનુભવ હતો પ્રેમની કુસુમ કળી ફુટતાં જ વિરહના દુષ્ટ પ્રહારથી તુટી પડેલી લતા સમાન કોમળ વ્યોમેશીની શોક ભાર ન સહન થવાથી પલગપર સુતી સુતી અશ્રુપાત કરતી હતી. રમાકાન્ત તેનુ સાન્ત્વન કરતો બોલ્યો આ શુ ! હજુ તો હુ સમીપ છુ મારા ગયા પછી રોજ આમજ કરશો કે ! તારા જેવી ધૈર્યનો ત્યાગ કરે તો પછી થઈ રહ્યુ વ્યોમેશીનીએ કહ્યુ, આવુ જાણતા હતા ત્યારે લગ્ન શુ કરવા કર્યાં ? ત્યા જઈ આવ્યા પછી કર્યાં હોત તો ઘણુજ સારૂં આ અનુભવ *કરવાનો વખત આવત જ નહિ રમાકાન્ત હસ્યો વ્હાલી ! હુ બધા શાસ્ત્ર ભણ્યો પણ પ્રેમશાસ્ત્ર* અનો તો હજુ પ્રથમ પાઠ છે લગ્ન ન થયાં હોતતો એટલી વ્યાખ્યા અધુરી રહેત હુ એક વર્ષમા પાછો આવીશ તેટલો સમય તુ પિતાને ત્યાં રહી તારો અભ્યાસ વધારજે, અને સુખ શાંતિના સમાચાર મને લખજે આવી અનેક વાર્તાલાપનો મીષ્ટ સ્વાદ લેતા લેતાં રજની પસાર કરી નાખી શનિવારનુ પ્રભાત થયુ માતા પિતા તથા અન્ય સબધી વર્ગના આશીર વચન તથા પ્રીયતમા વ્યોમેશીનીની દગ્ધ હૃદયની અશ્રુધારા જોતો જોતો રમાકાન્ત વિદાય થયો

રમાકાન્તને ગયાને બે માસ સપૂર્ણ થયા છે ઇશ્વરની ગહનગતીનો પાર કોઇ જાણી શક્તુ નથી રકનો રાય અને રાયનો રક એક પળમા બનાવે છે તેના માતા પિતા પૈસે સુખી હતા. વિધાતા બધા દિવસ સુખમય જવા દેતી નથી. કાળચક્ર આવી પહોચતા એક દિવસ રાત્રે રમાકાન્તના ગૃહમા અગ્નિદેવનો ઓચિતો કોપ થયો અને તેનુ સઘળુ રાચરચીલુ તથા ઘર વિગેરે બધુ ભસ્મિભૂત થઈ ગયુ વિધાતા એટલુ કરીને સ્વસ્થ ન રહી

તેના વૃદ્ધ માતા પિતા પણ નિરાવશ હાલતમાં અગ્નિદેવને શરણે થયાં. આખા ગામમાં ત્રાસ વર્તાઇ ગયો. કોઇ વ્યવસ્થા કરનાર હતું નહિ તેથી એક ભલા પાડોસીએ એક તાર કલકત્તે અનિલકુમારને અને બીજો વિલાયત રમાકાન્તને મુકયો. સોળ સત્તર દિવસ વિત્યા પછી રમાકાન્ત આવી પહોંચ્યો, પોતાના ગૃહની આવી દુર્દશા જોઇ તેના નેત્રમાંથી આંસુ સ્ખલીત થયાં. અંત વખતે પણ માતા પિતાનું મુખ જોવાને ન મળ્યું. અનિલકુમારે તેનું આશ્વાસન કરીને, માતા પિતાની ઉત્તરક્રીયા કરવાનું સુચવ્યું. રમાકાન્તે દયામણે મુખે કહ્યું—મારી પાસે એક પાઇ નથી, હું શું કરૂં. અનિલકુમારે કહ્યું તમારે દ્રવ્ય સંબંધી કંઇ ચીંતા રાખવી નહિ. મારૂં તે તમારૂંજ છે. તેથી કંઇ પણ સંકોચ રાખ્યા વિના લોકરૂઢી પ્રમાણે જે ઘટીત હોય તે કરો.

રાત્રીનો અંધકાર ધીમે ધીમે દુર થયો હતો. અરૂણે પોતાનો રથ જોડ્યો હતો. નિર્મળ સરીતા મંદ મંદ વ્હેતી હતી. પ્રાતઃકાળના ઝાંખા પ્રકાશથી સરીતાનું નીર રૂપેરી દેખાતું હતું. કીનારા પરના જંગલમાં પક્ષીઓ ભગવાન આદીત્યનું આગમન થતું જાણી સુંદર સ્વરથી તેને સત્કાર કરતા હતા. એટલામાં પાસે ઝુંપડીમાંથી વિણાના જેવા મધુર સ્વરથી આખું વન સ્તબ્ધ થઇ ગયું. થોડીવારે ઝુંપડીનું બારણું ઉઘાડી એક પુરૂષ બ્હાર આવી એક વૃક્ષનીચે ચીંતાતુર વદને બેઠો. ત્યાર પછી સ્હેજ વારમાં ખીલેલા ગુલાબ જેવી કોમળ અને સુંદર સ્ત્રી બ્હાર આવી ને આમ તેમ જોવા લાગી. આખરે તેના ચપળ મૃગનયને પેલા પુરૂષને શોધી કાઢયો. દોડતી દોડતી તેની પાસે જઇને બેઠી, અને કહ્યું: કાન્ત, આજે મારાથી શો અપરાધ થયો, કે તમે સુર્યોદય થતાં જ ઘરમાંથી અહીં આવીને બેઠા અને કમળ જેવું કોમળ મુખ શોકના તાપથી તપેલું દેખાય છે તેનું શું કારણ છે, તે મને કહો. રમાકાન્ત હસ્યોઃ પ્રીયે, તારે જાણીને શું કામ છે. તારા તરફથી મને કંઈ પણ ચિંતાનું કારણ મળ્યું જ નથી. તું મારો અપરાધ કરે એ વાત તદન અસંભવિત છે. ઉલટો મેં તારો અપરાધ કર્યો છે. સુખની આશાએ તું મારી સાથે જોડાઇ. ગર્ભશ્રીમંતની બાળકી તારાથી આ રંક અવસ્થામાં કેમ રહેવાય છે તેનો વિચાર કરતાં મારૂં મન ઘણું અસ્થીર થાય છે. દીવ્ય ભુવનમાં વસનારી, સુંદર વસ્ત્રાભુષણ ધારણ કરનારી એવી તું, તેના શરીર પર આજે રંક માણસને શોભે એવાં વસ્ત્ર જોઇ મ્હારૂં હૃદય ચીરાઇ જાય છે. મારી સર્વ આશા નષ્ટ થઈ. વિલાયત જઇ સારો પગાર મળે એવું શીક્ષણ લઇને હીંદુસ્તાન આવવાનો વિચાર કર્યો હતો. મારી એક પણ ઇચ્છા પૂર્ણ થઈ નહિ. ઇશ્વર ઇચ્છા! રમાકાન્તે નિશ્વાસ મુકયો. વ્યોમેશીની તેને પ્રણય વચનથી રીઝવતા બોલી,—નાથ, તમે આવા સમજુ થઇને આવું બોલો છો તે ઘટતું નથી. જેવું સુખ ઝુંપડીમાં સમાયલું છે તેવું રાજ્ય મહેલમાં નથી. જે પ્રીતિ વચન ઝુંપડીમાં બોલાય છે તેનો દશાંશ પણ મહેલમાં દેખાતો નથી. મારા મનમાં જરા પણ ખેદ થતો નથી. તમારી પ્રેમ છાયામાં મને સંપૂર્ણ સુખ છે. વિપત્તિ માણસના હૃદયની કસોટી છે. માટે એવા વિચારનો પ્રવેશ થવા દેશો જ નહિ. ઉઠો, ઘરમાં ચાલો. ઝુંપડીમાંથી નિર્દોષ બાળકના રૂદનનો સ્વર આવતાં જ વ્યોમેશીની દોડી ગઇ અને ગૃહકાર્યમાં ભળી. રમાકાન્તને ઝુંપડીમાં આવે બે વર્ષ થઇ ગયા હતા. ઇશ્વરે વર્ષ દિવસથી એક દુધમલ બાળકની બક્ષીસ કરી હતી તેનું સુંદર વદન નીહાળતા રમાકાન્તના સર્વ દુઃખનો વિલય થતો હતો. સાધ્વી વ્યોમેશીનીનો સુઘડ ગૃહસ્થાશ્રમ જોઇ સર્વને આનંદ થતો હતો, દુઃખી રમાકાન્ત સુશીલ પત્નીના સહવાસથીજ

કિંચિત આનંદ ભોગવતો હતો. હજુ સુધી તે કંઇ પણ નોકરીએ રહ્યો ન્હોતો આખરે અનિલકુમારની સહાયતાથી રંગપુરમા રૂ ૬૦) ની નોકરી મળી. રમાકાન્તનો દિવસ ફર્યો. ગુપડી મુકી ગૃહવાસી થયો. વ્યોમેશીનીના જીવનપ્રવાહમા સપત્તીનું મોજુ આવ્યુ વ્યોમેશીનીનુ મન હમેશાં પ્રફુલ્લીત રહેતુ, તેનો સ્વભાવ સતોષી હતો સ્વામીને સુખે સુખી અને દુઃખે દુઃખી રહેતી પુસ્તક વાચવાનો અભ્યાસ વધારે હોવાથી પરનિંદા કરવાની તેને ટેવ ન્હોતી રંક માણસને દેખી તેનુ હૃદય દ્રવી જતુ સર્વ તેની સ્તુતિ કરતા રમાકાન્તનો એક મિત્ર હતો તેનુ હૃદય કપટથી પુર્ણ હતુ વાણી મીઠી, પણ આખમાં વિષ હતુ વ્યોમેશીનીનું અપ્રતીમ સૌંદર્ય જોઇ તેની આખ અંજાઇ ગઇ હતી રમાકાન્તને કંઇ ખબર નહોતી દુર્ભાગ્યે રમાકાન્તને બે દિવસ બહાર ગામ જવાનું થયુ પોતાના મિત્રને ઘરની દેખરેખ રાખવાનુ કહી તે ગયો આ અવસરનો લાભ લેવા તે દુષ્ટ ચુકયો નહિ રમાકાન્ત ગયો તેને બીજે દિવસે રાત્રે તે રમાકાન્તને ઘેર આવ્યો નવ વાગ્યા હતા વ્યોમેશીની પોતાના બાળકને સુવાડતી હતી. એકદમ કવખતે પતિના મિત્રનો ઘરમા પ્રવેશ જોઇ તે ચમકી અને પુછયુ, અત્યારે કયાથી? દુષ્ટે કહ્યુ મારે તમારી સાથે ખાનગી વાત કરવી છે એમ કહી પોતાની દુષ્ટ ધારણા કહી તેના વચન સાંભળતા જ વ્યોમેશીનીના નેત્રમાથી અગ્નિ ઝર્યો તો પણ ક્રોધ સમાવીને બોલી, ભાઇ જરા વિચાર કરીને બોલો હુ તો સતી છુ કોટી પ્રયત્ને હુ તારે વશ થવાની નથી માટે તારે ઘેર ચાલ્યો જા, નહિ તો મારા પતિ પ્રાત કાળે આવવાના છે તે તને શિક્ષ કરશે માટે ચાલ્યો જા, નહિ તો આ ક્ષણેજ તારા પ્રાણ લઇશ પહેલા બંગાળી સ્ત્રીઓ હમેશા પોતાના અંબોડામાં છરી રાખતી ઘણુ કહ્યુ છતા દુષ્ટે ન માન્યુ, અને અનાચાર કરવા તત્પર થયો ત્યારે વ્યોમેશીનીએ શસ્ત્રપ્રહાર કર્યો અને બુમ પાડી તેની બુમ સાંભળી ઘરના તથા પાડોશના મનુષ્યો દોડી આવ્યા તેટલામાં દુષ્ટે વ્યોમેશીનીના હાથમાથી ખંજર ઝુટવીને વ્યોમેશીનીને ઘા કર્યો બધાના આવી પહોચવાથી તે પાછળથી નાશી ગયો વ્યોમેશીની મૃત્યુપ્રાય થઇ ગઇ હતી કોમળ શરીર રકતના પ્રવાહથી ભીંજાઇ ગયુ હતુ તેની આવી દુર્દશા જોઇ સર્વ ભયભીત થયા અને તેને ઉપચાર કરવામા રોકાયા રાતના ત્રણ વાગે વ્યોમેશીનીને ભાન આવ્યુ પણ ગળાપર જખમ બહુ ઉંડો હોવાથી તેનુ જીવન ટકે એવુ લાગતુ ન્હોતું સર્વ રમાકાન્તની રાહ જોવા લાગ્યા પ્રાત કાળ થયો સાત વાગે રમાકાન્ત ઘેર આવ્યો દરવાજામા પેસતાજ તેને ખબર થઇ, એકદમ વ્યાકુળ ચીત્તથી તે માળ ઉપર વ્યોમેશીનીની પાસે ગયો તેની સ્થીતી જોઈ તેનુ હૃદય ભેદાઇ ગયુ ગળગળો થઇ બોલ્યો વ્હાલી, આ શુ! બે દિવસમા એકદમ આ શુ થઇ ગયુ ક્ષીણ સ્વરે વ્યોમેશીની બોલી–કાન્ત, પુર્વ જન્મનો વૈરી પોતાનુ વેર વાળી ગયો એમ કહી રાતનો બધો બનાવ રમાકાન્તને કહ્યો રમાકાન્તની આખમાથી આસુ પડવા લાગ્યાં, દુઃખી હૃદયે તે બોલ્યો હે ઇશ્વર! શુ મારા ભાગ્યમા સુખની રેખાજ નથી? મારા હૃદયનુ અમુલ્ય રત્ન કે જેના ઉપર મારૂં આખુ જીવન ટકી રહ્યુ છે, જેની વાણી મારા હૃદયનુ અમૃત છે, અને જેનુ હાસ્ય મારા જીવનનો પ્રકાશ છે તેને પણ તુ લઇ લેવા માગે છે? પ્રીયતમ તુ મારી સાથે બોલ, આટલી ટુંક જીંદગીમા શુ તુ મારાથી રીસાઇ જઇશ? દુઃખનો સાથી થઇ, સુખ વેળાએ મને રઝળતો કરીશ તારાવડે મારો વિપત્તી સમય પણ મને સુખમય લાગતો હતો હે ઇશ્વર, મે તારૂ શુ બગાડયું છે વ્યોમેશીની મંદ હાસ્યથી બોલી વ્હાલા શુ કરવા ખેદ કરો છો

હું પરમ ભાગ્યશાળી છું. મારા જીવનની આશા છેજ નહિ. સ્ત્રીઓને સૌભાગ્યવંતી મરવાનું પરમ ભાગ્ય ગણાય છે. તમારા અંકમાં સુતા સુતા મારો દેહ વિલય થશે તો જ મારા જીવનનું સાર્થક ગણાશે. ક્ષણભંગુર દેહનો કંઇ ભરોસો નથી. આખરે તો નાશવંતજ છે. તેનો વ્યર્થ શોક કરવો નહિ. મારા બાળકની મને ચિંતા નથી કારણ મને તમારો સંપૂર્ણ ભરોસો છે. તમારા સ્નેહ રાજ્યમાં મેં અતુલ સુખ માણ્યું છે જગતમાં વિશેષ સુખ બીજું કંઈ નથી. મારી પાછળ શોક કરશો નહિ. સ્મરણ દાખલ આ મુદ્રીકા જીવન પર્યંત આપની આંગળીએ પ્હેરી રાખજો. વ્હાલા, મારી સાથે એકવાર હસીને બોલો. હું ઇશ્વરના ધામમાં જાઉંછું તેમાં ખેદ કરવો ઘટતો નથી. હવે આપણે પ્રભુના દરબારમાં મળીશું ત્યાંથી આપણને કોઇ વિખુટા કરનાર નથી. આટલું બોલતાં વ્યોમેશીનીનો કંઠ રૂંધાઇ ગયો. સ્વામીના સામું સ્નેહ પુર્ણ નેત્રથી જોઇને તેના અંકમાં માથું મુકી તેનો શુદ્ધ આત્મા પરમાત્માના તેજમાં ભળી ગયો. જગતમાં સર્વ નાશવંત છે, માત્ર કીર્તિ અમર છે.

સૌ. બબીબ્હેન.

---

## શંકિત હૃદય.

અમદાવાદની ગુજરાત કૉલેજના પાછલા ભાગનાં નાના એલ્લ લાટના બંગલામાં પ્રોફેસર દીનકરલાલ પોતાની પત્ની કંચન સાથે રહેતા હતા. બંને જણા સુશિક્ષિત અને માયાળુ હતા. દીનકરલાલની ઉમર તે વખતે ત્રીસ વર્ષની અને કંચનની ઉમર બાવીસ વર્ષની હતી, અને સંતતિમાં એક પુત્રી દોઢ વર્ષની હતી, જે હમણાં જ મૃત્યુ પામી હતી.

* * * * *

બપોરનો વખત હોવાથી કંચન એકલી હતી અને પોતાની માતુશ્રીને પત્ર લખવા માટે તેણે કાગળ લેવાને માટે પતિનું ટેબલ ઉઘાડયું અને કાગળ ખોળતાં પતિના જ હસ્તાક્ષરનો પત્ર હાથમાં આવતાંજ કંચને તે વાંચવાને લીધો અને તે વાંચતા તે ઘણી આશ્ચર્ય પામી તે પત્ર નીચે પ્રમાણે હતો.

અમદાવાદ. તા૦ ૧૨—૨—૧૯૦૮.

પ્રિય કમળા,

તારો ખુશી ભરેલો પત્ર તથા તારો સુંદર ફોટો મને પહોંચ્યો છે, એવીજ રીતે હમેશાં પત્ર લખતી રહેજે; જેથી હું ઘણોજ ખુશી થઇશ. તારો આનંદી સ્વભાવ મને હમેશાં યાદ આવે છે. ઇશ્વર તને સુખી રાખે એમ હું તે પરમ કૃપાળુ પાસે માંગું છું. હાલ એજ.

લી. દીનકરના આશીર્વાદ,

એક વખત બે વખત વાંચતા વધારે ને વધારે હૃદય શંકિત થયું અને આખરે એમ લાગ્યું કે મારા પતિ મારા સિવાય બીજી સ્ત્રી પર પ્રેમ રાખે છે અને તેને લખેલો પત્ર આ મારા વાંચવામાં આવ્યો છે. અતિશય શોકાતુર મને પત્ર પાછો મુકયો અને દિલગીરીથી નિશ્વાસ થઇને કોચ ઉપર સુઇ રહી. આખરે ચાર વાગે હમેશ પતિના આવવાના સમયે પાન સોપારી તૈયાર કરીને ટેબલ પર મુકયું, ટુવાલ લાવીને બારી ઉપર મુકયો અને મોં ધોવાનું પાણી પાણીયારા ઉપર મુકીને કંચન સઘડી સળગાવી ચા મુકવા લાગી. ચા મુકીને હમેશની

માફક બારણામાં વાટ જોવા ઉભી નહી પણ દુઃખી દીલે રસોડામાં જ પાથરેલી સાદડી ઉપર સુઇ રહી. દીનકર સવા ચાર વાગે ઘરમાં આવ્યો તો તેણે બારણા આગળ પોતાની પ્રેમાળ પત્નીને દીઠી નહીં, તેમજ આગલા ઓરડામાં પણ નજરે પડી નહિં, તેથી ક્યાં હશે અને કેમ જણાતી નથી એમ વિચારીને તે કપડાં ઉતાર્યા વગરજ રસોડામાં ગયો. ત્યાં જતાં કંચન રસોડામાં સુતેલી જણાઇ તેને જોતાંજ પ્રેમાળ અવાજે પુછ્યું.

મંજુલ, શું શરીરે સુખ નથી કે સુઇ રહી છે? પતિનો પ્રેમાળ અવાજ સાંભળી ચકીત હૃદયની પણ પતિઘેલી કંચને ઉઠીને કહ્યું, ના, કંઇજ નહીં અમથીજ જરા સુસ્તીને લીધે સુતી છું. પત્નીનું નિરોગી વદન ને સીધો જવાબ સાંભળીને દીનકર આગલા ઓરડામાં ગયો, પણ મનમાં એમ લાગ્યું કે મંજુલ કાંઇ પણ ઉદાસ છે. આખરે એમ લાગ્યું કે મૃત પુત્રી સાંભરી આવ્યાથીજ ઉદાસ હશે. તેણે કપડાં કાઢયા કે કંચન ચા લઇને આવી પતિ પત્નીએ સાથે બેસી ચા પીધી અને કંચન પાન સોપારી આપી ખાઇને પાછી રસોડામાં ગઇ.

પણ મંજુલ, તું જાય છે ક્યાં? જરા રોજના પ્રમાણમાં બેસીને વાત તો કર. એટલામાં તું ક્યાં ચાલી? તું ના કહે છે પણ તારૂં મોં તો મને શોકાતુરજ લાગે છે. તને શું કાંઇ અણગમો લાગે છે. અથવા તને શું થયું છે, તું મને કેહેતો ખરી! મારી મંજુલ, મારાથી શું કાંઇ છાનું છે. દીનકરે તેને જતાં અટકાવીને પુછ્યું.

હમેશ માફક ઉત્સાહી જવાબ ન દેતાં કંચન ધીમેથી બોલી–કાંઇ નથી, અણગમો શેનો ને, શોકાતુર પણ શેના! એતો સ્હેજ અમથુ, હુંતો રાંધવાની તૈયારી કરવા જાઉંછું.

રસોડામાં જઇને ધીમે ધીમે તૈયારી કરી. રાંધીને હમેશના હસમુખા અને વાતચીત કરનારા પતિ પત્નિ આજ મુંગા મુંગા જમી ગયા. જમીને રોજની માફક દીનકર પાન ખાઇને પત્નીનો હાથ પકડીને કૌમુદીમાં જવા લાગ્યો, એટલે કંચને કહ્યું, ના આજે મારાથી અગાશીમાં નહીં અવાય. મારૂં માથું દુઃખે છે તેથી હું સુઇ જવાની છું.

દીનકરે ઝાલેલો હાથ છોડી દીધો અને પત્ની સામું જોઇને કહ્યું હું નથી કહેતો કે તું કાંઈ પણ દીલગીરીમાં છે. છતાં મને કહેતી નથી. હશે, તારૂં માથું દુઃખતું હોયતો તું સુઇ જા, હું મારૂં લખવાનું છે તે લખીને હમણાંજ આવું છું એટલું બોલીને તે તરતજ આગલાં ઓરડામાં ગયો, અને કંચન દુઃખી દીલે પથારીમાં પડીને પોતાના પતિનો પ્રેમ પોતાના ઉપરથી ઉતરેલો ધારીને આંસુ સારવા લાગી. રડતાં રડતાં સુતી હતી ત્યાં ધીમે પગલે દીનકર આવ્યો અને પત્નીને રડતી દીઠી ને કહ્યું શું છે, મારી મધુરી તું કેમ રડે છે. આજ સાંજની તું દુખીત છે. મને નહીં કહે ત્યારે તું કોને કેહેશે વારૂ? જરા કહેતો સમજ પણ પડે. તને દરદ થતુ હોય તો ડાક્ટરને બોલાવીએ અથવા બીજું કાંઇ હોયતો તેનો જે ઉપાય હોયતો તે કરીએ; પણ કહે નહીં ત્યારે શું કરે! મંજુલ, તને આવી હઠીલી હું ધારતો નહોતો.

પતિને બોલતા સાંભળીને તે વધારે રડતી કંચન બોલીઃ હા, તમે દરદનો ઉપાય કરશો પણ ઉતરેલા પ્રેમને તમે ક્યાંથી લાવશો? તમારો પ્રેમ પેહેલા જેવો મારા ઉપર છેજ નહીં.

તારા ઉપર પ્રેમ નથી એ તું શું બોલે છે મંજુલ! તેનું તને ભાન છે. તારે વાસ્તે હું મારો પ્રાણ આપું, તેને તું પ્રેમ વિનાનો કહે છે એ કેવો ન્યાય! દીનકરે તેને સવાલ કર્યો.

હા, તમારો પ્રેમ જો મારા ઉપર હોય તો તમે બીજી સ્ત્રી ઉપર પત્ર ન લખો, તમારા ટેબલમાં 'આજે કમળા નામની સ્ત્રી'. ઉપરનો . પત્ર હતો તે કાંઇ તમારા મારા

ઉપરના પ્રેમની નિશાની તો નહીંજ હોય! હું કાંઇ તમને દોષ નથી દેતી, પણ મારા નસીબનેજ દોષ દઇશ. નહીંતો તમે આવા પ્રેમી થઇ જાત નહીં. કંચન રડતાંજ બોલી. દીનકર જે પેહેલો જવાબ સાંભળીને જરા ગુસ્સે થયો હતો તે બીજો જવાબ સાંભળીને હસવા લાગ્યો અને બોલ્યો જરા મને પુછ્યું હોત કે કમળા કોણ છે તો તારા મનને આટલું ના લાગત. કમળા તો મારા મિત્ર પ્રાણલાલની આઠ વર્ષની છોકરી છે અને તેનો પત્ર તથા ફોટો આવ્યાં છે. તે પત્ર પણ આ રહ્યો અને ફોટો પણ આ રહ્યો. એમ કહીને તેણે તે પત્ર ને ફોટો પોતાની સ્ત્રીના હાથમાં મુક્યાં. કંચન રડતી છાની રહીને પત્ર તથા ફોટો જોવા લાગી. છબીમાં એક સરલ હૃદયની પ્રફુલ કમળ જેવા મોં વાળી સુંદર બાલીકાને જોઇને પોતાની મુજરી ગયલી પુત્રીને સંભારીને પતિના ખભા ઉપર માથું મુકીને શરમના તથા શોકના આંસુ સારવા લાગી. તે જોઇને દીનકર હસીને બોલ્યો. હશે એમાં તું શરમાતી નહીં. એ તો તમારાં સ્ત્રીઓના પ્રેમી હૃદય પણ હમેશા શંકીત ઘણે ભાગે રેહેવાનાજ. એ વાંક વિધાતાનો છે, તમારો વાંક નથી. મારી મધુર મંજુલ હવે તમે એવી શંકા ન લાવશો અને જો કદાચ શંકા આવે તો મનમાં ન રાખતાં મને પુછજો કે મનમાં મુઝાઇને રડવું પડે નહીં. કંચન શરમથી પતિની વિશાળ છાતી ઉપર માથું મુકીને બોલી, હવે મને વધારે ના શરમાવશો હું કોઇ પણ દિવસ એવો વ્હેમ તમારા જેવા પવિત્ર ને પ્રેમી પતિ પર લાવીશ નહીં અને લાવી તેટલા માટે મને માફ કરશો. હું આ પાંચ કલાકમાં તમારો પ્રેમ ઉતરી ગયલો ધારીને જેટલી દુખી થઇ તેટલી હું મારી આટલી ઉમરમાં કદી દુઃખી થઇ નથી—હશે, એમાં તારે માફ માંગવાનું શું હતું? તને તો હમેશાં મારી તરફથી માફીજ છે. મારી મધુરી, હવે તું સુઇ જા કે તારા મનને આરામ થાય.

સૌ. કીર્તિદા.

---

## લોક ગીત.

( આવાં લોકગીતો જેમાં કથાનું તત્વ છે ત્હેનો કવિતા કરતાં વાર્તાવિભાગમાં વધારે સારી રીતે સમાવેશ થઇ શકે તેમ છે, એવી એક બ્હેનની સૂચનાને આ **સ્ત્રીલેખના** અંકમાં માન આપવું એ ધર્મ ગણીએ છીએ:—તન્ત્રી. )

### ૧. તુળશીનો વિવાહ.

સાત સાત સૈયરો પાણિડાં ચ્યાં'તાં,
વચલી સૈયર મેણું બોલી રે મા;
પાણિડાં ચ્યાં'તાં હરિ ચરણે.
આટલી સૈયરમાં તુળશી તમે કુંવારાં,
એમ સૈયર મેણું બોલી રે મા,
પાણિડાં ચ્યાં'તાં હરિ ચરણે.
ઘેર આવીને તુળશી સોડ તાણી સુતાં;
તુળશીને તુળશીની માતાજી પુછે;
કહો દીકરા તુળશી કોણે તમને દુભ્યાં;

કોણે દીધી તમને ગાળ રે મા,
પાણિડાં આંતાં હરિ ચરણે.
નથીરે માતાજી અમને કોઇએ રે દુભ્યાં;
નથીરે દીધી કોઇએ ગાળ રે મા.
પાણિડાં આંતાં હરિ ચરણે.
સાત સાત સૈયરો પાણિડાં આંતાં,
વચલી સૈયર મેણાં બોલી રે મા;
પાણિડાં આંતાં હરિ ચરણે.
આટલી સૈયરમાં તુળશી તમે કુંવારાં,
એમ સૈયર મેણાં બોલી રે મા; "
પાણિડાં આંતાં હરિ ચરણે.
તુળશીને તુળશીનો દાદોજી પૂછે,
કહો દીકરા તુળશી સૂરજ વર પરણાવું.
ચાંદલીયા વરનાં માગાં રે મા;
પાણિડાં આંતાં હરિ ચરણે.
સુરજ વર દાદા તેજ ઘણેરું,
ચાંદલીઓ વર ખાંડો રે મા:
પાણિડાં આંતાં હરિ ચરણે.
તુળશીને તુળશીનો વિરોજી પૂછે,
કહો બેન તુળશી શંકર વર પરણાવું;
હનમાનીયા વરના માગાં રે મા;
પાણિડાં આંતાં હરિ ચરણે.
શંકર વર વિરા જટાધારી;
હનમાનીયા વરની હાક ઘણેરી;
પાણિયાં આંતાં હરી ચરણે.
તુળશી ને તુળશીની માતાજી પૂછે,
કહો દીકરા તુળશી ગણેશ વર પરણાવું,
ઠાકોરીયા વરનાં માગાં રે મા;
પાણિડાં આંતા હરિ ચરણે.
ગણેશ વર માતા ફાંદ ઘણેરી,
ઠાકોરજી વર મન ગમતો મા;
પાણિડાં આંતાં હરિ ચરણે.

તુળશી ઠાકોર વરને વરીઆં રે, ઠાકોર વર તો રૂડા રે.
તેને માથે મુગટ ઢળીઆ રે, ઠાકોર વર તો રૂડા રે.
તેનું મુખડું પૂનમ ચંદ રે, ઠાકોર વરતો રૂડા રે.
મા ઠાકોર વર મન ગમતા રે, ઠાકોર વર તો રૂડા રે.

રાજકોટ. સંપાદક, હેમકુંવર કૃષ્ણદાસ.

## ૨. સાસરૂં.

ઉંચા ઉંચારે વાંકાનેરના ગઢડાૅ, વાંકાનેરના ગઢડારે,
ગઢથી ઉંચાગઢના કાંગરા. ૧.

નણંદ ભોજાઇરે પાણીની હારરે, પાણીની હારરે,
ભોજાઇ અંગલટ (૧) પાતળી. ૨.

બેઠાં મેલ્યાં રે મચ્છુની (૨) પાળ રે, મચ્છુની પાળ રે;
ઈંઢાણી વળગાડી આંબા ડાળખી. ૩.

પંથી (૩) પૂછે રે નગરીની (૪) વાટ રે (૫), નગરીની વાટ રે,
ભોજાઇએ વીરને ઓળખ્યો. ૪.

બાર બાર વરસે રે વીર આણે આવ્યા રે, વીર આણે (૬) આવ્યાૅ,
કઇરે દિશાએ બેની તારા ઓરડા. ૫.

ઓરડા છેજરે બવળી બજારે રે, બવળી બજારે (૭) રે,
ફળી (૮) વચ્ચે લીલો લીંબડો. ૬.

વીરના ઢોલીયા રે ઢાળ્યા લીંબડ હેઠ રે (૯), ઢાળ્યા લીંબડ હેઠ રે,
પાસે ઢાળ્યો રે બ્હેનનો રેંટીયો. ૭.

બ્હેની કરો રે સુખ દુઃખની વાતો રે, સુખ દુઃખની વાતો રે,
ઘેર જાશું ને માડી પૂછશે. (૧૦) ૮.

હૈયડું ફાટે રે મનડું મુંઝાય રે, મનડું મુંઝાય રે,
આંખડીયે આંસુ ઝરે. ૯.

(૧૧) સસરો મ્હારો રે સુળીનું ફુલ રે, સુળીનું ફુલ રે (૧૨)
સાસુતો મણુંઝર નાગણી. ૧૦.

જેઠ મ્હારો રે અશાડીનો મેઘરે, (૧૩) અશાડીનો મેઘ રે,

---

(૧) શરીરે પાતળી, કૃશાંગી (૨) મચ્છુ નામની નદી છે અને તેના કિનારા પર વાંકાનેર નામનું શહેર વસેલું છે. (૩) મુસાફર, આ જગ્યાએ ભોજાઇનો ભાઇ (૪) વાંકાનેર (૫) રસ્તો (૬) મુગ્ધાઓને બેચાર માસે કે તેથી વધારે મુદતે પીયર કે સાસરેથી તેડું આવે છે, તેને કાઠિયાવાડમાં "આણું" કહેવામાં આવે છે (૭) ગુજરાતી ભાષામાં આ શબ્દ કેટલીક જગ્યાએ વપરાયલો જાણાય છે એનો અર્થ બેવડી બજાર અથવા તો મોટી બજાર જેવો નીકળી શકે. (૮) ડેલી અને ઓશરી વચ્ચે રહેતી જગ્યા.

૧. (૯) નીચે (૧૦) આઠમી કડીમાં ભાઈ બ્હેનને પૂછે છે (૧૧) દસથી સોળ કડીમાં બ્હેનનો પ્રત્યુત્તર છે. હિન્દુ સંસારમાંના શ્વસુરપક્ષનો મુગ્ધ વહુવારુનો અનુભવ ખરેજ હૃદયભેદક છે (૧૨) સુળી પરનું ફુલ ને નાગણીનું ઝેર જગજાહેર છે (૧૩) અશાડીનો મેઘ, અશાડમાસના મેઘની માફક જેના ચહેરા પર હમેશાં અવર્ણીય ગુસ્સો પથરાઇ રહેલો હોય છે એવો.

(૧૪) જેઠાણી વાદળ વીજળી. ૧૧.

દેર મ્હારો રે તલવારની ધાર રે, તલવારની ધાર રે,
(૧૫) દેરાણી મુજસમ દુઃખણી. ૧૨.

નણંદી મ્હારી રે કટકનો ઘોડો રે, (૧૬) કટકનો ઘોડો રે,
ચડયાં કટક પાછાં વાળતી. ૧૩.

ખાવો ખાવોરે બાર વરસનો બાજરોરે, બાર વરસનો બાજરોરે,
તેર દિવસે માથે (૧૭) તેલ જડે. ૧૪.

દહાડે કરવાં રે દળણાંને પાણીરે, દળણાંને પાણીરે
રાતે કાંતવો વીરા રેંટીયો. ૧૫.

(૧૮) પરણ્યો મ્હારો રે નથી જોયું મુખરે, નથી જોયું મુખરે,
બાર બાર વરસના અબોલડા. ૧૬.

બ્હેનને નયણેરે આંસુડાંની ધારરે, આંસુડાંની ધારરે,
છોરે આંસુડે સાગર છલી વળ્યા.
–છોરે બ્હેનીને દુઃખે ડુંગર ડોલીયા. ૧૭.

બાર બાર વરસેરે આણાં પાછાં વળીયારે, આણા પાછાં વળીયારે
(૧૯) વીરાની વાટ ખૂટે નહિ. ૧૮.

આવ્યાં આવ્યારે મચ્છુમાં પુરરે મચ્છુમાં પુરરે,
(૨૦) ઝીલો માતા દુઃખી દીકરી ! ૧૯.

બ્હેન ૨—.

---

(૧૪) વાદળ વીજળી–જેમ આકાશની વીજળી વખતો વખત ઝબક ઝબક થાય છે તેમ વખતો વખત થોડું થોડું બોલી લડાઇ સળગાવે એવી. (૧૫) દેરાણીને પોતાના સરખીજ વર્ણવે છે (૧૬) કટકનો ઘોડો=ઘણી કજીયાળી, તોફાની.

(૧૭) માથું ઓળવા માટે તેર દિવસે તેલ મળે (૧૮) સોળમી કડીમાં તે મુગ્ધબાળાના દુઃખની પરિસીમા થાય છે. હિન્દુબાળાઓ પતિની માત્ર સ્મિતપ્રભાને આધારે સર્વ સંકટો સહન કરવાની શક્તિ મેળવે છે. ગમે તેવા મહાન દુઃખમાં પણ તે મોટા દીલાસારૂપ નીવડે છે પરંતુ જ્યારે તેમાં પણ નિરાશાજ હોય છે ત્યારે તેમના સંકટની સીમા રહેતી નથી. (૧૯) બાર વરસે તેડવા આવેલો ભાઇ બ્હેનને ન મોકલવાથી તેડયા વિનાજ પાછો ફરે છે. બ્હેનનું દુઃખ જાણ્યા પછી હિન્દુ સાંસારિક બન્ધનને લીધેજ પાછાં ફરતાં ભાઇનો રસ્તો લાંબો થઇ પડે એ સ્વાભાવિક ચિત્ર દોરાયલું છે (૨૦) હિન્દુ અબળા ! રૂઢીનો ભોગ થઇ પડેલી મુગ્ધ કુલીન બાળા ! બીજું શું કરી શકે ? અશ્રુઓથી સમુદ્રનાં જળ છલકાવવાં અને તેથી વિશેષ આગળ વધીને વાવ કુવા પૂરવા–અપમૃત્યુને વશ થવું !

* આ સ્ત્રીગીત હિન્દુસંસારમાં વહુવારની સ્થિતિનું આબેહુબ ચિત્ર ખડું કરે છે. ભાષા સાદી છતાં લાગણીથી ભરેલી ભાવ પ્રદર્શિત કરનારી છે. જેમ તેનો રાગ લ્હેકાવાળો છે, તેમ ઘણોજ મીઠો છે. અજવાળી રજનીમાં અશિક્ષિત સ્ત્રીઓના કંઠથી ગવાતાં પણ કર્ણપ્રિય થઇ પડે છે, અને અમુક અમુક કડીયોતો શ્રવણ કરનારનાં હૃદય વલોવી અશ્રુબિન્દુઓ

## ૩. ગંગાલહરીનું આખ્યાન.

સંપાદક–સ્વ. સૌ. કપિલબા.

ગરબો.

શ્રી શંકરસુત થાજો સ્હાય કે નમન નિશ્ચે કરૂં રે લોલ,
ગંગાજીના ગુણ ગાવાને ઉલટ આદરૂં રે લોલ;
શ્રી કાશી પુરવાશી વિપ્ર વિવેકી એક હતો રે લોલ,
ભણ્યો ખટશાસ્ત્ર ને વેદપુરાણ સુજ્ઞાની દીસતો રે લોલ.

પ્રકાશે સૂરજ સરખું તેજ, નહિં ઓછું ક્ષણું રે લોલ,
બ્રાહ્મણ જગન્નાથ મહારાજ કહું કૃત તે તણું રે લોલ;
નિત્યે નાહે ગંગાજળ માંહ્ય કે ઉઠી રાતનો રે લોલ,
કાશીપુરનો છે રાજન યવનની જાતનો રે લોલ.

તેને પેટે પુત્રી એક ભણી ડાહી થઈ રે લોલ,
યૌવનમાં આવેલી બાળ પિતા પાસે ગઈરે લોલ;
પિતાને પુત્રી પ્રીછે વાત, વરૂં વર વાંકડો રે લોલ,
બ્રાહ્મણ જગન્નાથ વરવાનો, મુજને આંકડો રે લોલ.

પિતા કહે પુત્રી સાંભળ વાત બને નહિં એ કદી રે લોલ,
એ છે બ્રાહ્મણ, હું છું રાય, નથી એ વ્યાજબી રે લોલ;
ત્યારે હઠ લીધી એ વાત કે પુત્રીએ સહીરે લોલ,
જો પરણું તો હેને પરણું, કાં પરણું નહિં રે લોલ.

વિચારી તેડાવ્યા બ્રાહ્મણ કે સમજાવી કહ્યું રે લોલ,
પ્રીતે પરણો મુજ પુત્રીને, હું રાજી બહુ રે લોલ;
ના પાડી, આડી દેખાડી બ્રાહ્મણ જાતની રે લોલ,
પરાણે પરણાવ્યો પુરપતિએ રીતે નાતની રે લોલ.

પ્રસર્યો પુરમાં હાહાકાર, વર્યો વર વાંકડો રે લોલ,
નાતે નિરધાર્યું નિશ્ચે કે છેરે કહાડવો રે લોલ;
નાતે કાડ્યો નાતની બ્હાર, તે જાણ્યું મહીપતિરે લોલ,
તરત તેડાવી તેની નાત, ગુજારી વીનતિરે લોલ.

વિધિએ વાત લખી તે થાય, રાખો નાતમાં રે લોલ,
નાતે ના પાડી જે એ છે બ્રાહ્મણ જાતમાં રે લોલ;

રાજા ગેલ કરીને ઉઠ્યો, ભય દઉં કરી રે લોન
દોષ નિવારણુ દીધુ નાતે શુધ થાઓ ફરી રે લોન

પગથિયા બાવન નીચે વેહે છે ગંગાજી નદી રે લોન
તે ગંગા જો આવે ઉપર તમ પર કૃપા કરી રે લોન
તો તો શુધ થાએ મહારાજ! અગર થાઓ નહિ રે લોન
ઋષિ તો રાજી રૂદ્યાભાષ, કે એ મેહેણુ સહી રે લોન

પછી આરંભી સ્તુતિ ગંગાની ચિત ચરણે ધરી રે લોન
હે ગંગે! હે ગંગે! એમ કહે છે ફરી ફરી રે લોન
અધમ-ઉદ્ધારણુ જીવનદાર! રે દુ:ખની દોહની રે લોન
અધમ અપનાથી … હુ અળગો થા સુખ મોહના રે લોન

કરી કસ્તુરીકિંગ લેપન તુજમા નાહ્ય છે રે લોન
તે કસ્તુરી વાળાં મૃગના સ્વર્ગે જાય છે રે લોન
કરતા ક્રી। તે સુર લોકે દેવ બની ફરી રે લોન,
કર માયા મુજ ઉપર ગંગે! જો મા તુ ખરી રે લોન

જ્યમ જ્યમ સ્તુતિ કીધી મહારાજે જળ વધતુ ગયુ રે લોન
પગથિયા બાવન ચઢીને પાણી ઋષિ પાસે ગયુ રે લોન
અદ્દ્ભુત ચમત્કાર ચિત ચોંટ્યો પુરના લોકને રે લોન
કરી પાવન નસાડ્યા ગંગે નૃપના લોકને રે લોન

નાતે નોતરિયો નિજ ઘેર જમાડ્યો નાતમા રે લોન
ગંગા જયકરણી કાશીની બ્રાહ્મણુ જાતમા રે લોન
ગંગાલહરી ગરબો ગાશે જે જન તે તણુ રે લોન
પાતક નાસે સ્વર્ગે જાશે સુખ થાશે ઘણુ રે લોન

ગંગાલહરી ગાઇ આજ કૃતારથ હુ થઉ રે લોન,
ચિત થાશે અતિ નિરમળ ગંગા મહિમા ગુ…ંુ રે લોન
સંવત ચતુરવચદ્દ શ્રાવણુ માસમાં રે લોન
ને અજવાળી રૂડી ગર્જિન સોમ ઉલાસમા રે લોન

* જગન્નાથ પંડિતના જીવન ચરિત્રમા આ હેવાલ જુદી રીતે જણાવ્યો છે બાદશાહને પ્રસન્ન કરી તેની પાસે પંડિતજી, લવિંગી નામની યવન કન્યાની સાથે લગ્નની માગણી કરી, તેને પરણે છે બીજી વાત આ આખ્યાનમા જણાવ્યા પ્રમાણે છે (આ ગરબામા 'લોલ' નહિ બોલે તોપણુ ગાઇ શકાશે) અર્થ અને રાગ સાચવવા આ જૂના ગીતમા સ્હેજ ફેરફાર કરવો પડ્યો છે છેલ્લી ટુકમાથી તે રચ્યાની તારીખ નીકળે છે સો. રૂપીલગવરી.

# रमणीमणिमाला.

## નાગબાઇ ને રાહમંડળિક.

૧—આઇ ! આઇ ! આપણે ત્યાં આજે આપણા પવિત્ર મહારાજાધિરાજ પધારે છે એવા ખબર દૂત લાવ્યો છે. માટે તેમનો યથાયોગ્ય આદરસત્કાર અને સેવાબરદાસ કરવાની આપણે તૈયારી કરીએ, એમ પુત્રીતુલ્ય પુત્રવધૂએ પોતાની સાસુ નાગબાઇ ચારણીયાણીને ઉતાવળે ઉતાવળે આનંદભેર ખબર આપી. સૌરાષ્ટ્રના મહારાજા રા મંડળિક પંડે પોતાને ત્યાં પધારવાના છે, એ પોતાનું સદ્ભાગ્ય માની નાગબાઇએ તેનો સત્કાર કરવાની સઘળી તૈયારી કરી. પોતાને ત્યાં આજે સોનાનો સુરજ ઉગ્યો ગણી પોતાના સ્વજનકુટુંબને એકઠું કર્યું. ચારણુંનાં બૈરાંઓએ ગીતો ગાવા માંડયાં—

" સુરજ ઉગ્યોરે કેવડીયાની ફડશે કે,
રાજાજી ભલે આવે રે " ઈત્યાદિ.

આ પ્રમાણે નાગબાઇને ત્યાં આનંદ મંગળનાં ગીતો સહિત ઉત્સવ થઈ રહ્યો છે; તેવામાં નવ સોરઠના ધણી નોંઘણના પુત્ર રા મંડળિકે મોણીયા ગામમાં પ્રવેશ કર્યો.

૨—ચુડા સમા રજપુતોનું સૌરાષ્ટ્રમાં રાજ હતું અને તેઓ રા-(રાહ) ને નામે ઓળખાતા હતા. તે વાત તો ગુજરાતનો ઇતિહાસ ભણી ગએલા સર્વેને સુવિદિતજ હશે. અણહિલપુર પાટણના મહારાજાધિરાજ મુળરાજ સોલંકીની સામે થનારા જુનાગઢના રા ગ્રાહરીઆ કે ગ્રહરિપુને તેમજ નૃપચક્રચૂડામણિ લોકપ્રિય ગુર્જરેશ્વર મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહની સામે થનારા, રાણકદેવીના પ્રિયપતિ રાખેંગારને ગુજરાતના ઇતિહાસના અભ્યાસકો સારી રીતે જાણે છે તેથી વિસ્તારના ભયથી અહીં ટુંકામાં એટલું જ જણાવવાનું કે એ વંશમાં જુનાગઢની ગાદીપર છેલ્લામાં છેલ્લો જે સ્વતંત્ર રાજા થઇ ગયો તે રાજા રામંડળિક આજે જુનાગઢથી વીશ મૈલ દૂર ગિરનારજીની પવિત્ર છાયામાં આવેલા મોણીયા ગામમાં નાગબાઇ ચારણને ત્યાં આવે છે.

૩—રામંડળિકને નાગબાઇએ ડેલીના ઉમરા પાસે આવી સોના રૂપાના પુષ્પોથી વધાવ્યા. તેને કળશ્યો કર્યો, કંકુનો ચાંલ્લો કરી અક્ષત રૂપે મોતી ચડયાં. પોતાના મુખ્ય ગૃહની ઓસરીમાં રાજાજી માટે ગાદી તકીયાની જે બેઠક કરી હતી ત્યાં સુધી ડેલીએથી મખરાશીનું થાન આખું પાથરી દીધું હતું તે પર રાજાજીને ચલાવીને જોગ માયા જેવી નાગબાઈ તેને તે ઓસરી તરફ લઇ ચાલી. રાજા પણ અતિ પ્રસન્ન મનથી ઉતાવળે ઉતાવળે ચાલી આગળ વધ્યા ને પોતાને માટે તૈયાર રાખેલા સિંહાસન, ઉપર આવીને બેઠા. ચારણ દેવીઓ મ્હોટા મ્હોટા વીંજણા વડે તેને પવન ઢોળવા લાગી.

૪—મંડળિકે ચાંલ્લો કરવાની ઇચ્છા દર્શાવવાથી કે તે વખતની રીત રસમમુજબ, નાગબાઇના દીકરાની વહુ, રામંડળિકને ચાંલ્લો કરવા હાથમાં કંકાવટી અને અક્ષત લઇને આવી. પૂર્વાભિમુખે બેઠેલા રાજાને ચાંદલો કરવા જતાં રાજા ઉત્તર તરફ મોઢું કરીને બેઠા. એટલે પુત્રવધૂ તે દિશામાં તેને ચાંદલો કરવા ગઇ, પરંતુ ત્યાંથી પણ ફરીને રામંડળિક પશ્ચિમ તરફ મોઢું કરીને બેઠા. વહુ બિચારી તે તરફ વળી તેને ચાંદલો કરવા ગઇ, પણ અફસોસ ! સત હજારવાર અફસોસ ! કે રાજાએ પુત્રવધૂ તરફ કુદૃષ્ટિ કરી અને દક્ષિણ દિશા તરફ ફરીને બેઠા. વહુ તરતજ સાસુ તરફ પાછી ફરી અને બોલી કે આઇ ! રાજાતો ફરતા છે. નાગબાઈ બોલી કે

વડુ! ૮ તેનું મન સમજી ગઇ છુ "રાજા ફરતો નથી પણ તેનો દિવસ ફરતો છે' સખેદ લખવુ પડે છે કે પોતાની પુત્રી સમાન ચૈતની સ્ત્રીઓ ઉપર જ્યારે પિતા સમાન રાજાની કુદષ્ટિ થાય ત્યારે તો તેનો દિવસ ફરતો-મોડો જ આ એ સમજવુ

૫—ચારણીયાણી દેવી કહેવાય છે અને તેમા પણ નાગબાઇની પવિત્રતાએ તેના કુળને એટલુ બધુ ઉજ્વળ બનાવ્યુ હતુ કે તે કાળે તે પ્રદેશમા નાગબાઈ જોગમાયા તુલ્ય ગણાતી હતી. નાગબાઇને રાજાના આવા દુષ્ટ ઇરાદાની પ્રથમથી ખબર નહોતી તેણેતો પવિત્રતાથી માની લીધુ હતુ કે કુળગુરૂ જેવા ગણાતા ચારણને ત્યા મહેરબાનીની નિશાની તરીકે રાજાજીની આ પધરામણી થતી હતી રામમંડળીક પણ મૂળે ઘણો પવિત્ર રાજા હતો કાવડીઆ રાખી ઠેઠ ગંગાજીથી તે પોતાને માટે ગંગાજળ દરરોજ મંગાવતો હતો તેના એક મિત્ર વીજાને રક્તપિત્તનો રોગ હતો તે તેના સ્પર્શથીજ મટી ગયો હતો છતા જ્યારે માણસની મતિ ભ્રષ્ટ થાય છે ત્યારે કઇ બાકી રહેતુ નથી સારાસારનો વિચાર કરવા પણ તે વખતે તેનું ભેજુ કામ કરતુ નથી. જોગમાયા જેવી નાગબાઇની પુત્રવધૂના રૂપનાં વખાણ બદમાસ હજુરીઆએ કરવાથી તેના કાનમાં ઝેર રેડાયુ ને તેને નજરે જોવા તથા પાછળથી પોતાની સાથે જુનાગઢ ઉપાડી લાવવાને માટે તે મોણીએ આવ્યો હતો

૬—રાજાની કુદષ્ટિથી એ વખતે નાગબાઇને તથા તેના સ્વજન કુટુંબીઓને રૂંવેરૂંવે ક્રોધ વ્યાપી રહ્યો. સૌરાષ્ટ્રના લોકો આજે પણ પોતાના રાજાનું માન જાળવવામા ઘણો આનંદ માને છે તો પછી હાલની સ્વાર્થપરાયણતા વાળી સ્વતંત્ર હવાથી દૂર રહેલા તે વખતના જુના માણસો રાજાનું માન જાળવે તેમા નવાઇ નથી તેથી રાજાને ત્યા ને ત્યા તેઓએ પુરો કરી ન નાખ્યો ને જીવતો ને જીવતો ઘેર જવા દીધો જેથી લોહીનુ એક બિન્દુ તો ન પડ્યુ, પણ ક્રોધવેશમા જોગમાયા નાગબાઇએ કહ્યુ કે—

ગંગાજળ ગદેશા પડ તાંરૂ હુતુ પવિત્ર
વીજાને રગત ગયા પણ મને તો વાગા મંડળિક

અને શાપ આપ્યો કે—

ગઢ જુનાણી પોળ દામો કુંડ દેખીશ નહિ
રતન પડશે રેગ તેદી મું સભારીશ મંડળિક
જાશે રાની રીત શરપણ રેશે નહિ
ભમતો માગીશ ભીખ તેદી મું સભારીશ મંડળિક
ભૂંડો રાજા ભીંત નાગાઇને નમ્યો નહિ
મંદિર ઠેકાણે મસીત મું સભારીશ મંડળિક
નહિ વાગે નિશાન નકી બહુ કનશે નહિ
ઉમટશે અસરાણ તેદી મું સભારીશ મંડળિક!

૭—સતીના આ શાપનુ પરીણામ એ આવ્યુ કે મહમદ બેગડાએ રામમંડળિકને હરાવી મુસલમાન કર્યો અમદાવાદમાં તેની કબર આજે પણ કંઇક ઓળખાતી હોવાનું મારા પરમપૂજ્ય ગુરૂજી મને કહેતા હતા

"ભ્રષ્ટ થયુ તેનો શતમુખ વિનિપાતજ નિર્મેલો

રાજકોટ — બ્હેન નિર્મળા.

# અભયકુમારી.

ગ્રીષ્મઋતુની રળિયામણી સાંજ હતી. ચિતોડના ગગનચુંબી મહાલયોનાં શ્વેતશિખરો પ્રત્યેક દૃષ્ટિનું આકર્ષણ કરતાં હતાં. નીચે આવી રહેલો મનહર બગીચો શોભામાં વૃદ્ધિ કરતો હતો. ફુવારાનાં મન્દ નિર્મળ જળકણોથી જમીન અને વનસ્પતિ તાજી બનતી હતી. વૃક્ષોની કુંજોમાં અસંખ્ય પક્ષીઓના મીઠા મંજુલ કલરવના પડઘા પડતા હતા. જમીનપર સુગંધમય પુષ્પો પથરાયાં હતાં. ઝાડપર સુન્દર ફળો લટકી રહ્યાં હતાં. દૂરથી દેખાતી ઉંચી નીચી ટેકરીયોનો ઢોળાવ, ને ઝાડપાનની સુન્દર લીલાશ શોભાની ન્યુનતા પૂર્ણ કરતાં હતાં. કોઇ પણ ભાષામાં સંપૂર્ણ વર્ણવી ન શકાય એવી સર્વત્ર પથરાયલી કુદરતી સૌંદર્યતા અંતઃકરણને આહ્લાદ આપતી હતી. શાંતી પ્રસરાવતી હતી.

આ સમયે એક ઉંચા બુરજ પર મુગ્ધ વયની રજપુત કુમારી, ત્યાંથી ઘણે દૂરનાં મેદાનમાં કે જ્યાં ચિતોડના મહારાજા અને દિલ્હીના સુલતાન અલાઉદ્દીનના લશ્કર વચ્ચે રણજંગ રોપાયો હતો, તે તરફ અનિમિષ દ્રષ્ટીએ નિહાળી રહી હતી. "બેટા અભય!" એક પ્રૌઢ વયની સુન્દરીએ ઉભેલી બાળાના ખભા પર હાથ મૂકતાં પ્રશ્ન કર્યો "શું કરે છે ?" "માજી આ રહી." બાળાએ ચમકીને પોતાની મનોવૃત્તિ છૂપાવવા યત્ન કરતાં સાવચેત થતાં પ્રત્યુત્તર આપ્યો. માતાની દ્રષ્ટી પણ સ્વાભાવિક રીતે જ લડાઇના મેદાન તરફ ખેંચાવા લાગી. બન્ને મૌન થયાં. "માતા!" ઘડી પછી પુત્રીએ શાંતિનો ભંગ કર્યો ", મ્હારા પિતાજી શું કરતા હશે ?" "હું ધારૂં છું કે અત્યારે વિશ્રાંતીમાં હશે." "અને બન્ને ભાઈઓ ?" "તે પણ વિશ્રાંતિમાં ત્હારા પિતા પાસેજ હશે" "અને બીજા બધા સરદારો ?" શરમાથી અભયે પ્રશ્ન કર્યો. માતાનાં સ્ત્રીહૃદયને મુગ્ધબાળાની મનોવૃત્તિ સમજી જતાં વાર લાગી નહિ. તે પુત્રીની પીઠપર સ્નેહથી હાથ ફેરવતી બોલી "બેટા! સર્વ સરદારો પણ અત્યારે વિશ્રાંતિમાં જ બેઠા હશે, આનંદ કરતા હશે. પ્રાચીન શુરવીરોનાં યશોગાન ચાલી રહ્યાં હશે, અને પોતાનાં વિખુટાં પડેલાં વ્હાલાંઓનું મીઠું સ્મરણ કરતા હશે." અભયકુમારીના પારદર્શક ચહેરા પર લજ્જાની લાલી ચડી આવી. એટલામાં યુદ્ધના મેદાનમાંથી સ્વાર આવ્યો ને ખુશ ખબર આપ્યા કે " યુવાન સરદાર વિજયકુમારનાં સાહસિક પરાક્રમથી મહારાજાનો વિજય થયો છે, અને ત્રીજે દહાડે પ્રભાતમાં પોતાનાં સૈન્યને સરદારો સહિત મહારાજા શહેરમાં આવી પહોંચશે."

અભયકુમારી ચિતોડના મહારાજાની કુમારી હતી. તેનો વિવાહ બહાદુર યુવાન સરદાર વિજયકુમાર સાથે થયો હતો, પરંતુ અણધાર્યા યુદ્ધ પ્રસંગને લઇને તુરતમાં લગ્ન મુલતવી રહ્યાં હતાં. અને રણસંગ્રામ પૂર્ણ થયે લગ્ન થવાનું નક્કી થયું હતું.

૨.

જોતજોતામાં બે દિવસ પસાર થઇ ગયા. અભય પ્રેમ અને લજ્જાયુક્ત હર્ષથી તેના અવિવાહીત પતિની આતુરતાથી રાહ જોતી હતી. મુગ્ધવય અને સૌંદર્યની સઘળી ખુબીયો તેના શરીરપર ફેલાઇ રહી હતી. વિજયકુમારને પ્રિય હતાં તેવાં પુષ્પોના હાર ને તોરા પોતાના પ્રથમ મિલને વિજયી પતિને આપવા માટે અત્યંત ચાતુર્ય વાપરી બનાવતી હતી. અને તે

ભવિષ્યના સમયને કલ્પનાથી કલ્પી આનંદી લજ્જાથી લજાતી હતી ક્ષણે ક્ષણે આગમનના માર્ગ પર આતુરતાથી દ્રષ્ટીપાત કરતી હતી

એવામાં જ તે આશાવતી મુગ્ધાને એકાએક ખબર મળ્યા કે એમ સરદારના દગાફટકાથી અચાનક વિજયકુમાર કપાઇ ગયો!! જે પુષ્પોની તે અતિ હોસથી માળા બનાવતી હતી, તે પુષ્પો તેના હાથમાં જ રહી ગયા અને મૃદુ વેલીની માફક તે ચૈતન્ય વિનાની પૃથ્વી પર પડી ગઇ ઘણે સમયે ઘણા ઉપચારોએ શુદ્ધિમાં આવી તેના ઉષ્ણ નિશ્વાસો આસપાસના પવનની લહેરોને ઉષ્ણમય ને કંપાયમાન કરવા લાગ્યા તે શોકોદ્દગાર કાઢતી બોલી ઉઠી—"મ્હારી લાંબા વખતની આશાનો આમ એમએમ નાશ કેમ ભયંકર છે? અસહ્ય થઇ પડે છે! અરે! આ સ્થિતિ હું સહન નહિ કરી શકું ત્યારે શું પ્રિય વિજય હું તમને ફરીને જોવા નહિજ પામું? જેને હું અતિશય પ્રિય હતી, અને જેને હું અતિ મમતાવાળી કાળજી અને ખંતવાળી મહેનતથી શોધું છું તે મ્હારી પ્રિયમુર્તિને ક્યાંય નહિ ભેટું? જે બાહુઓથી અનેક બળીષ્ટ શત્રુઓને જેર કર્યા છે, એવા વિજયી ભુજપાશમા હું નહિજ પડું?" તે ફરીથી મુર્છાગત થઇ પડી

પણ આમ કેમ બન્યું? રજપુતને મુસલમાનો વચ્ચે સલાહ થઇ હતી અને આજે એકત્ર જ્યાફત હતી સર્વ આનંદમાં નિશ્ચિત હતા દગલબાજ અલાઉદીન! તેના દગાનું અનુમાન પણ એકવચની રજપુત વીરોને આવી ન શક્યું એમએક બ્યુગલ ફુકાઇને મળી ગયેલી સુચના અનુસાર મુસલમાની લશ્કર રજપુતોને ઘાસની માફક કાપવા લાગ્યું—રજપુતો શુરા હતા જેઓ જ્યાં હતા ત્યાં છુટાછવાયા પોતાની સમશેરનો ઉપયોગ કરવા લાગ્યા હા! વિજયકુમાર! શુરા યુવાન! એકી સાથે બન્ને હાથે તરવાર ફેરવવા લાગ્યો અરે પણ આ શું? ત્રીસ ઉપરાંત દુશ્મનોથી વિજય ઘરાયો એકી સાથે સામટા પ્રહાર પડવા લાગ્યા છતા પણ! ધન્ય!! અભયના પ્રેમપાત્ર!! નામ દિપાવ્યું!! અર્ધ ઉપરાંત દુશ્મનો ધુળ ચાટતા કર્યા! પણ અરે આ શું? વિજય એકાએક કપાઈ જાય છે!!! અજાણ્યા છુપાઇ રહેલા દુશ્મનના ઘાથી ઘવાઈ નીચે પડે છે! છેડાયલા સિંહની માફક તેનો જાની મિત્ર કેસરી ત્યાં આવી પહોંચ્યો તલવાર વડે આસપાસ ઘુમતા દુશ્મનો સાફ કર્યા અને વિજયને છાવણીમા લાવ્યો પણ તેની છેલ્લીજ ક્ષણો હતી ગણુનીજ પળો હતી અજબ કરે એવી શુરવીરતા દાખવનાર કેસરીસીંહના નયનોમાથી આંસુ ટપકવા લાગ્યા તે આક્રંદ કરતો બોલી ઉઠ્યો—અરે મ્હારા પ્રિય મિત્ર! ત્હારા વિયોગના શોકથી મરી જતી અશ્રુપ્રવાહથી પીગળી જતી દીનગીરીથી પીડાતી અને ત્હારા અવસાનના ખબરથી ખીન્નતી યુવાનીમાજ કરમાઇ જતી ત્હારી પ્રેમાળ આશાવતી મુગ્ધા અભયને ત્હારા મૃત્યુ વિશે હું શો ઉત્તર આપીશ?" અભયના નામોચ્ચારે કુમારમા ચૈતન્ય રેલ્યું તે ઘણાજ ક્ષીણ સ્વરે ત્રુટક સાદે બોલ્યો—મિત્ર કેસરી! મ્હારી પ્રિય અભયને સદેશો આપજે કે ત્હારે પવિત્રપ્રેમ વધારે પ્રમાણમા મેળવવાના પ્રસંગ પહેલાજ—આપણે દંપતિના રસ્તાપર જોડાનાર હતા એવામાજ આજે હું આ લોક છોડુ છું તેને માટે ઉદાર દિલથી ક્ષમા કરજે! વધારે કંઇ કહેવાનુ નથી માત્ર કે જગતમા હરકોઈ મનુષ્ય કરતા વધારે સારી રીતે અમે અન્યોઅન્યના હૃદય પારખી શક્યા છીએ યુવાન કુમારના પ્રાણ પંચત્વ પામી ગયા

દગાથી ઉપર પ્રમાણે રજપુતોનો પરાજય થયો કેસરીને બોલાવીને મૃત્યુ શૈયાપરથી મહારાજાએ પાછળની વ્યવસ્થાની સુચના આપી વાતે સ્વર્ગસ્થ થયા ચિતોડની સુંદરીઓને

અગ્નીદેવને અર્પણ કરી કેસરીયાં કરવાના દઢ સંકલ્પ પર આવી ગાંઠ્યા રજપુતવીરો ચિતોડ તરફ પાછા ફર્યા.

૪.

ચિતોડગઢના મજબુત દુર્ગના મહાલયના ચોગાનમાં પવિત્ર અગ્નિ પ્રકટાવવામાં આવ્યો હતો. તે અગ્નિની આસપાસ બાળા, કિશોરી, મુગ્ધા, યુવતી અને પ્રૌઢઆદિ ભિન્નભિન્ન વયની રજપુત રમણીઓ એકઠી થયેલી હતી. સર્વત્ર લાલિત્ય, લાવણ્ય, અને સૌંદર્યની મનોહરતા પથરાયલી જણાતી હતી. સઘળું શાંત હતું. પંદર હજાર ઉપરનાં મનુષ્યોમાં ગંભીર મૌન પથરાયલું હતું. વૃદ્ધ પુરોહિત કે જે તેના ડહાપણ વિદ્વતા અનુભવ ને સદ્ગુણને લીધે એકી વખતેજ પુજ્યભાવ ને પ્રસંશા ઉત્પન્ન કરતો હતો, તેના શુદ્ધ મંત્રોચ્ચારના સ્વરો સ્પષ્ટ સંભળાતા હતા.

પરાજય થવાથી રજપુત રીવાજ અનુસાર શુરા રણવીરો કેસરીયા રંગના વાગા ને કેસરીયાં મંડીલથી વિભુષિત થઈ કેસરીયાં કરવાને સજ્જ થયા હતા, અને ૧૩૦૦૦ રજપુત સુન્દરીઓ અગ્નિદેવને શરણ જવાને તત્પર થઇ હતી.

જે ચોગાનમાં પવિત્ર અગ્નિ પ્રકટાવવામાં આવ્યો હતો તેની નજીકમાંજ વિસ્તૃત મેદાનમાં મોટી વિશાળ ચિતા ખડકવામાં આવી હતી; કે જે તેની વિશાળતાને લીધે એક ઇમારત જેવી જણાતી હતી. દરેક રમણીએ અગ્નિ પુજન કરવાનું હતું અને પછી તે અગ્નિ વડે ચિતા પ્રકટાવવાની હતી.

પ્રથમ મહારાણી અને પછી અનુક્રમે બન્ને કુમારોની પત્નિઓએ પુજન કર્યું. હવે અભયને આવવાનું હતું. ત્યારથી આગળ ધપાવવાને બદલે અભય પોતાને સ્થાને સ્થીર રહી. પુરોહિતે યાદી આપી. અભય સ્થાનેથી ખસી નહિ. ભોજાઇએ સાદ દીધો. નણંદ નિરુત્તર ને સ્થીર રહી. "અભય" માતાએ આશ્ચર્યથી અભય તરફ જોયું. અભય મૌનજ રહી. સર્વ અજબ થયાં. શું અભય અગ્નિથી ડરે છે? મૃત્યુથી નાસે છે? શા માટે તે અગ્નિ પુજનમાં વિલંબ કરે છે? કોઇ સમજી શક્યું નહિ. માતાએ પુનઃગંભીર સ્વરે આજ્ઞાની ઢબે કહ્યું "બેટા અભય! આગળ આવ." અભયકુમારી માતાના મોં આગળ ઘુંટણ મંડીએ પડી પણ આગળ વધી નહિ. રાજ્યકન્યાઅભય મૃત્યુથી ધ્રુજે? શુરવીર મહારાજાની કન્યા, વીરાંગનાની કુખે જન્મેલી બાળા! મૃત્યુથી ભય પામે! મહારાણીનો મિજાજ ગયો. તેનું આખું અંગ ક્રોધથી ધ્રુજવા લાગ્યું, મ્હેરો લાલ થયો અને ગુસ્સાથી કંપિત સ્વરે ભિષણ અવાજે તે બોલી–"અભય! તું મ્હારી!!" અભયે હાથ જોડ્યા અને અતિ નમ્ર સ્વરે બોલી "ક્ષમા કરો માતા! હું તમારી પુત્રી! મૃત્યુને હર્ષથી ભેટનારી તમારીજ કન્યા છું પણ"–"ત્યારે"? એટલાજ ક્રોધથી મહારાણીએ પ્રશ્ન કર્યો. અભયે જવાબ દીધો. "માતા હું વૈર લઇશ અને પછીજ મરણને શરણ થઇશ." "વૈર?" માતાએ કંઇક ઠંડાં પડતાં કહ્યું "શી રીતે?" તે દગાખોર મહમદના રક્તથી અસી ઓપાવીશ. જુસ્સાથી રાજકન્યાએ ઉત્તર દીધો, અને તેની દષ્ટિમાં દ્રઢતાનાં કીરણ ઝળક્યાં.

૫.

છાવણીમાંથી સરદાર મહમદનું અચાનક હરણ થયું. એક ચાલાક ઘોડેસ્વાર પવન વેગે તેને ઉપાડીને ચાલ્યો ગયો.

" દુષ્ટ દગાખોર ! ચેત ! લડવાને સજ્જ થા " લલિત સૌંદર્યવાન બાળા તરફ આશ્ચર્યથી હમદ જોઇ રહ્યો. તે બોલ્યો–"કઇ વીરાંગના સાથે લડવાનું સુભાગ્ય મહમદને પ્રાપ્ત થયુ છે ?" મ્હારી ઓળખાણુ માગે છે ? ત્હારા દગાનો ભોગ થઇ પડનાર સરદાર વિજયકુમારની હું અવિવાહિત પત્નિ છુ લડવાને તૈયાર થા વાતોમાં વખત ના ગુમાવ ' મહમદે જોયુ કે ડયા વિના છુટકોજ નથી વીરબાળા ને વીરયોદ્ધાનું દ્વંદ્વયુદ્ધ શરૂ થયુ

* * * * * * * *

"ત્હારા ઇષ્ટ દેવને યાદ કર" છાતીપર ઘુંટણુ રાખી ખુલ્લી કટાર તેની છાતીને અડકા તાં રાજકન્યાએ પોકાર કર્યો. પણ આ કોણ ? અભયની સમવયની યુવતી કોણ ! " પ્યારા મહમદ આ શુ ?" ત્વરાથી નજીક આવતી તરુણી આ ચિત્ર જોતાંજ બેશુદ્ધ થઇ નીચે તુટી ડી. પ્રિય આયેષાં !!" મૃત્યુના મુખમા સપડાયના મહમદે કહ્યુ " મ્હને ક્ષમા કર હું જાઉં છુ ' 'અભય આ દેખાવથી અજબ થઇ મહમદ પાસેથી જાણ્યુ કે તે મહમદની નવવિવા હિતા પત્નિ છે

આયેષાં તરફ જોતાં, તેની સ્થિતિ નિહાળતાં, મહમદના મૃત્યુ પછી આયેષાંના જીવનનો માતાના અનુભવ પરથી વિચાર કરતાં, ઉદાર હૃદયની રજપુત બાળાનો હાથ નરમ પડી ગયો. ણે મહમદને છોડી દીધો, અને જંગ મારી અશ્વપર સ્વાર થતાં તે બોલી—દગાખોર ! હારી પત્નિની ખાતર આજે તને જીવતદાન આપુ છુ તારા આજના જીવતદાન માટે કંઇ પણુ લાગણી થાય તો હવેથી દગા ફટકાથી ત્હારા શુરાતનને કલંકીત કરતો નહિ " પવનની ડી લ્હેરથી આયેષાં ધીમે ધીમે શુદ્ધીમાં આવી હતી તે તરફ જોતા તે બોલી—"બ્હેન ! સ્ત્રીનો પતિપ્રેમ સ્ત્રી હૃદય સમજી શકે છે, પતિવિયોગનુ દુખ સ્ત્રી હૃદય જાણી શકે છે, અને પતિ પાછળ ભયકર કષ્ટમય જીવન પણુ સ્ત્રી હૃદય સમજી શકે છે તે સર્વ નથી સમજી શકતા આવા નિષ્ઠુર હૃદયના પુરૂષોજ ! ' મહમદ તરફ તિરસ્કારથી હાથ લબાવતી તે આગળ બોલી—જે અનુપમ રત્ન ત્હારા દગાથી નાશ પામ્યું છે, જે આશાર્ંત બે જીગરો ત્હારા ગાથી ચીરાઇ ગયા છે—નષ્ટ થયાં છે, તેમાનાંજ એક ઉદાર હૃદયની ઉદારતાથી આજે તુ બચ્યો છે એ યાદ કરવા અને તે પરથી ત્હારા હૃદયને પ્રતિક્ષણુ શરમ અને ક્ષોભ પમાડવા હે મહમદ તુ લાંણુ આયુષ્ય ભોગવ " થોડા શબ્દોમા પણુ આ ઠપકો એવો તો પ્રબળ ને તીક્ષ્ણુ હતો કે તેણે મહમદના હૃદયને શોક ને શરમથી પીગળાવી નાખ્યુ અભયના શબ્દો સાથે મહમદના મોંનો રંગ બદલાતો ગયો તેની મુખમુદ્રા ક્ષોભ પામી તે ક્ષોભ મટાડવાને માટે તે આડુ જોવા ગયો તો તેની દ્રષ્ટી આયેષાંની નજર સાથે મળી આયેષા મૌન હતી, છતાં તેનાં નયનનો સ્નેહ મિશ્રિત ઠપકો જણાઇ આવતો હતો

પવિત્ર અગ્નિથી ચિત્તા સળગાવવામા આવી હતી આતુર દ્રષ્ટીએ અભયની રાહ જોવાતી હતી તેજ ક્ષણે અભય આવી પહોચી અને માતાના ચરણુમા નમી પડી ' બેટા કામ પુર્ણ થયુ ? " માતાએ સ્નેહથી પ્રશ્ન કર્યો અભયે જવાબ દીધો, માતા એક અબળા–મહમદની નવવિવા હિતા પત્નિની ખાતર પકડાયલા સપૂર્ણ રીતે કબજામા આવેલા દુસ્મનને જીવતદાન આપ્યુ " "ધન્ય મ્હારાં રત્ન" પુત્રીના ઉદાર કૃત્યથી સંતોષ પામીને માતાએ અતિ પ્રેમથી ચુબન કર્યું મહારાણી ચિતા પર ચડ્યાં અને તેને પગલેજ વગર વિલબે નિર્ભયતાથી અભય અને તેમની

પાછળ ૧૩૦૦૦ (તેર હજાર) રજપુત સુન્દરીયો ચિતાપર નિયમિત સ્થાને ગોઠવાઈ ગઇ. સર્વત્ર ગાંભીર્ય ને દીલગીરી સુચક મૌન પથરાઇ ગયું.

કાષ્ટમાં અગ્નિ ચળકવા લાગ્યો, અને ધૂમાડાના ગોટેગોટા આકાશ તરફ ચાલવા લાગ્યા ! કેસરીઆંને માટે સજ્જ થયેલા વીરોએ પોતાનાં હથીયાર અવળાં પકડયાં તેઓની મુખમુદ્રા પર છવાઇ રહેલી વીરતાએ નરમ પડીને શોકનું રૂપ પકડયું. અને શોકાતુર ચહેરે તથા મન્દ પગલે તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

નિરકુંશ અગ્નિએ પોતાનું સ્વાભાવિક રૂપ પ્રકાસ્યું. ચિતા ભડભડાટ બળવા લાગી. અરે ! લેખીની આગળ ચાલતી અટકી પડે છે ! ! શા માટે આ હૃદયદ્રાવક ચિત્ર ચિતરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો ? સૌંદર્યની સાથે વિરત્વ નાશ પામ્યું અને તે સર્વથી વધારે કિમતી અનેક ઉમદા હૃદયો નષ્ટ થયાં.

માતૃભૂમિની વીર પુત્રીઓ ! તમારી કીર્તિનાં યશોગાન હજુએ ભારત સંતાનો ગાય છે. દુનિયાંની જંજાળ અને સંકટોથી તમે મુક્ત થયાં છો, અને અત્યંત કીર્તિમાન રસ્તે થઇને પરમ દયાળુ પરમાત્માના ચરણમાં પહોંચ્યાં છો. યાવત્ચંદ્રદિવાકરો–તમારી અમર કીર્તિ જળવાઈ રહો અને તમારા આત્માને શાંતિ મળો.

બ્હેન ર—.

---

## સતી જયમતી.

મેવાડ મારવાડ, અને ગુજરાતના કેટલાં સ્થળોનાં ઇતિહાસ જોતાં આપણને તેમાંથી સતી, સાધ્વી અને પતિવ્રતા સન્નારીઓનાં જીવન ચરિત્રો મળી આવે છે. આપણા પશ્ચિમ હિંદુસ્તાનની એ સાધ્વી નારીઓનાં ચરિત્રો ઉપરથી સ્ત્રીઓને ઘણું શીખવાનું મળે છે. જે દેશમાં પરાપૂર્વથી જે રીત રિવાજો ચાલ્યા આવે છે તે દેશમાં તેવાજ રીત રિવાજ પ્રમાણે નર, નારી અને બાળકો વર્તે છે. છતાં પણ તેવા ઇતિહાસો આપણા દેશમાં બ્હોળી રીતે ફેલાતા નથી. અને સ્ત્રીઓમાં, જોઇએ તેવી રીતે વંચાતા નથી. તેથી તેમના મન ઉપર જોઇએ તેવી છાપ પડતી નથી, જીવન ચરિત્રો, એ એક પ્રકારનાં નિર્જિવ પૂતળાં જેવાં છે. અને સજીવ મનુષ્યો વાંચે તો તે પોતાના અનુભવથી તેને સજીવ કરી દે છે. જ્યાં સુધી માણસને તેવું જ્ઞાન નથી ત્યાં સુધી તે નિર્જિવજ હોય છે. માટે તેવા નિર્જીવ ઇતિહાસો વાંચી તેમાંના દ્રષ્ટાંતો ધ્યાનમાં લેવાથી અજ્ઞાન–મનુષ્યો સજ્ઞાન અને સજીવ થઇ શકે છે. આજે હું મારી વાચક બ્હેનો સમક્ષ એક એવું દ્રષ્ટાંત મુકું છું, જે વાંચી તેઓ પતિભક્તિની હદ ક્યાં સુધી હોય છે તે સારી પેઠે જાણી શકશે.

આસામનો ઇતિહાસ વાંચવાથી જણાઇ આવે છે કે ત્યાં એક ઉચ્ચનારી ચરિત્ર, આદર્શ પતિવ્રતાનો જન્મ થયો હતો. અને તેણે પોતાની પતિભક્તિનો પ્રકાશ પાડી અનેક નારીઓને શીખામણ આપી છે. શિવસાગર જીલ્લાની, પ્રાતઃસ્મરણીયા રાણી જયમતીએ, સત્તરમી સદીમાં, સહિષ્ણુતા અને પતિવ્રતા ધર્મનું ઉજ્વળ દ્રષ્ટાન્ત દેખાડી અમરધામે ગમન કર્યું હતું. તે વાર્તા જગતના ઇતિહાસમાં અવલંબનીય છે. જયમતીનું અપૂર્વ વૃતાંત, ભૂતકાળની સીતા,

સાવિત્રી, દમયન્તિ વગેરે સતીઓનો પતિપ્રેમ આપણા હૃદયમાં જાગૃત કરી આપે છે અને આસામના પણ એક પ્રાચીન ગૌરવના શુભ દિવસની છાયા હૃદયમા ચિતરી આપે છે

ઇ સ ૧૬૬૩મા રાજા ચક્રધ્વજસિંહ આહોનના રાજસિંહાસન ઉપર બેઠા તેમણે સાત વરસ સુધી રાજ કરી સારી ખ્યાતી મેળવી, ઇ સ ૧૬૭૦મા મરણ પામ્યા ત્યાર પછીના કેટલાક દિવસો, આસામ રાજ્યને માટે, ભયકર રીતે વીત્યા છે તેજસ્વી; બુદ્ધિમાન અને બળવાન રાજાની ગેરહાજરીમાં, રાજનુ કામ એવુજ ઘોંઘાળાવાળુ ચાલે છે પ્રધાન સેનાપતિ વગેરે સૌ પોતપોતાની મરજી પ્રમાણે વર્તે છે અને છેવટે રાજ્યમા અવ્યવસ્થા થાય છે રાજા ચક્રધ્વજના મરણ પછી તેનો ભાઇ ઉદયાદિત્ય ૧૬૭૦મા ગાદીએ બેઠો ફક્ત બે વર્ષ રાજ કર્યા પછી દિવાનોએ તેને વિષ પાઇ મારી નાખ્યો ત્યાર પછી ઇ સ. ૧૬૭૨ થી ૧૬૭૯ સુધીના પાચ વર્ષમા જુદા જુદા પાચ રાજાઓ આહોનની ગાદીપર બેઠા. એમાના ત્રણને દિવાનોએજ મારી નાંખ્યા, એક રાજાએ આત્મઘાત કર્યો, અને એક રાજા રોગ થવાને લીધે મરણ પામ્યો ખરી રીતે તે રાજાઓ જાણે એક જાતના પુતળાજ જેવાજ હતા. એ પુતળાઓ અને રાજના દિવાન, સેનાપતિ વગેરે અમલદારો વચ્ચે એક જાતની રમતજ થતી! ઈ સ ૧૬૭૯ મા પર્વતીઆ વંશના ચૂકેરા રાજાના મરણ પછી દિવાન વગેરેએ ચામનડરીઆ રાજવંશના ચૂનિફ્ફા નામના રાજાને આહોનની ગાદી ઉપર બેસાડયો. ચૂનિફ્ફા, એ ન્હાની ઉમ્મરનો અને નબળા શરીરનો માણસ હતો. તેથીજ તેને સૌ 'લરા રાજા" કહેતા આસામી ભાષામા "લરા" નો અર્થ "બાળક" એવો થાય છે ઉમ્મર વધારે નહિ હોવા છતા પણ બાળક રાજા બુદ્ધિમાન હતો તેણે દેશની અને રાજની આગલી પાછલી રીતભાત તથા ઇતિહાસ જાણી લીધા તે ઉપરથી તેણે ચોક્કસ જાણ્યુ કે તેની જીદગી પણ ભયમા છે દિવાન વગેરે અમલદારો કોઇ પણ દિવસે તેનો જીવ લઇને બીજા કોઇ રાજાને ગાદી ઉપર બેસાડશે. બાળક રાજાએ આવા અનેક વિચારો કર્યા પછી ખાનગી હત્યારાઓની માફક તે રાજ્યમાં અને આસપાસ જેટલા રાજકુમારો હતા તેમને મારી નખાવવાનો અને શરીરનો કોઇ એક ભાગ કાપી નખાવવાનો વિચાર કર્યો. તેમજ તે પ્રમાણે કામપણ શરુ કરાવી દીધુ જુદા જુદા રાજકુમારોના શરીરના ભાગો—હાથ, પગ, નાક, કાન વગેરે કપાવી નાખ્યા—કોઇક રાજકુમાર મારી નાખી આ લોકમાથી પર લોકમા પણ મોકલાવી દીધા! દુર્બળ શરીરના રાજાઓ સ્વાભાવિક રીતેજ બીકણ કાયર અને અત્યાચારી હોય છે લરા રાજા પોતેજ દુર્બળ હતો તેથીજ આ પ્રમાણે કાયરના જેવુ અને દુષ્ટ કામ કરવાની શરુવાત કરી તેમ કરીને પોતે નિરાંતે રાજ ભોગવવાનો વિચાર કર્યો હતો.

તુગ ખુગીઆ વંશનો, ગોબર રાજાનો પુત્ર, ગદાપાણિ નામનો એક રાજકુમાર હતો તેનુ દેવ કાંતિ જેવુ તેજસ્વી શરીર, હાથનુ અસાધારણ બળ, હૃદયનુ અદ્ભુત સાહસ અને પ્રતાપ જાણી લરા રાજાને ઘણી બ્હીક લાગી ગદાપાણિ એટલો તો બળવાન હતો કે એક વખત એક ગાંડા હાથીને જ્યારે કોઇ પકડી શક્યુ નહિ ત્યારે તેણે તેનું પુછડુ દાંતવતી પકડીને અટકાવી રાખ્યો હતો બે ચાર માણસ વડે, આવા બળવાન પુરુષસિંહના શરીરનો કોઇ ભાગ કાપી નાખવાનુ અસભવીત જણાવાથી, લરા રાજાએ તેનો જીવ લેવાની મોટી ગોઠવણ કરી આ સમાચાર ગદાપાણિના કાને પહોચ્યા તેનુ હૃદય સાહસિક અને શરીરે બળવાન હતો તેથી તે જરા પણ બ્હીધો નહિ પણ ગદાપાણિની પત્નિ રાણી જયમતીએ પતિને રાજ્યમાથી

ન્હાસી, સંતાઇ જવાની સલાહ આપી. ગમેતેમ પણ પત્નીનું કોમળ હૃદય હતું. તેણે ઘણા કાલાવાલા કર્યા. પણ ગદાપાણિએ તે સલાહ માની નહિ. તેણે કહ્યું કે: "હું મરણથી બ્હીતો નથી. ત્હને તથા બાળકોને, એકલાં છોડીને હું કદી પણ ન્હાસી જઇશ નહિ." જયમતીએ કરૂણ શબ્દે કહ્યું કે: "નાથ! આપનું વીરહૃદય મૃત્યુની ભયથી કંપતું નથી. આપ મૃત્યુને તુચ્છ ગણો છો તે હું સારીપેરે જાણું છું. પરંતુ વિચારી જૂઓ કે આપને પકડીને મારી નાંખશે તો પછી અમારી શી વ્હલે થશે? આપનો જીવન દીપક ઓલવાઈ જશે તો આ દાસી એક ક્ષણ પણ જીવશે નહિં. ત્યારપછી આપણાં આ બે વહાલાં બાળકોનું શું થશે? તેથી મારી એજ વિનતી છે કે આપ, આ પાપી રાજ્ય છોડીને થોડા દહાડા ગુપ્ત રહો. થોડા દહાડા પછી, પરમેશ્વરની કૃપાવડે, સારા દિવસ આવશે અને ભાગ્યચક્ર બદલાઇ જશે ત્યારે પાછા આવજો. આપણી જીંદગી અમૂલ્ય છે, તેથી તેનું રક્ષણ કરવાની ખરેખરી જરૂર છે." એટલું કહેતાં કહેતાં સ્ત્રીએ પતિના બે પગ આગળ માથું મુકયું. નેત્રમાંથી પાણીની ધારાઓ ચાલી. ગદાપાણિએ પણ કેટલોક વિચાર કર્યો અને પત્નિના કરૂણા શબ્દોને માન આપી, ગુપ્તવેશે નાગા પર્વતમાં સંતાઇ ગયો. લરા રાજાને આ ખબર થતાંજ તેણે ગદાપાણિને પકડી લાવવા, મ્હોટા લશ્કર સાથે સેનાપતિને મોકલ્યો. પણ નિષ્ફળ થયો. લશ્કર બધું પાછું આવ્યું. તેમણે ગદાપાણિના સમાચાર કહ્યા. દુર્બળ શરીરનો કાયર રાજા ઘણો ગભરાયો. વખતે કોઇ એક દહાડો પણ તે તેનો શત્રુ થઇ પડશે જાણીને તેની શોધખોળ કરવા તૈયાર થયો. તેણે ગદાપાણિની પત્નિ પાસે દૂત મોકલી ગદાપાણિના સમાચાર પૂછાવ્યા પણ જયમતીએ પતિના કાંઇ સમાચાર આપ્યા નહિ. તેણે દુતેને કહ્યું કે: "મારા પતિના કોઈ સમાચાર હું કદી પણ આપી શકીશ નહિં." દુતને મોઢેથી આ વાત સાંભળતાંજ લરા રાજા ક્રોધે ભરાયો. તેણે જયમતીને બાંધી પકડી લાવવાનો હુકમ કર્યો. આજ્ઞા મળતાંજ સિપાઇઓ જયમતીને પકડી લાવ્યા. બાળક રાજાએ જયમતીને કહ્યું કે: "તારો સ્વામી ક્યાં સંતાયો છે તે સત્વર કહે. જો નહિં કહેશે તો નેતરની સોટીઓના માર વડે ચામડી ફાટી જશે, અને ત્હારો પ્રાણ જશે." જયમતી પણ વીરાંગના હતી તેણે ધૈર્ય રાખી અહંકાર બતાવતાં કહ્યું કે: "મારો પતિ ક્યાં છે તે વાત હું કદી પણ કહીશ નહિં, તે મેં દુતને મોઢેજ કહી દીધું છે. શા માટે બીજી વખત પૂછો છો? એજ મ્હારો અટલ, અચલ નિશ્ચય છે. ત્હારે જોઇએ તો શરીરના કટકેકટકા કરી નાંખ! ત્હારે જોઇએ તો નેતરવડે ચામડી ફાડી નાંખ! ત્હારી મરજીમાં આવે તેમ કર, શરીરને તું ગમેતેમ કરશે પણ મન એતો મારૂંજ છે. મનને કોઇથી પકડાય એવું નથી. આ ક્ષણભંગુર શરીર અમર રહેવાનું નથી. તે હું સારીપેઠે જાણું છું. તેતો એક દિવસ નાશ પામવાનુંજ છે. ભલે આજે પ્રાણ જાય પણ મારા પતિનો પત્તો બતાવીશ નહિં." બાળકરાજાએ હિત, અહિતનો કાંઈપણ વિચાર કર્યા વગર સિપાઇઓને હુકમ કર્યો કે: જયમતીને લઈ જાઓ, એકદમ એના પ્રાણ લેતા નહિ. નેતરના માર વડે શરીરની ચામડી ફાડી નાંખો. બહુ દુઃખ આપો. જ્યાંસુધી એના પતિનો પત્તો ના દેખાડે ત્યાંસુધી મારોજ કરો. ખૂબ દુઃખ આપીને પણ ગદાપાણિનો પત્તો મેળવો.

દુષ્ટ, નિર્બળ અને કાયર રાજાએ, બધાંને પોતાના જેવા બ્હીકણ સમજીનેજ જયમતીને માર મારવાની આજ્ઞા કરી. તેણે વિચાર્યું હતું કે: "નેતરના મારવડે દુઃખી થશે તેથી જયમતી તેના પતિનો પત્તો બતાવશે." પણ દિન ઉપર દિન જવા લાગ્યા. જયમતીને નેતરનો

માર પડવા લાગ્યો. તેના શરીરની ચામડીમાંથી લોહીની ધારાઓ છુટવા લાગી. આ લોહીવડે ત્યાં આગળ એક ન્હાની નદી વેહેવા લાગી. દુષ્ટ સિપાઇઓને જરાપણ દયા ના આવી. તેમ છતાં પણ જયમતીએ તેના પતી બતાવ્યો નહિ. બાળક રાજાના આવા અત્યાચારથી ગામના બાળક, વૃદ્ધ, સ્ત્રી, પુરૂષ સર્વ ત્રાહ્ય ત્રાહ્ય પોકારવા લાગ્યાં. સર્વનાં આંખોમાંથી આંસુ નિકળવા લાગ્યાં. દેશમાં એવો કોઇ બળવાન પુરૂષ નહોતો કે તે બાપડી જયમતીને છોડવે. રાજાના અમલદારો પણ મોહિ માહિના કલેશથી દૂર્બળ થઇ પડ્યા હતા. તેથી કોઇએ રાજાને અત્યાચાર અટકાવ્યો નહિ.

જયમતી ઉપર જે અત્યાચાર થતો હતો તે નાગ પર્વત, ઉપર રહેતા ગદાપાણિને કાને ગયો. તે સ્થીર રહી શક્યો નહિ. પત્નિ ઉપર આવો ત્રાસ થાય તે ક્યો પતિ સહન કરી શકે? ગદાપાણિ, પર્વતમાંથી ગુપ્ત વેશે નિકળી પાપી બાળ રાજાના રાજ્યમાં આવી પહોંચ્યો. જયમતીને આવીને ગદાપાણિએ કહ્યું કેઃ—" અરે રાજકુમારી! શા માટે નકામું આટલું બધું દુઃખ ભોગવે છે? ત્હારા પતિનું ઠેકાણું બતાવી દઇને સુખી થા." આ વખતે જયમની આંખો મીચીને ઇશ્વરનું અને પતિના ચરણનું ધ્યાન ધરી રહી હતી. એક તરફથી એક પછી એક નેતરના સપાટા પડતા હતા. શરીરની ચામડી ફાટી ગઇ હતી. લોહી રહ્યું નહોતું. હવે માંસ ઉપર સોટીઓ વાગતી હતી. તે બિચારી કોમળ સ્ત્રી હતી. તેનાથી સહન થતું નહોતું. તે વખતે તેણે ગદાપાણિના શબ્દો સાંભળ્યા. કોઇ ઓળખી લે એ બ્હીકથી ગદાપાણિ ચાલ્યો ગયો હતો વળી પાછો એક વખત ગદાપાણિ જયમની પાસે આવ્યો તેણે કહ્યું કેઃ—અરે દેવી! પતિની ખબર આપી દઇને શામાટે મુક્ત થતી નથી. નકામું દુઃખ ભોગવવાથી શું ફળ છે?" આ વખતે જયમતીએ ગદાપાણિને દીઠો અને ઓળખ્યો. તેને ઓળખતાંજ ઘણી ચિન્તાતુર થઇ." જેને માટે આટલું બધું કષ્ટ વેઠ્યું છે, આટલુ બધું અપમાન સહન કર્યું છે, તેની જીંદગીને માટે મારી જીંદગી અર્પણ કરી છે, તેજ જો હમણાં પકડાઇ જશે તો સર્વ ધુળધાણી થઇ જશે." આ વિચાર જ્યારે જયમતીનો પ્રાણ કમ્પી ઉઠ્યો બેહદ માર પડવા છતાં પણ જે ગભરાઇ નહોતી, ભાગો—હાર્‌:ખ થવા છતાં પણ જેણે શાંત મૂર્તિ ધારણ કરી હતી. અને તેવી સ્થિતિમાં પણ લોકમાંથી પર: ધ્યાન ધર્યું હતું તેને આ વખતે અધિરાઈ ઉત્પન્ન થઇ. તેનો બધો ઉદ્દેશ નકામો કાયર અને અત્નણી કહ્યું કેઃ મારા પતિનું ઠેકાણું હું કંઇ પણ બતાવીશ નહિ. તમે શા માટે જેવું અને દુષ્ટ કો છો? જાઓ અહિંથી ઝટ ચાલ્યા જાઓ. સતી સ્ત્રીઓ પતિને માટે બધું કર્યો હતો. ના કલ્યાણને માટે પત્નિએ પોતાના પ્રાણ સુદ્ધાં આપવા જોઇએ એજ

તુંગ ખુંગીઆ દ્દતિ પ્રેમ!" આ શબ્દો બોલતાં બોલતાં જયમતીએ ગદાપાણિના સ્હામુ તેનું દેવ કાંતિ જેવુ તેજસ્આંખના ઇસારામાંજ ત્યાંથી જતા રહેવા કહ્યું. ગદાપાણિ પત્નિના પ્રતાપ જાણી લરા રાજાને ઘણી બ્હીક તે તરતજ ચાલ્યો ગયો. જયમતી ઉપર નેતરના મારનો એક ગાંડા હાથીને જ્યારે કોઇ પકડી શ

ટકાવી રાખ્યો હતો. બે ચાર માણસ વડે લરા રાજાએ જયમતિ ઉપર ૧૪–૧૫ દિવસ કાપી નાંખવાનું અસંભવીત જણાવાથી, લ દીધું એક નેતર વાગતાં શરીર થરથરી જાય છે, આ સમાચાર ગદાપાણિના કાને પહોંચ્યા. ાં માણસ કેવું થઇ જાય? સાધ્વી, પતિવ્રતા જય. તે જરા પણ બ્હીધા નહિ. પણ ગદાપા પણ તે ડગી નહિ. તે બ્હીધી નહિ. ૨૧–૨૨

સ સુધી અતિશય દુઃખ સહન કર્યા પછી છેવટે તે પતિવ્રતા રમણી આ જગત્ છોડી ર્ગે ગઈ. જગતમાં અતુલ સહનશક્તિ, અને પતિવ્રતપણું બતાવી, પોતાની કીર્તિનો મર સ્તંભ રાખી, જગતની સ્ત્રીઓને માટે શીખામણ મૂકી, જયમતી સતીઓના અમર-ામમાં ગઇ. જ્યાં સીતા, જ્યાં સાવત્રી, જ્યાં જયમતી જેવી અનેક મહાસતીઓ હતી ત્યાં ાી ગઈ. આ ક્ષણભંગુર પૃથ્વી ઉપર માત્ર તેની કીર્તિ અચલ, અમર રહી ગઇ.

સાધ્વી પતિ જયમતીના સ્વર્ગે જવાના સમાચાર ગદાપાણિને કાને પહોંચ્યા. તેણે જરા પણ ઢીલ કર્યા વગર લરા રાજાના દુષ્ટકર્મનું ફળ આપવાનો નિશ્ચય કર્યો. પર્વતમાંથી રાજ્યમાં વ્યો. અને સેનાપતિ તથા મ્હોટું લશ્કર લઇને લરા રાજા ઉપર ચઢાઇ કરી તેને પદભ્રષ્ટ ર્યો અને પોતે તેજ સિંહાસન ઉપર બેઠો. લરારાજાનો વધ કરીને તેના પાપનો બદલો આપ્યો . ગદાપાણિ, ગદાધરસિંહનું નામ ધારણ કરી રાજ ચલાવતો હતો. ઈ. સ. ૧૬૮૧ થી ૬૯૫ સુધીના ૧૪ વર્ષ સુધી સારી પેઠે પ્રજાપાલન કરી રાજ ચલાવ્યા પછી ગદાધરસિંહે સ્વર્ગે ગમન કર્યું. ઈ. સ. ૧૬૯૫ માં તેનો મ્હોટો પુત્ર લાઈ ગાદી ઉપર બેઠો. એજ લાઇ આસામનો પ્રસિદ્ધ રાજા રૂદ્રસિંહ હતો. તેણે પોતાની માતાની કીર્તિનું હમેશાં સ્મૃતિ રાખવા માટે, જે સ્થળે જયમતીને બાંધીને મારી હતી તેજ સ્થળે એક મ્હોટું તળાવ ખોદા-વ્યું અને તેનું નામ "જયસાગર" પાડ્યું. અને તેના સ્હામું જયદોલ નામનું એક સુંદર મંદિર બંધાવી માતૃભક્તિ બતાવી આપી હતી. શિવસાગર જીલ્લામાં, જયસાગરનાં સ્વચ્છ જળ, વાયુ આવતાં, નાચતાં નાચતાં, જયમતીની કીર્તિ કથા, રૂદ્રસિંહની માતૃભક્તિ અને આસામનું એક અપૂર્વ ગૌરવ બતાવી આપે છે.*

સૌ. મણિબાઈ મહેતા.

મુંબાઇ

---

## સતી સંયુક્તા.

આજથી સાતસો વરસની ઉપર થોડી મુદત પૂર્વે થઇ ગએલા મુસલમાન સરદાર મહ-મુદ ગીજનીના પછી બીજા મુસલમાન સરદાર મહમદ ઘોરીએ ભારતવર્ષ ઉપર ચ્હડાઇ કરી હતી. આ ચ્હડાઇનું કારણ રાજા જયચંદ્રની મુર્ખતા હતી—કે જેનું ફળ એ આવ્યું કે ભારત વર્ષ એકદમ મુસલમાનોના હાથમાં ચાલ્યું ગયું. રાજા પૃથ્વિરાજ અને મહમદ ઘોરીની લડાઇ અદ્યાપિપર્યંત પ્રસિદ્ધ છે. જયચંદ્રે ઘણુંજ ખરાબ કામ કર્યું હતું એમાં બીલકુલ સંશય નહોતો. આ બાબતમાં મૂળ કારણરૂપ ત્હેની પુત્રી સંયુક્તા હતી.

જયચંદ્ર કનોજનો રાજા હતો. ત્હેને એક સંયુક્તા નામની સ્વરૂપવાન કન્યા હતી. તે ઘણીજ ગુણવતી અને વિદ્યાકળામાં નિપુણ હતી. એનાં રૂપ અને ગુણાનુવાદ સાંભળી ઘણે ઠેકાણેના રાજાઓ પણ ત્હેની સાથે વિવાહ કરવાની મનોવાંચ્છના રાખતા હતા. જયચંદ્રે એક રાજસૂયજ્ઞ કર્યો અને તે બહાનાથી સ્વયંવર રચ્યો. તથા દૂર દેશના સર્વ રાજાઓ સ્વયંવરમાં એકઠા થયા. પરંતુ ફક્ત પૃથ્વિરાજે આ સભા મંડપમાં ભાગ લીધો નહીં—હાજરી આપી નહીં. તેથી જયચંદ્ર ત્હેના ઉપર ઘણોજ ગુસ્સે થયો. અને ત્હેને નીચો—હલકો પાડવાને ત્હેણે ત્હેની મૂર્તિ બનાવરાવી સભામંડપના દ્વાર નજીક દ્વારપાલની જગ્યાએ રાખી.

---

* હિંદી ઉપરથી.

સ્વયંવરનો આરંભ થયો. એટલે જયચંદ્રની આજ્ઞાથી સુન્દરી સંયુક્તા પુરો શ્રૃંગાર સજી મંડપમાં પધારી. આ તરફ સભા મંડપમાં પધારેલા સર્વ રાજાઓ ત્હેને ધારીધારીને જોવા લાગ્યા. આ સુંદરીએ પણ એક વખત ચારે તરફ દૃષ્ટિપાત ફેંક્યો, અને પછી એક તરફ આગળ વધી. ફરતી ફરતી જ્યાં પૃથ્વિરાજની મૂર્તિ રાખી હતી ત્યાં આવી પહોંચી અને તે થોડી પળ ઉભી રહી. અને મહારાજા પૃથ્વિરાજની મૂર્તિને ઓળખી વરમાળા તે મૂર્તિના ગળામાં હર્ષભેર પહેરાવી. એનો પ્રેમ સાચો હતો. વળી પૃથ્વીરાજનો પણ ત્હેના તરફ સ્નેહ હતો. આથી સતી સંયુક્તાએ પોતાનો પ્રેમ નીભાવ્યો. અને પિતાના વેરનો વિચાર કરીને પણ તેણે સતીત્વ છોડવાનું કબુલ કર્યું નહીં. આ બનાવ જોઇ આખી સભામાં હાહાકાર વરતાઈ રહ્યો. રાજા જયચંદ્રનો ક્રોધ ઠેકાણે રહી શક્યો નહીં. ક્રોધના કારણથી ત્હેની બુદ્ધિ ભ્રષ્ટ ગઇ. ત્હેણે પોતાના પ્રધાનને સંયુક્તાને કેદ કરી સભા મંડપમાંથી લઇ જવાની આજ્ઞા કરી. રે! ક્રોધથી શું શું હાનિ નથી થતી? સારા ખોટાનો તે વખતે વિચાર રહેતો નથી. પિતાએ પોતાની પુત્રીને કેદ કરી દીધી. ક્રોધનું આ પહેલું વિષ ફળ ફળ્યું. પૃથ્વિરાજે જ્યારે સર્વ સમાચાર સાંભળ્યા ત્યારે ત્હેના ક્રોધની આગ સળગી ઉઠી. ત્હેણે તરતજ એક મોટી સૈના લઇને કનોજની તરફ કૂચ કરવા માંડી. જયચંદ્ર પણ મુકાબલો કરવાને રણભૂમિ ઉપર આવ્યો. બન્ને તરફથી તુમુલ યુદ્ધ થયું. અત્યંત રણવીર સીપાઇઓ કંઇકને રણભૂમિ ઉપર હમેશને માટે સુવાડી દઇ, પોતે પણ ત્હેમની સાથે સુતા. પૃથ્વીરાજ સંયુક્તાને લઈ એકદમ દિલ્હી તરફ ચાલ્યો ગયો. લ્હડાઈમાં તે જીત્યો હતો. દિલ્હી જઇ ત્હેણે સંયુક્તા સાથે મ્હોટી ધામધૂમથી લગ્ન કર્યાં.

આ લડાઇથી જયચંદ્રને એટલી બધી બીક પેસી ગઇ હતી તે ફરીથી લ્હડાઇ કરવાની તે હિંમત કરી શક્યો નહી. પરંતુ તેના હૃદયમાં જે ક્રોધની આગ સળગી રહી હતી ત્હેનું પછીથી અત્યંત ખરાબ પરિણામ આવ્યું!

લગભગ આ વખતે જ મહમદ ઘોરીએ ચઢાઇ કરી. આ દુષ્ટ મુસલમાન સરદાર ઘણોજ અત્યાચારી હતો. ત્હેણે સેંકડો મંદિરોનો, મૂર્તિઓનો, નાશ કરાવ્યો. આખાં ગામોનાં ગામો બાળી ભસ્મિભૂત કરી નાંખ્યાં. વળી સ્ત્રીઓને દાસીઓ કરી લઇ ગયો અને ત્હેમના સતીત્વને નષ્ટ કર્યું. દિલ્હીશ્વર પૃથ્વિરાજ સાચો રજપુત અને ધર્મવીર હતો. એણે સર્વ રાજાઓને (જયચંદ્ર સિવાય) મુસલમાનો સામે યુદ્ધ કરવાને આમંત્રણ કર્યું. સર્વ રાજાઓ ઘણી ખુશીથી પૃથ્વિરાજની સરદારી નીચે રહીને મુસલમાની લશ્કર સામે યુદ્ધ કરવાને આવ્યા. તિરાવતીના મેદાનમાં હિંદુ અને મુસલમાનો વચ્ચે ભયંકર યુદ્ધ થયું. હજારો મુસલમાન જમીનદોસ્ત થઇ ગયા. મહમદ ઘોરી જીવ બચાવી ન્હાશી ગયો. અને ક્ષત્રિઓએ વિજયનો ડંકો વગાડ્યો. પૃથ્વિરાજનું નામ દેશદેશમાં ફેલાઈ ગયું.

દુષ્ટ જયચંદ્ર પોતાના દુશ્મનનાં યશોગાન સાંભળી શક્યો નહી! તેથી તે તેના નાશનો ઉપાય શોધવા લાગ્યો. જ્યારે ત્હેને કંઇ ન સુઝ્યું ત્યારે ત્હેણે એક મ્હોટો નીચ વિચાર અમલમાં મૂક્યો. તે પોતેજ પોતાના દેશનો—સ્વભૂમિનો—પ્રિયમાતાનો દુશ્મન થઇ ગયો. ત્હેણે ભારત ઉપર ફરી ચ્હડાઇ કરવાને માટે મહમદ ઘોરીની પાસે દૂત મોકલ્યો. અને તે સાથે કહાવી મોકલ્યું કે;—હું આપને સહાયતા કરવાને સર્વ રીતે તૈયાર છું. મ્હેં અહીંના કેટલાક રાજાઓને પૃથ્વિરાજ વિરૂદ્ધ ઉશ્કેરી મુક્યા છે અને હવે ત્હેની સાથે રણસંગ્રામમાં કોઇ રહેશે

નહીં. આ અવસર સારો છે માટે આપ અત્રે સત્વર પધારો. ક્રોધનું આ બીજું વીષ ફળ્યું! આ વખતે મહમદ ઘોરીને અવર્ણનીય આનંદ થયો. તે જયચંદ્રના જણાવ્યા મુજબ લ્હડવા જવાની તૈયારી સત્વર કરવા લાગ્યો. તરતજ તે એક મ્હોટી સેના લઇ દીલ્લી નજીક ચાલી નીકળ્યો. જયચંદ પણ ઘણોજ ઉત્સુક થઇ ગયો. તે પણ પોતાની સેના સહિત યમુના કિનારે મુસલમાન સૈનાની વાટ જોઇ રહ્યો હતો.

મુસલમાનોની સેના આવી પહોંચી. સાંજનો સમય થયો, હજુ લ્હડાઇ શરૂ થઇ નથી. જયચંદ્ર પોતાના તંબુમાં બેઠો બેઠો કંઇ વિચાર કર્યા કરે છે. એટલામાં એક સિપાઇ ત્યાં આવી પહોંચ્યો અને હાથ જોડી કહેવા લાગ્યો;—"મહારાજ! શત્રુની સૈનાનો એક નવ જવાન સીપાહી આપનાં દર્શન કરવા માટે બ્હાર પાસે ઉભો છે. શું આજ્ઞા આપો છો?" જયચંદ્રે પૂછ્યું;—"હેને શું જોઇએ છીએ?" ઉત્તરમાં સૈનિક કહ્યું કે;—"તે શત્રુની સેનાનો દૂત છે. કંઇ સંદેશો લાવ્યો છે. આ કારણથી હેને હું મહારાજાના તંબુ સુધી લાવ્યો છું." રાજાએ હેને અંદર આવવા દેવાની આજ્ઞા આપી. એક તરૂણ સૈનિકે તંબુમાં પ્રવેશ કર્યો. અને આવીને મહારાજના ચરણો પાસે પડયો. જયચન્દે ચકિત થઇ જોયુતો માલુમ પડયું કે તે સૈનિક નહીં પરંતુ સૈનિકના વેષમાં સંયુક્તા છે. હેણે કહ્યું—"પૂજ્ય પિતાશ્રી! હું આપણા દેશને માટે ધર્મ યુદ્ધ કરવાને જાઉંછું. આથી આપનો આશીર્વાદ લેવા આવીછું. માત-પિતાના આશીર્વાદ સિવાય કાર્ય સફળ થતું નથી." જયચંદ્ર એક મૂર્તિની માફક પાંચ મિનિટ સુધી કંઈ પણ બોલ્યા વિના વિચાર કરતો બેસી રહ્યો. કંઈક વિચાર કરી તે બોલ્યો; "સંયુક્તા! આ સર્વનું કારણ તુંજ છે. અહીંથી ચાલીજા. હવે વખત વીતી ગયો છે." સંયુક્તાએ ફરીથી કરગરતાં કહ્યું;—"પિતાશ્રી! રહેજ આપણા દેશ તરફ તો જુઓ. સ્ત્રીઓની નજર કરો કે જેઓનું સતીત્વ નષ્ટ કરવાને માટે આ વિદેશી આવ્યા છે. વળી આપણાં દેવસ્થળો, મંદિરો વિગેરેનું તેઓ ખંડન કરવાની ઇચ્છા રાખે છે. શું આપણા દેશની દુર્દશા થતી હમારાથી જોઇ શકાશે—જોઇ ખમી શકાશે! શું હમારા પત્થર જેવા હૃદયમાં આપણા દેશને માટે—આપણી માતાને માટે યત્કિંચિત્ માત્ર પ્રેમ નથી?"

હેણે બીચારીએ જયચંદને ઘણુંએ સમજાવ્યું પણ હેણે ધ્યાનમાં લીધું નહીં. રાજપુત્રીએ ફરીથી ઉભી રહી વિનિત ભાવે કહ્યું;—"શું મ્હારી પ્રાર્થના નિષ્ફળ જશે? શું મ્હોં લઇ હું અહીંથી નિરાશ થઇને જઇશ?" જયચંદ્રે હેની એક પ્રાર્થના પણ સાંભળી નહીં. છેવટ આ વીર બાલા સિંહ સમાન ગર્જના કરી બોલી;—"પિતાશ્રી! આપ અમારાં પૂર્વજોનું અપમાન કરતાં પહેલાં આ આપની પુત્રીનો વધ કરો. ધિક્કાર છે, હજારવાર ધિક્કાર છે, કે આપ મુસલમાનોના હાથે આપણાજ દેશને લુંટાવો છો!"

દુષ્ટ જયચંદ્ર પુત્રીના આ મર્મપ્રહાર સહન કરી શકયો નહી. હેણે અત્રેથી હવે ચાલ્યા જવાનું ઉચિત ધાર્યું. તે ઉઠયો અને તંબુમાંથી બહાર નીકળી કેટલાક સિપાઇઓને આજ્ઞા કરી કે સૈનિક (સંયુક્તા)ને પાછી તેને સ્થાને પહોંચાડી દો. આમ કહી તે ઘોડેસ્વાર થઈ મુસલમાનોની છાવણીમાં ચાલ્યો ગયો. સંયુક્તા પિતાની રાહ જોઇ પા કલાક પછી નિરાશ થઇ, ચુપચાપ પોતાના પતિના મુકામ તરફ ચાલી ગઇ.

* * * * *

પૃથ્વિરાજ જાણતો હતો કે આ વખત યુદ્ધમાં વિજય મળનાર નથી. છતાં પણ તે

પોતાની હીંમત હારી ગયો નહીં. રણસંગ્રામમાં જતાં પતિ પત્નિનો મેળાપ થયો. વિદાય થતી વખતે મહારાજાએ મહારાણીને કહ્યું;-" પ્રિયે! નિશ્ચિંત રહે. જ્યાંસુધી મ્હારામાં પ્રાણ છે ત્યાં સુધી હું રણથી વિમુખ નહીં થાઉં. હું મ્હારા દેશને માટે-મ્હારી ભારતભૂમિ માટે, મ્હારા પ્રાણનું બળિદાન આપીશ. અને મ્હને વિશ્વાસ છે કે મ્હારો પ્રેમમય સૈનિક (સંયુક્તા) પણ તેમજ કરશે. હું આપણા દેશના ગૌરવની રક્ષા કરીશ."

મહારાણીએ ઉત્તર આપ્યો;-" પ્રાણેશ્વર હું પણ દિલ્લી જઇશ. જો હું ત્યાં ન જાઉંતો અસહાય અબળાઓ પોતાની રક્ષા કરી શકશે નહીં. પરંતુ આપ ખાત્રી રાખજો કે જો મ્હારા પિતા દિલ્લી પહોંચશે તો તે એકપણ સ્ત્રીને જીવતી છુટી શકશે નહીં."

કેટલાક દિવસ સુધી બન્ને સેનાઓ યુદ્ધ કર્યા સિવાય પડી રહી. આ દિવસોમાં સંયુક્તાએ ફક્ત જળ અને રોટલી ઉપર નિર્વાહ ચલાવ્યો. શહેરની સર્વ સ્ત્રીઓને માટે તે એક આદર્શરૂપ થઇ ગઇ.

બધી સ્ત્રીઓ પોતાના જીવ કરતાં પણ ત્હેને વધારે ચ્હાતી હતી. રાણી અથવા ગરીબ સ્ત્રીઓ જે હતી તે સર્વે રાત્રિદિવસ જીતવાને માટે ઇશ્વરને પ્રાર્થના કરતી હતી. દેવી દેવતાઓની હમેશાં પૂજા કર્યાં કરતી હતી. છેવટે જ્યારે લ્હડાઇ થઇ ત્યારે જયચંદ્રના બહેકાવવાથી ઘણા રાજા પૃથ્વીરાજને સહાય કરવા માટે આવ્યા નહીં. જે લશ્કર હતું તે અત્યંત વીરતાથી લ્હડ્યું. પરંતુ દેશદ્રોહી જયચંદ્રની ઘોરીશાહને મોટી સહાય હતી. થનાકાળ હોય ત્હેને મીથ્યા કોણ કરી શકે?

યુદ્ધનું ફળ એ આવ્યું કે મુસલમાનોએ હિંદુસૈનાનું સર્વ નાશ કર્યું અને તેઓ જીત્યા. જયચંદ્રની નીચ મનોકામના પૂરી થઈ. સંયુક્તાએ જ્યાં સુધી યુદ્ધ ચાલ્યું ત્યાં સુધી સ્ત્રીઓની બરાબર રક્ષા કરી. છેવટે સંયુક્તા સાથે ઘણી સ્ત્રીઓ સતી થઇ ગઈ! અને પોતાના ધર્મની-પોતાના સતીત્વની રક્ષા કરી.

જયચંદ્ર પોતે ખુશમિજાજમાં હતો. ત્હેને પોતાને ખબર ન્હોતી કે આખો દેશ નષ્ટ થયો તો હું કેવી રીતે બચી શકીશ. ને બીજાને વાસ્તે કુવો ખોદે છે તે પોતેજ તેમાં પડે છે! જયચંદ્રની હૃદયની ઇચ્છા પૂરી ન થઇ. બીજી વખતે મહમદ ઘોરીએ કનોજ ઉપર લ્હડાઇ કરી જેમાં જયચંદ્ર ત્હેના હાથે માર્યો ગયો.

"विजयदेवी"

---

## સતી સુલોચના.

(રાગ ગિરિધારીનો.)

નાગકન્યા રે, સુલોચના સુપ્રસિદ્ધ, જેનો સ્વામી છે ઇન્દ્રજીત;
રૂપ ગુણભરિ, ઉપમા ત્હેની ન થાય, સતીઓમાં શ્રેષ્ઠ ગણાય.
(ટુંક) બેઠી હેમહિન્દોલે બાળી રે, પતિસ્મરણ હૃદયમાં ધારી રે,
સખી કરતી સેવા સારી રે,—
બહુ પ્રીતે રે, સુલોચનાની ત્યાંહિં, એવે કર પડયો આંગણમાંહિં.

ઇન્દ્રજીતનોરે, નીહાળી એ હસ્ત, થઇ વ્યાકુળ સખી સમસ્ત;
સતી પામેરે રોની સર્વે આવી, બાઇ! આજ ખૂટયું તમ ભાવિ!

(ઝુલ) પતિ મરણ સુણી યુવરાણી રે, પામી મૂર્ચ્છા કોમલ, શાણી રે,
કરે સાવધ સખી ગભરાણી રે,—
થઇ જાગ્રત રે, રૂદન કરંતિ અપાર, "તજી ચાલ્યા ક્યમ ભરથાર?

ઈન્દ્ર સહિતજ રે, જીત્યો ત્હમે સુરસાથ, એવા બળવન્તા પ્રિયનાથ!"
સુણી આક્રન્દ રે, રોયાં પુરજન સર્વ, ગળ્યો દેવાંગનાનો ગર્વ;
(ઝુલ) સતી કર પ્રત્યે બોલી વચન રે, "જો હોઉં પતિવ્રતા પાવન રે,
સમજાવો વ્યથિત મુજ મન રે,—
શાથી મૃત્યુ રે, પામ્યા પ્રિય વીરકંથ! આવ્યો કર ઉડી આકાશપંથ?

એવું કહીને રે, ખડિયો કલમ ને પત્ર, મૂક્યાં લાવી પાસે જ્યાં હસ્ત:
સતી સ્પર્શે રે, પામ્યો ચેતન કર ત્યાંહિ, ગ્રહી કલમ લખ્યું પત્ર માંહિ;
(ઝુલ) જે રણમાં બન્યું વૃત્તાન્તરે, ભાગી મનની સહુ ભ્રાન્તરે,
કરીયું જે કાળ કૃતાન્ત રે,—
પ્રિય રાણીરે, બળિયો છે સૌમિત્ર, વળી તપસ્વી, પુણ્યપવિત્ર.

તે લક્ષ્મણેરે, છેદ્યું તુજ પતિશીષ, લઇ ગયા જહિં જગદીશ;
ને રણમાં રે, જીવનહીન મુજ તન, પૃથ્વીપર થયું પતન;
(ઝુલ) હસ્ત ઉડીને અહિં આવ્યો રે, સમાચાર અશુભ આ લાવ્યો રે,
પણ મરણ પ્રસંગ સુહાયો રે,—
કર્યો મિત્રજ રે, મ્હેં પ્રભુ શ્રી જગદીશ, મૂકી કૃપણતા અર્પ્યું શીષ.

એવી હસ્તેરે, વર્ણવી સઘળી વાત, વાંચી પત્ની કરે અશ્રુપાત;
ઘણો સખીએરે, દીધો ધર્મ-સુબોધ, જે થકી ટળે શોક-વિરોધ;
(ઝુલ) પછી સતીએ સ્વામીકર લીધોરે, ત્હેને હૃદય પરે વાસ દીધો રે,
સંકલ્પજ મનમાં કીધો રે,—
પોતે ચાલીરે, કરવાને સહગમન, પતિશીષ લેવા દૃઢમન.

સખી સાથેરે, આવી તે સિન્ધુ કિનાર, સુવેણ ગિરિવર મોઝાર;
પાયે લાગીરે, સ્તુતિ કરે દીન વાણ, જ્યાં શ્રીરામ બેઠા નિરવાણ;
(ઝુલ) સુણી વચન ને વદન નિહાળી રે, "માગ્ય માગ્ય! પરમ કલ્યાણી રે!"
આપી આશીષ સારંગપાણી રે,—
"વદો બાળારે, શાથી આવ્યાં આંહિં, દુશ્મનના દળની માંહિં?"

સતી બોલી રે, "આવ્યો પતિનો હસ્ત, લખી વાત બનેલી સમસ્ત;
હું અયાચક રે, આવી યાચન-કાજે, સ્વામીનું શીર લેવા આજે;"
(ઝુલ) એવું કહીને તે યુવરાણી રે, ભુજ પત્ર દેખાડ્યો શાણી રે,
સભા વિસ્મય સઘળી પામી રે,—
મૃત કરથી રે, પત્ર લખ્યો ન મનાય, એતો કલ્પિત વાત જણાય.

કપી વદીયા રે "સત્ય હમોએ માનું, મૃત શિર જો હસતું ભાળું;"

સંપૂર્ણજ રે, તવ આવે વિશ્વાસ, તુજ પતિમુખ થાયે હાસ્ય;"
(ધ્રુવ) શિર આપ્યું પછી રઘુનાથ રે, ચાંપ્યું સતીએ હૈયા સાથ રે,
કરે રૂદન અપાર અનાથ રે,—
ચીર પાલવરે, પાથરીને શિર મૂકી, નાગકન્યા કરે બહુ સ્તુતિ.

"ઉરવ'શભરે, રાખજો દાસીની લાજ, પ્રાણજીવન પ્રભુ, મહારાજ રે
રિપુ જાણે રે, મહા બળિયો તમ હાથ, ત્રણ ભુવન ધ્રુજાવે નાથ!
(ધ્રુવ) પ્રિય નયન, વદન મૃદુ કાન્ત રે, કરે જીવન વ્યથા મુજ શાન્ત રે,
પણ અરિ ઉર દીસે કૃતાન્ત રે,—
નવ માને રે, તે કર-શિર સામર્થ્ય, ને મુજ વ્રત થાયે વ્યર્થ.

સહુ વચ્ચે રે, હાસ્ય કરો પ્રભુ! આજ, પ્રકટો પ્રભુતા મહારાજ!
સભાજનને રે, ખાત્રી કરાવો આપ, દિવ્ય પ્રેમની, અતુલ, અમાપ.
(ધ્રુવ) સ્નેહ પ્રકટ કરો પ્રિય સ્વામીરે, કિંકરી વિનવે શિર નામીરે,
મુજ વ્રતમાં પડી શી ખામીરે,—
તમ રાણીરે, જનદષ્ટિએ ન પડતી, યાચક રિપુદળમાં બનતી!

શ્રી રામજી રે, અદ્દ્ભુત વિક્રમી વીર, લક્ષ્મણ પણ છે રણધીર;
કપીસેના રે, મહાબળસિન્ધુ કરાળ, એકલા પ્રિય! ત્યાં ભરી ફાળ;
(ધ્રુવ) નહિં તાતને ક્યમ તેડાવ્યારે, પિતાજી મુજ જો હત આવ્યા રે,
દુશ્મન તો ક્ષણ નવ ફાવ્યા રે,—
પ્રભુ! ભૂલ્યારે, શેષનારાયણ સામે, ન જીતે કોઇયે વિશ્વમાંહે."

સતી વાણીરે, સાંભળીને ઈન્દ્રજીત કેરાં લોચન ઉઘડ્યાં ત્વરિત;
નિરખીને રે, સુલોચના તણી સામે, મુખે હાસ્ય નિરંકુશ જામે.
(ધ્રુવ) સતી મુખની સુણતાં વાણી રે, હસ્યુ મસ્તક પ્રીતિ આણી રે,
સભા સહુ વિસ્મય પામી રે,–
"જીગજીવન રે, કૃપા કરી મહારાજ! શાથી શીષ હસ્યું કહો આજ?"

રઘુવરને રે, પૂછે સુગ્રીવરાજ, ઉત્સુક છે સકળ સમાજ;
વદ્યા રામજી રે, "સતી જે બોલી વાત, કૌતુક ત્હેમાં સાક્ષાત!
(ધ્રુવ) શેષજી યાત સ્હાય ત્હેમારી રે, મરણની ન આવત વારી રે,
એવાં વચન વદી સુકુમારી રે,
મસ્તકને રે, હાસ્ય આવ્યું તે વારઃ શેષનો લક્ષ્મણ અવતાર!

તો સ્હાયજરે, ક્યાંથી પિતા તુજ થાત, જેણે વિપરિત કીધું આજ!"
સુલોચનારે, પામી ઉર પરિતાપ, સમજાવી ત્હેને પ્રભુ આપ.
(ધ્રુવ) સ્તુતિ કીધી શ્રીરામની ભારી રે, શીષ લઇને સતી પાછી ચાલીરે,
સ્વામીનું શબ રણથી લાવી રે,
ચિતા ગોઠવી રે, ચંદન કાષ્ટની સારી, સાગરતટ કરી તૈયારી.

સુલોચના રે, કીધું સિન્ધુમાં સ્નાન, જુવે દેવ ચ્હડી વિમાન;
પતિશબને રે, પધરાવી ચિતાની માંહ્ય, કર્યો શાસ્ત્ર વિધિ સહુ ત્યાંય.
( શુદ્ધ ) પ્રદક્ષિણા પતિની કીધી રે, સુરલોકથી થઇ પુષ્પવૃષ્ટિ રે,
સહગમન કરી જીતી સૃષ્ટિ રે,—
સતી નારી રે, સદ્ગતિ થઇ સત્ય ત્હારી, જગમાં તું શ્રેષ્ઠ ગણાઇ.
સુલોચનારે, કીધું અસુરકુળ પાવન, ધન્ય પતિવ્રતા ત્હને ધન્ય!

સૌ. બ્હેન સુ—

---

# विद्याकला.

## સાત ફુલનો રૂમાલ.

સાત ફુલનો રૂમાલ ગુંથવો હોય ત્યારે પ્રથમ સાત સાંકળી લેવી. છેલી સાંકળીમાં આંટા વગર દાણો લેવો. ગોળ કુંડાળુ કરવું. તેમાં આંટા વાળી ૭ થામલી લેવી. એકેક થામલીના બાકામાં આંટા વાળી આઠ આઠ થામલી લેવી. એવી રીતે તે આખી હાર પુરી કરવી. પ્રથમ બે સાંકળી લેવી. પાછળ આંટા વગર નાંખવી. એવી રીતે આખી હાર પુરી કરવી. બબે સાંકળીના બાકામાં દશ દશ આંટા વાળી થામલી લેવી. આખી હાર પુરી કરવી.

પાછી બબે સાંકળી લેવી, પ્રથમની માફક પાછળ નાંખીને તેમાં બાર બાર થામલી લેવી ને આખી હાર પુરી કરવી.

ત્રીજી વાર. ત્રણ ત્રણ સાંકળી લઇને પાછળ નાંખવી; તેમાં ચૌદ ચૌદ થામલી આંટા વાળી લેવી.

ચોથી વાર પણ પ્રથમની માફક સાંકળી લેવી ને પાછળ નાખી તેમાં સોળ સોળ થામલી લેવી. હાર પુરી કરવી એટલે ગુલાબનું ફુલ પુરૂં થશે.

પ્રથમ પાંચ સાંકળી તે ગુલાબના ફુલ પર આંટા વગર લેવી.

એવી રીતે પાંચ પાંચ સાંકળીના ત્રીસ કુંડાળાં કરવાં.

બીજીવાર પણ પાંચ સાંકળી લઇ આંટા વગર સાંકળીમાં લેવું ને એવી ચાર હાર કરવી. પાંચમી હાર સાત સાત સાંકળીની કરવી.

તેમાં આંટા વગર થામલી લેવી. ત્રણ સાંકળીમાં થામલી લઇને ચોથી સાંકળીમાં એક વાર લઇને એક સાંકળી લેવી.

ચોથી સાંકળી આંટા વગર નાંખવી.

બાકીની ત્રણ સાંકળી આંટા વગરની થામલી લેવી. એવી રીતે ૭ હાર કરવી.

પ્રથમ ત્રણ સાંકળી લેવી. પાછળ આંટા વગર નાખવી. બીજી વાર ત્રણ સાંકળી લેવી.

જે ૭ હાર કરી છે તેને વાળીને કાંગરો ઉપર રાખી ચપટી વાળીને આંટા વગર સોયો ખોસવો એવી રીતે દરેક કાંગરામાં કરીને હાર પુરી કરવી.

પ્રથમ અગીયાર સાંકળી લેવી.

પાંચ સાંકળી મુકી છઠ્ઠી સાંકળીમાં આંટા વગર સોયો નાંખવો.

બીજી પાંચ સાંકળી લેવી તે પણ એજ સાંકળીમાં નાંખવી.

ત્રીજી વાર પાંચ સાંકળી લેવી એ પણ એમ લેવી.

ચોથી વાર પણ પાંચ સાંકળી લેવી અને જે પાંચ સાંકળી કાંગરા પર છે તેમાં આંટા વગર લેવી.

પ્રથમ અગીઆર સાંકળી લેવી.

પ્રથમની માફક ફુલ કરીને બીજા કાંગરામાં આંટા વગર લેવી.

ત્રણ કાંગરામાં એકવડી સાંકળીનાં ફુંગર કરીને પાંચમાં કાંગરામાં બેવડી સાંકળીના ફુંગર લેવું.

એવી રીતે આખી હાર પુરી કરીને પાંચ હાર કરવી.

પ્રથમ સાત સાંકળી લેવી.

ફુગરમાં આંટા વગર નાખવી, ફરતી હાર કરીને.

એકેક સાંકળીમાં આંટા વાળી થામલી લઇને હાર પુરી કરવી.

સાત સાત સાંકળી ને ચાર ચાર થામલી મુકી ફરતી હાર કરવી.

એવી બીજી હાર કરવી.

બીજાં ૭ ફુલ કરીને જ્યાં બેવડી ફુગર આવ્યાં હોય ત્યાં બરોબર મળવીને સોયાવતી સાથી દેવા. સુરજ મુખીના ફુલનો રૂમાલ પુરો થશે.

બ્હેન V—

## ઉનની ટોપી.

### ( બે ત્રણ વર્ષનું બાલક પ્હેરી શકે તેવી- )

ટોપીમાં જોઇતો સામાન. હાથી દાંતના સોયા-૪; કીરમજી અથવા છીંકણીઆ રંગનું ઉન-પડીકાં ત્રણ.

**ગુંથવાની રીત.**

૯૦ ટાંકા માંડો.

૧ લી હાર—ત્રણ સાદા-બે બખીઆના;-એવી રીતે હાર પૂરી કરો. આમને આમ પીસ્તાળીસ હાર કરો.

હવે તાળવા ( માથાના અંદર ) ના ભાગ સારૂ ટાંકાના ત્રણ ભાગ કરવા.

૪૬ મી હાર—ત્રણ સાદા-બે બખીઆના;-એવી રીતે ત્રીસ ટાંકા ગુંથો. હવે ત્રીજો સોયો લ્યો. ત્હેના પર ત્રીસ ટાંકા એજ પ્રમાણે ગુંથો. બાકીના ત્રીસ ટાંકા ગુંથ્યા વગર રહેવા દઇ ગુંથણુ ફેરવો.

વચલા સોયા પરના ત્રીસ ટાંકા ચોથા સોયાવતી ગુંથો. પણ હારને છેડેનો છેલ્લો ટાંકો બાજુપરના સોયાના એક ટાંકા સાથે ( બખીઆનો ગુંથવાનો હોય તો બખીઆનો-ને સાદો હોય તો સાદો ) ભેગો ગુંથો. એવી રીતે દરેક હારનો છેલ્લો ટાંકો બાજુપરના સોયાના ટાંકા સાથે ભેગો ગુંથો; જેથી (ટોપીના) તાલકા માટે ૬૦ હારો બનશે. પછીથી વચલા સોયાના ત્રીસ ટાંકા બંધ કરો.

હવે ટોપીના પાછલા ભાગ સારૂ ૧૫૦ ટાંકા માંડો.

ત્રણ સાદા, બે બખીઆના;-એવી રીતે પીસ્તાળીસ હાર કરો. પછી બધા ટાંકા બંધ કરો. હવે તે ટોપીના બન્ને જુદા ભાગને બરોબર કરી શીવી લ્યો.

## ટોપીના આગલા ભાગ સારૂ ઝાલર.
(ગુંથવાની રીત.)

૯૦ ટાંકા માંડો.

૧ લી હાર—સાદી ગુંથો.

૨ જી હાર—એક આટો, એક સાદો, એક આટો, એક સાદો; એવી રીતે આખી હાર પૂરી કરો.

૩ જી હાર—અખીઆની ગુંથો.

૪ થી હાર—એક આટો, એક સાદો; એક આટો, એક સાદો; એવી રીતે આખી હાર પૂરી કરો.

૫ મી હાર—અખીઆની ગુંથો.

૬ ઠી હાર—સાદો ગુંથો; ને ટાંકા બંધ કરો.

આ ઝાલરને ટોપીના આગલા ભાગની ચોથી હાર સાથે ટાંકે ટાંકો શીવી લ્યો. ટોપીના પાછલા ભાગ સારૂ ૧૫૦ ટાંકા માંડી ઉપર પ્રમાણે ઝાલર ગુંથો અને હેને ટોપીને પાછલે ભાગે ફરતી શીવી લ્યો. અંકોડી વતી સાંકળી અગર વળ વાળો દોરો બનાવી ટોપીના વચલા શીવેલા ભાગ આગળ પરોવો, ને હેને બે તરફ ફુમતાં બનાવી શીવી લ્યો.

સૌ. મનોરમા.

---

## સુવાવડમાં સ્ત્રીને ખાવાલાયક પાક.

સુંઠ ૬૪ તોલા લઈને હેના બારીક કટકા કરવા. પછી બકરીનું દુધ (બકરીનું ન મળે તો ગાયનું દુધ) ૨૫૬ તોલા લેઈને તેમાં સાઠ તોલા સુંઠ નાખીને ધીમા તાપ ઉપર માવો થતાં સુધી પકાવવી, પછી કાઢીને સુકવીને તેનું બારીક ચૂર્ણ કરવું. ત્યારપછી તેમાં ઘી નાખીને ફરી દુધમાં પકાવીને માવો થયા પછી,—તેમાં ઇલાયચી ૧ તોલો, તજ ૧ તોલો, તમાલપત્ર ૧ તોલો, નાગકેશર ૧, વંશલોચન ૧, વાવડીંગ ૧, ધાણા ૧, જીરૂ ૧, શાહજીરૂ ૧, વરીઆળી ૧, અક્કલગરો ૧, સુંઠ ૪ તોલા, લવિંગ ૧, શતાવરી ૨, કાળીમુસળી ૧, મરીઆં ૨, પીંપળ ૨, કૌંચબીજ ૧, પીંપળીમૂળ ૧, ચવક ૧, ચિત્રક ૧, જાયફળ ૧, જાવંત્રી ૧, શિંગોડાં ૧, દેવદાર ૧, નિશોતર ૧, ગોખરૂ ૧, ત્રીફળા (હરડાં, બેહેડાં, અને આંબળાં) ૩ તોલા, બાવળનો ગુંદર વગેરે જાતનો વગેરે, સફેદવાળો ૧, કાળોવાળો ૧, આસન ૧, ચંદન ૧, કૃષ્ણગર ૧, સળી ૧, ચણીકબાલા ૧, તલવણી ૧, દરાખ ૧, અખરોટ ૧, ચારોળી ૧, અજમોદ ૧, બદામ ૧, કોપરૂ ૧, અને વાંસકપુર ૧,—એ પ્રમાણે તોલાવાર જણસો લાવીને તેને બારીક કપડછાણ કરવું અને સર્વ ચૂર્ણ એકઠું કરીને રાખવું. પછી તેમાં ખડી સાકર છગણી (૩૮૪ તોલા) લેઇને તેની ચાર તારી ચાસણી કરીને તેમાં તે ચૂર્ણ નાખી હલાવીને એક ઘી લગાડેલી સ્વચ્છ કથરોટમાં તે પાક રેડવો પછી તેનાં ચકતાં કાપી કાઢી એક ડાબડામાં ભરી મૂકવાં ને દરરોજ સ્હવારે એક ચકનું (ચાટલું) ખાવું અને ઉપર પાશેર ગરમ કરેલું દુધ પીવું. આ પાક પ્રસુત સ્ત્રીને ઘણો હિતકારક છે. એથી શક્તિ આવીને શરીર તંદુરસ્ત થાય છે. આ પાકને સંસ્કૃતમાં "સૌભાગ્ય સુંઠપાક" કરીને કહે છે.

લુંણાવાડા. મિસિસ કલ્યાણગૌરી શિવલાલ ત્રાવાડી.

## એક પત્ર.

મહાશય,

વિ. વિ. સાથ લખવાનું કે, એક આગલા "સુન્દરી સુબોધ"ના અંકમાં રા. રા. મટુલાલ રતીલાલ ધ્રુએ "વિદ્યાકળામાં" "વનસ્પતિની દવાઓ" ના મથાળા હેઠળ તુળશીના ગુણ દોષ વિષે લખ્યું છે. તેમાં તેઓ લખે છે જે તુલશીનાં પાંદડાંનો રસ અને તેની માંજરો સાપનું ઝેર ઉતારવાના કામમાં આવે છે. તેઓ સાહેબે એ પ્રમાણે તેના ગુણ વિષે લખ્યું છે પણ તેનો ઉપયોગ કેવી રીતે કરવો તેની કંઇ પણ રીત બતાવી નથી. જો વાપરવાની રીતની ખબર ન હોય તો પછી તેના ગુણ જાણવાનું શું ફળ? માટે હું આશા રાખું છું કે તેઓ સાહેબ એની વાપરવાની રીત જણાવવાની તસ્દી લેશે, કે જેથી ઘણાં મનુષ્યોને ફાયદો થશે. એજ વિનંતી

કલકત્તા. મીઠીબાઈ નારાયણદાસ.

# વિવિધ વિહાર.

## સ્ત્રીઓને કેવી રીતે શિક્ષણ આપવું?

આજ કાલ જ્યાં જ્યાં જોશો ત્યાં કેળવણી, કેળવણી એ પોકાર સર્વત્ર પડી રહ્યો છે. વિશેષે કરીને આપણો દેશ જે કાંઇક પછાત છે તેમાં એ દોષ વધારે સંભળાય છે અને તેમાં પણ સ્ત્રી વર્ગ વિશેષતર પાછળ હોવાથી તેમને સબંધે કેળવણીનું સાધન વાપરવાની ચોતરફથી ભલામણ થાય છે. અજ્ઞાન જનસમૂહ (Masses)માં કેળવણીનો ફેલાવો કરો, અને સ્ત્રીઓમાં જ્ઞાનનો પ્રકાશ પ્રસારો, આમ સર્વ દેશ હિતેચ્છુઓનું કહેવું છે.

આ પોકાર ઉપરથી એટલું તો નિશ્ચયપૂર્વક સિદ્ધ થાય છે કે આપણા દેશમાં કેળવણીનો પ્રચાર ઘણોજ ઓછો છે. સેન્સસના રીપોર્ટો તપાસતાં માલમ પડે છે કે દેશનો મોટો ભાગ કેળવણીથી તદન રહિત છે. તે સાથે દુનીઆના બીજા સુધરેલા દેશો કરતાં, સાંસારિક ઉદ્યોગિક અને રાજકીય વિષયોમાં અતિશય પછાત છે. એ સર્વ વિષયોમાં દેશની અવનતિ છે. તે દેશની પ્રત્યેક વ્યક્તિઓની તે તે વિષયની અવનતિનો સમૂહ છે. અને એ વ્યક્તિઓની અવનતિ તે તેમાંના અજ્ઞાનનુ પરિણામ છે. એટલે કેળવણીનો અભાવ અને અજ્ઞાનનો પ્રચાર એ કારણે કરીને દેશ આજ જોઇએ છીએ તે અધોગતિ પામ્યો છે. જગતના ઇતિહાસમાં કોઇ પણ દેશ ચઢતા જ્ઞાન અને ચઢિઆતી માનસિક શક્તિ વિના ઉન્નતિ પામ્યો નથી સાંસારિક ઉદ્યોગિક અને રાજકીય ઉત્કર્ષ માટેના સર્વ પ્રયાસોના મૂળ રૂપ અને આધારભૂત કેળવણી છે. મનુષ્યનું મન શિક્ષણ પામે નહિ ત્યા સુધી કોઇ પણ દિશામાં જે આગળ વધી શકે એ બનવુ મનના નિયમોથી વિરુદ્ધ છે. એ રીતે કોંગ્રેસો, કોન્ફરન્સો એ સર્વને અંગે-દેશોદ્ધારના સર્વ પ્રયત્નોને સંબંધે કેળવણી એ અત્યંત ઉપયોગની બાબત છે દેશના કેળવાએલા પુરૂષો એ સર્વ સંસ્થાઓમાં કેળવણીનાંજ ફલ છે. એક દેશના, જન તરીકેજ, નહિં પણ અન્ય સર્વ વ્યવહારમાં મનુષ્ય મનુષ્ય તરીકે તેને માટે યોજાએલી ઉચ્ચ ફરજો બજાવવા માટે કેળવણી વડેજ યોગ્ય થાય છે. માટે કેળવણી એ સર્વ પ્રશ્નોમાં મહાનમાં મહાન પ્રશ્ન

છે. બીજા સર્વ પ્રશ્નોનો નિર્ણય એ એક પ્રશ્ન કરશે. મનુષ્યોને યોગ્ય શિક્ષણ આપો એટલે તેનાં ફલ યોગ્ય મળ્યા વિના રહેશેજ નહિ.'

એ રીતે કેળવણીની સર્વસામાન્ય ઉપયોગિતા દર્શાવ્યા પછી મનુષ્ય જાતિનો અડધો ભાગ સ્ત્રીઓ તેમને સંબંધે કેળવણીનો વિચાર કરીએ. પુરુષોને હાલની પદ્ધતિથી કેળવણી આપવાનો સમારંભ અંગ્રેજી રાજ્યના થર પડવા સાથે થયો છે અને તે કેળવણીનાં પરિણામ જોવાનો સમય પણ આવી પહોચ્યો છે. આજનો પ્રશ્ન સ્ત્રીઓને શિક્ષણ આપવા સંબંધે છે. એક પ્રજા તરીકે આપણે સુધરેલી દુનીઆની બીજી પ્રજાઓ કરતાં પાછળ પડી ગયાં છીએ. માટે બનતી ત્વરાથી એ છેટું ભાગવું એ સર્વની ફરજ છે. અજ્ઞાન વિંટાઇ વળવાને લીધે આપણામાંની કર્તવ્યબુદ્ધિ નષ્ટ થઇ છે. પુરુષોમાં જેટલા ભાગમાં કેળવણીનો પ્રચાર થયો છે તેટલામાં કર્તવ્ય બુદ્ધિનો વિકાસ થએલો નજરે પડે છે. તેજ પ્રમાણે સ્ત્રીઓને ઘટતું શિક્ષણ મળે તો તેમને પણ તેમનાં કર્તવ્ય સુઝે, એટલુંજ નહિ પણ તેમની સહાયતાથી પુરુષવર્ગ પણ સબળ થાય એ રીતે સ્ત્રીઓના શિક્ષણથી બેવડો લાભ છે.

મનુષ્યની સર્વ પ્રકારની ઉન્નતિ મનુષ્યનું મન કેળવાયાથીજ થઇ શકે છે. માટે કેળવણી સિવાય ઉત્કર્ષનું બીજું કોઇ સાધન નથી. સ્ત્રીઓનો પણ ઉત્કર્ષ કરવો હોય અને તેના પરિણામે પ્રજાના ઉત્કર્ષનો લાભ લેવો હોય તો તેમને યોગ્ય કેળવણી આપવી જોઇએ, એ વાતની કોઇથી ના પાડી શકાય તેમ નથી. તેમજ પુરુષવર્ગે કેળવણીનાં આટલાં સુફલ પ્રાપ્ત કર્યાં પછી કોઇ પુરુષ તે વાતની ના પાડતા હોય તો ખેદની વાત છે. પુરુષોને કેળવો પણ સ્ત્રીઓને તેની જરૂર નથી એમ સ્પષ્ટ કહેવાની હિંમત હવે કોઇની ચાલે તેમ નથી. ત્યારે સ્ત્રીશિક્ષણ એ અતિ આવશ્યક છે એમ સ્વીકાર્યા પછી, મુખ્ય પ્રશ્ન એ રહે છે કે સ્ત્રીઓને માટે શિક્ષણની કેવી પદ્ધતિ જોઇએ?

આ લેખનો એ મુખ્ય હેતુ છે. એ નિર્ણય કરવો અતિ વિકટ છે. કેળવણીનું કાર્ય કરનારાઓને હાથે એ પ્રશ્નનું યથાઘટિત વિવેચન થશેજ. એ વિષય ઉપર મારા મનમાં આવતી કાંઇક સૂચનાઓ માત્ર કરવાનો ઉદ્દેશ છે. કેળવણીની પદ્ધતિના વિષયનું ખાસ અધ્યયન જેમણે કર્યું હોય અથવા એ પદ્ધતિનો ઉપયોગ કર્યો હોય તેઓ વધારે સબળ રીતે પોતાના વિચાર રજુ કરી શકશે. એમાં વિશેષ માહિતી ન છતાં એ બાબત લેખ લખવાનું મુખ્ય કારણ એજ કે દેશોન્નતિના સર્વ પ્રશ્નોનો એ આધારભૂત-મૂલભૂત છે. એ પ્રશ્નના નિર્ણયને અનુસરીનેજ બીજા સર્વ પ્રશ્નોની ચર્ચા થઇ શકશે. મતલબ કે બીજા પ્રશ્નોના નિર્ણયમાં સ્ત્રીઓનું શિક્ષણ અમુક વલણ લેવડાવશે. મનુષ્યની સર્વ પ્રવૃત્તિઓમાં તેનું શિક્ષણ આધાર રૂપે રહેલું છે કેમકે તેના મનના બંધારણમાં કેળવણી એ બહુ અગત્યનો અને ઉપયોગી ભાગ છે.

સ્ત્રીઓને કેવી રીતે શિક્ષણ આપવું? મારી અલ્પ મતિ પ્રમાણે સ્ત્રી તથા પુરુષોના માનસિક બંધારણમાં એવો ફેર નથી કે તે બન્નેને માટે તદન જુદા શિક્ષણની જરૂર હોય. સ્ત્રીઓમાં લાગણીઓ બળવાન હોય છે, ઋજુતા હોય છે, તથાપિ બુદ્ધિશક્તિ (Intellect) અને ઇચ્છાશક્તિ (Will-Power) સ્ત્રીઓમાં પુરુષો કરતાં કોઇ રીતે ઉતરતાં નથી. કેળવણીનો મુખ્ય હેતુ બુદ્ધિને ખીલવવાનો હોય છે તથા તેને પરિણામે ઇચ્છાશક્તિ દૃઢતા પામી નીતિનું બળ સંવર્ધન પામે છે, એ કેળવણીના મુખ્ય (Primary) હેતુ તરફ જોતાં જણાશે

કે સ્ત્રી તથા પુરુષ બંને એકજ પ્રકારની માનસિક કેળવણી લેવાને સરજાએલાં છે. તેમનામાં કેળવણીનાં મુખ્ય માનસિક સાધન ભિન્ન નથી. તેમ બંને હેતુ પણ બુદ્ધિની ખીલવણી અને નીતિનું સંવર્ધન એમ એકજ પ્રકારનો છે. એટલું ખરૂં છે બુદ્ધિની ખિલવણી અને નીતિનું સંવર્ધન એ વાપરવાનાં કર્તવ્યક્ષેત્ર જગતના વ્યવહારમાં તેમને માટે જૂદાં પડી જાય છે. વ્યવહારમાં સ્ત્રી પુરુષના કર્તવ્યનો પ્રદેશ જૂદો છે. તેમ છતાં પુરુષોને શિક્ષણ અપાય છે તે તેમનાં ખાસ કર્તવ્યોને માટે જ અપાય છે એમ નથી, કે એ શિક્ષણપ્રકાર સ્ત્રીઓને અનુકૂળ પડવામાં વાંધો આવે. સામાન્ય માનસિક ઉન્નતિ થાય એ જાતનું શિક્ષણ પુરુષોને મળે છે માટે તેમાં એવું કાંઈ નથી કે સ્ત્રીઓની માનસિક ઉન્નતિ માટે તે અયોગ્ય હોય. જેઓ એમ માનતા હોય કે, વોડીવોસ્ટૉક ક્યાં આવ્યું, અમેરિકાનાં યુનાઇટેડસ્ટેટ્સનો પ્રેસીડંટ કોણ છે, રોમના રાજ્યમાં પડતીનાં કારણ શાં થયાં, યુરોપમાં રાજસત્તાનું સમતોલન શા રીતે રહે છે, ત્રિકોણની બે બાજુઓ ત્રીજી કરતાં હમેશ મોટી હોય; એવી બાબતો સ્ત્રીઓને જાણીને શું કરવી છે, તેમને રસોઇમાં કે ગૃહવ્યવસ્થામાં કે છોકરાં સંભાળવામાં એ શા ઉપયોગમાં આવે તેમ છે, તેમના અભિપ્રાય અમને સંમત નથી. જગતના વ્યવહારમાં, કુંટુંબના વ્યવહારમાં અથવા ઉદ્યોગના વ્યવસાયમાં એ સર્વ પુરુષને પણ શા કામમાં આવે છે, એમ સામો પ્રશ્ન પૂછી શકાય. કોલેજો તથા સ્કુલોમાં શીખેલી ઘણી બાબતોની ઝીણી વિગતો પુરુષોને પણ દરરોજના ઉપયોગમાં નથી આવતી તેમ કેટલીક ઓછી જરૂરની તમામ યાદ પણ નથી રહેતી. પરંતુ એ સર્વ શીખ્યાથી મનને જે વલણ મળે છે, માનસિક શક્તિઓ વિકાસ પામે છે અને ભાવનાઓ તથા આદર્શ ઉચ્ચ થાય છે એજ મુખ્ય લાભ છે, અને એ લાભમાંથી સ્ત્રીઓને બાતલ કરવાનું કાંઇજ કારણ નથી. જો પુરુષોને મળતા શિક્ષણના પરિણામ પરથી એ નિશ્ચય થતો હોય કે હાલની પદ્ધતિ અને વિષયો યોગ્ય છે તો સ્ત્રીઓને માટે પણ તે પદ્ધતિ અને વિષયો યોગ્ય હોવા જ જોઇએ. એ પદ્ધતિ ને વિષયો જેનાં જે કર્તવ્ય હોય તેને માટે સામાન્ય રીતે મનને કેળવે છે; અમુક કર્તવ્યના પ્રદેશને વિશેષ અનુકૂલ છે એમ નથી, એવો મારો નમ્ર અભિપ્રાય છે. તેથી કર્તવ્યક્ષેત્રની ભિન્નતા હોવા છતાં સ્ત્રીપુરુષોને માટે એકજ પ્રકારનું શિક્ષણ ચાલી શકે તેમ છે.

એતો સામાન્ય હકીકત કહી, પણ આપણા દેશમાં તેનો વ્યવહારમાં સાક્ષાત્કાર કેમ કરવો એ વધારે વિકટ પ્રશ્ન છે. જે શિક્ષણ પુરુષોને અપાય છે તે સ્ત્રીઓને આ દેશસ્થિતિ જોતાં આપવું લગભગ અસંભવિત જેવું લાગે છે. પુરુષો વીસ પચીસ વર્ષસુધી અભ્યાસ કરી શકે છે ત્યારે કન્યાઓ મુશ્કેલીથી બાર કે ચૌદ વર્ષ સુધી સાધારણ રીતે અભ્યાસ ચલાવી શકે છે. તો જેટલું શિક્ષણ પુરુષોને પચીસ વર્ષ સુધીમાં મળે તેટલું કન્યાઓને ચૌદ વર્ષમાં મળવાનો સંભવ રહેતોજ નથી. બાળલગ્ન એ આપણા દેશની સામાન્ય સ્થિતિ છે, અને તેને લીધે કન્યાઓને યોગ્ય શિક્ષણ મેળવવામાં મોટું વિઘ્ન આવી નડે છે. માટે માનસિક વિકાસ કે કર્તવ્ય ભિન્નતાના કારણને લીધે તો નહિ, પણ આપણી અનિષ્ટ સામાજિક સ્થિતિને લીધે આપણી સ્ત્રીઓને શિક્ષણ આપવા માટે એ સ્થિતિ બદલાતાં સુધી ખાસ વ્યવસ્થાની જરૂર રહે છે. તેથી એ લક્ષમાં રાખવાનું છે કે મૂળ સત્ય સાધન વાપરી શકાવાનો અવકાશ ન હોવાથી નછૂટકે અમૂક કાળ માટેજ જૂદી પદ્ધતિનો વિચાર કરવાનો છે.

બાર, ચૌદ કે પંદર વર્ષ સુધી શાળાઓમાં કન્યાઓ શિક્ષણ લે છે. તેમને તેટલા વખતમાં સ્વભાષા અને બીજા સામાન્ય વિષયો ઉપરાંત થોડી ઘણી બીજી ભાષા શીખવાનો વખત મળે છે. તેમને આગળ કોલેજમાં અભ્યાસ કરવાનો કે અગ્રેજી ઉંચાં ધોરણોમાં ચાલતા વિષયોનો અભ્યાસ કરવાનો પ્રસંગ મળવાનો નથી માટે માતૃભાષાના અભ્યાસ સાથેજ તેટલી ઉમરના છોકરાઓ માટે હોય છે તેહેના કરતાં વધારે ઇતિહાસ, પદાર્થ વિજ્ઞાન, ઉચ્ચ શિષ્ટ લેખકોનાં લખાણો તથા કાંઇક અર્થશાસ્ત્રનાં મૂળતત્વો અને સ્વચ્છતાના સાર્વજનિક આરોગ્યતાના વિષયો એ તેમના અભ્યાસક્રમમાં દાખલ કરવું જરૂરનું છે. એ સર્વ બાબનો સ્વભાષામાં શીખવવી કે થોડે શ્રમે શીખી શકાય. બારથી પંદર વર્ષના છોકરા કરતાં છોકરીની સમજણ ઘણી વધારે પરિપક્વ હોવાથી એ વિષયો શીખતાં તેને મુશ્કેલી લાગશે નહિ. છોકરાઓ કરતાં કન્યાઓનાં ધોરણોનો ક્રમ તેમને થોડા વખતમાં શીખવાનું તેથી ભારે કરવાની જરૂર છે. રીતસરની કેળવણીમાં તો આપણી કન્યાઓને એટલેથીજ સંતોષ માનવો પડશે.

તે પછી નિશાળ છોડ્યા પછી, ગૃહકાર્યમાંથી પરવારી ફુરસદના વખતમાં ગૃહશિક્ષણના વર્ગ કહાડવાથી લાભ થવાનો સંભવ છે. એ વર્ગમાં શિક્ષકે સામાન્ય વિષયોપર પુસ્તકો વાંચી સંભળાવવાં એનો મુખ્ય હેતુ એ હોવો જોઇએ કે અભ્યાસ તરફ મનને વાળી વાંચનની અભિરુચિ ઉત્પન્ન કરવી. શાળાના પાઠની પેઠે નહિ પણ ઉચ્ચ જ્ઞાન મેળવવાના હેતુથી ઉત્તમ પુસ્તકો વંચાય તો મન સારા કામમાં રોકાય. અઠવાડીઆમાં ત્રણ ચાર કે પાંચ કલાકના શિક્ષણથી કાંઇ અમુક વિષયનો પરિપૂર્ણ (Systematic) અભ્યાસ ન થઇ શકે તથાપિ શાળાનું શિક્ષણ છોડ્યા પછી પણ અભ્યાસક વૃત્તિથી વાંચન તરફ અભિરુચિ કરાવી સ્વશિક્ષણના માર્ગમાં સ્ત્રીઓને પ્રેરી શકાય એવા હેતુથી ગૃહશિક્ષણના વર્ગોનો ક્રમ રાખવો જોઇએ. એ દ્વારે ઉઘડેલો સ્વશિક્ષણનો માર્ગ આગળ જતાં અતિ ઉપયોગી થવાનો સંભવ છે. તેમાં શું શીખવવા તરફ લક્ષ આપવું એ વિચાર કરવામાં મનને કેળવવાનો હેતુ,–બુદ્ધિનો વિકાસ અને નીતિનો ઉચ્ચ આદર્શ મેળવવાનો હેતુ,–સતત સ્મરણમાં રાખવો. સામાન્ય જ્ઞાન સંપાદન કરી મહાન વિષયો ઉપરનાં બને તેટલાં પુસ્તકોનો અભ્યાસ કરવો. યુરોપીઅન સ્ત્રીઓમાં અનેક એવી જોવામાં આવે છે કે તેઓએ કોલેજની ઉંચી કેળવણી લીધેલી ન હોવા છતાં સ્વપ્રયાસ અને સ્વશિક્ષણથી એમણે પોતાનો અભ્યાસ અને જ્ઞાન સર્વ વિષયોમાં એટલાં વધારેલાં હોય છે કે તે જોઇ આપણને સાનંદાશ્ચર્ય થાય છે. કોલેજનો અભ્યાસ કરી રહેલાં સ્ત્રીપુરૂષોને પણ સ્વશિક્ષણનો ક્રમ તો જીવનના અંત સુધી જારી રાખવાનો છેજ. નિશાળનું શિક્ષણ મેળવી ઉંચી કેળવણી મેળવવાનાં સહેજ સાધન ઘરમાં પ્રાપ્ત કરી શકાય તો ગંભીર વિષયોનો અભ્યાસ કરી શકાય.

એ રીતે ગૃહશિક્ષણના વર્ગ કહાડવા ઉપરાંત આપણાં બૈરાં કોઇ કોઇ વાર એકઠાં મળી પરસ્પર વાતચિતમાં પોતાના અભિપ્રાય ચાલુ ઉપયોગી વિષયોપર ચર્ચે અને વધારે અભ્યાસીઓ પાસે કાંઇ જાણવા જેવું ગ્રહણ કરતાં રહે તો એ માર્ગે પણ શિક્ષણ પમાય. તે સારૂ સ્ત્રીઓના સમાજો ભરવાની અગત્ય છે કે જ્યાં છૂટથી સર્વ પોતપોતાના અભિપ્રાય નિઃશંકપણે કાંઇ પણ ટીકાની બીક વગર પ્રદર્શિત કરી શકે.

પરંતુ એ સર્વ માર્ગ કરતાં, આપણી હાલની સાંસારિક સ્થિતિ લક્ષમાં લેતાં આપણી સ્ત્રીઓને શિક્ષણ આપવાનું મહાન્ કાર્ય તેમના પતિઓને શિર છે. શાળામાં કાંઇક શીખીને

આવી પડેલી ફરજ છે. આ કર્ત્તવ્ય બજાવવાને યોગ્ય થવા માટે સ્ત્રીઓને કેવા પ્રકારનું શિક્ષણ આપવું ?

ગૃહકાર્યનું શિક્ષણ કન્યાઓને આપવું જોઇએ કે નહિ એ માટે ઘણી ચર્ચા વારંવાર થાય છે. પરંતુ એ પ્રશ્ન ઉઠાવવાની જરૂરજ નથી. પૂર્વમાં કે પશ્ચિમમાં–રાજાની રાણી હોય, કે મરઢીમાં રહેનારી સામાન્ય સ્ત્રી હોય, ગમે તે સ્થિતિમાં ગૃહિણી તરીકે ગૃહકાર્ય તેમજ કુટુંબની દેખરેખ સ્ત્રીઓને કરવાની હોય છેજ. સ્ત્રીશિક્ષકો, અને સ્ત્રી દાકતરોનો આમાં સમાવેશ થતો નથી પરંતુ જનસમુદાય તેમને તો જાણી જોઇનેજ છુટ આપે છે–એટલે એતો અપવાદ ગણાય. વિદ્યાર્થીની અવસ્થામાં પણ હિન્દુ બાળાઓ ગૃહનાં સાધારણ કામકાજમાંથી તદન મુક્ત થઇ શકતી નથી. અને વિદ્યાભ્યાસ કરવાની છુટ એતો મોટો અસાધારણ અધિકાર ગણાય છે. આપણી છોકરીઓને પોતાનું ઘણું કામકાજ પોતાને હાથે કરી લેવાની ટેવ હોય છે, તેમજ ઘણી થોડી જરૂરીઆતો હોવા છતાં તેઓ પૂર્ણ સંતોષ અને આનંદ ભોગવી શકે છે. આવાં સંતોષી જીવનથી આરોગ્ય, સુખ અને સદ્વર્તન, સર્વનો માર્ગ સરળ થાય છે. આવાજ શુદ્ધ, સરળ, નેક, અને કસાયલાં જીવનમાં વર્તમાન સમયના બુદ્ધિચાતુર્યના સંસ્કાર ઉમેરીને દૃષ્ટિમર્યાદા વિશાળ કરવાની છે. આ પ્રમાણે નવા સંસ્કાર મેળવેલી સ્ત્રીઓ અર્વાચીન સમયમાં ઉદ્‌ભૂત થએલા પ્રશ્નોના નિરાકરણમાં પુરૂષને સલાહ આપશે. અને પરિણામે મધુરતા, શાંતતા, અને હિન્દુજીવનની સરળતા, આ ત્રણ સદ્‌ગુણ અમર થશે.

તન અને મન કસાવેલ. માટે જે પ્રમાણે અસલના સમયમાં કાર્યવ્યવસાય થતો હતો, તેવો પુનરસ્થાપિત થવો જોઇએ, અને તે ઉપરાંત, બુદ્ધિનો જે ઉત્કર્ષ આ જમાનામાં થયો છે તે દાખલ કરવો જોઇએ. વિજ્ઞાનનું ધોરણ, ભૂગોળનું જ્ઞાન, અને ઐતિહાસિક ખ્યાલ આ ત્રણ અર્વાચીન સમયનાં વિશેષ લક્ષણ છે. અને પુરૂષની માફક સ્ત્રીઓનાં મન પણ આ સર્વને અનુસાર કેળવાવાં જોઇએ. આ સર્વ વિષયોમાંથી ઉદ્‌ભવતા પ્રશ્નનું ચિંતન પુરૂષની માફકજ સ્ત્રીઓએ કરવું જોઇએ. જીવનની ચિકિત્સામાં પુરૂષની સાથે સ્ત્રીઓ સામિલ નહિં થાય તો તે ચિકિત્સા અપૂર્ણ અને નિષ્ફળ થશે. બન્ને અર્ધાંગ સંયુક્ત રહે તોજ મનુષ્ય જાતિનું સમસ્ત અંગ સચવાય સ્ત્રી અને પુરૂષ બન્નેની શક્તિ એકજ માર્ગમાં ખીલવવી જોઇએ.

વિદ્યાર્થીની અવસ્થાનો પ્રાચીન સમયમાં જે આદર્શ હતો તે દાખલ કર્યા શિવાય બુદ્ધિની કેળવણી અશક્ય છે. જે પ્રમાણે છોકરાઓ બ્રહ્મચર્ય પાળતા તેજ પ્રમાણે કન્યાઓએ પણ વિદ્યાભ્યાસ કરતાં સુધી બ્રહ્મચર્ય પાળવુ જોઇએ. વિદ્યાર્થીજીવન માટે એ આદર્શ અતિ ઉત્તમ છે. બેશક લગ્નની વયમાં આ કારણને લીધે વધારો કરવો પડશે પરંતુ તેને લીધે ગૃહકાર્યમાં કાંઇ સ્ખલન નહિ થાય. અશિક્ષિત સ્ત્રીઓ ઉત્તમ ગૃહિણી થઇ શકે છે તો સુશિક્ષિત સ્ત્રીઓ વધારે સારી રીતે પોતાની ફરજ બજાવી શકશે આ પદ્ધતિ પ્રમાણે સાસરામાં પુખ્ત વયની વધૂ સાસુ સમક્ષ પ્રવેશ કરશે, અને બેશક વધારે સત્તાની આશા રાખશે. ઘણા નવા પ્રશ્નો ઉદ્‌ભવશે, એ તો સત્ય છે. પરંતુ સદ્વર્તન થશે, અને યોગ્ય કેળવણી એજ નીતિનું મુખ્ય બળ છે એમ ગણના થશે, ત્યારેજ આ સર્વ પ્રશ્નનું નિરાકરણ થશે.

વડોદરા. સૌ. શારદા મહેતા.

## સ્ત્રીઓને કેવી કેળવણી મળવી જોઇએ ?

### ૧. કેળવણીનું સ્વરૂપ અને કેળવણીનો મહિમા.

કુદરતી રચનામાં સુધારા અને સગવડનો વધારો કરવો તેનું નામ કેળવણી. કુદરતી કૃતિમાં હીરા એક સામાન્ય પથ્થરના કટકા જેવોજ દેખાય છે, પણ તેને પૉલીશ કરી ઘસીઘુંસીને કેળવવાથી તે ચકચકિત અમૂલ્ય આભૂષણ બની જાય છે. સોનું, રૂપું, લોઢું આદિ ધાતુઓ પણ કુદરતી રીતે માટી અને પથ્થરમાં મળેલી ધૂળ જેવીજ હોય છે; પણ તેને શોધી સુધારી કેળવી લેવાથી અતિ કિંમતી અને ઉપયોગી પદાર્થો બને છે. ધાન્ય અને કપાસ આદિ પદાર્થો પણ કુદરતી રીતે ઘણું થોડું કામ સારી શકે છે, પણ એ સર્વેને બરાબર કેળવી સુધારવામાં આવે ત્યારે ભોજન વસ્ત્ર વગેરે જીંદગીને બહુજ જરૂરના પદાર્થો થાય છે. કુદરતી રીતે માણસ પણ જન્મતાં મુગું, લંગડું અને પશુ જેવું હોય છે, પણ પાછળથી ક્રમે ક્રમે અવલોકન, અનુભવ, અને માતા-પિતાના શિક્ષણરૂપે કેળવાઇ, હાલતાં, ચાલતાં, બોલતાં, ખાતાં—સર્વ પ્રકારનાં કાર્યો કરતાં શિખે છે. બાળકની નગ્નાવસ્થા એ કુદરતી બનાવટ છે, પરંતુ વસ્ત્રાભૂષણ પહેરવાં, લજ્જા અને સભ્યતા જાળવવી એ કેળવણીનું પરિણામ છે.

આમ તપાસતાં કેળવણીનો અર્થ ઘણો વિશાળ સમજાય છે. નિશાળમાં એકડાથી આરંભી, યુનિવર્સિટીની મોટી પરીક્ષાઓ પસાર કરવી, એટલા ટૂંકા અર્થમાંજ કેળવણી નથી સમાઇ રહેલી. ત્યારે કેળવણીના ઉપલા અર્થથી એટલું તો સિદ્ધ થયું કે જેના પ્રતાપે મનુષ્ય સુખી, સભ્ય અને સદાચારી થઇ સુધરી શકે તેજ કેળવણી. ગુજરાતી અંગ્રેજી ભાષાઓ શિખવી કે નિશાળ અથવા પાઠશાળામાં જઇ પુસ્તકોદ્વારા જુદાજુદા વિષયોનું જ્ઞાન લેવું એ પણ કેળવણીનું એક અંગ ખરૂં, પરંતુ તેટલામાંજ કેળવણીનું બધું સ્વરૂપ સમાઇ રહેતું નથી. કેળવણીમાં ઘણી બાબતોનો સમાવેશ થાય છેઃ—અવલોકન અને અનુકરણથી મળતું જ્ઞાન, સંસાર-વ્યવહારના અનુભવથી ઉપજતી સમજશક્તિ, નિશાળ વગેરેમાં અપાતું ભણતર, સભામાં થતાં વ્યાખ્યાનો, સ્નેહીજનોની હિતકારક શિખામણો; પુસ્તકો અને શાસ્ત્રોનું વાંચન, શ્રવણ અને મનન, સુખપ્રાપ્તિની ઇચ્છાથી સારાં કામોમાં પ્રવૃત્તિ—એવા અનેક પ્રકારના અનુભવ અને યત્નો કે જેથી મનુષ્ય સારો નિવડી આગળ વધી શકે છે; તે સર્વનો સમાવેશ કેળવણીની ભાવનામાં થઇ શકે છે. આવા વિશાળ અર્થ ગૌરવવાળી કેળવણીની સૌ કોઇને અગત્ય હોય એ સ્વાભાવિક છે. તેમાં પણ સમર્થ વસ્તુને સિદ્ધ કરનારી સંગીન કેળવણીની સ્ત્રીજાતિને તો બહુ જરૂર છે, કેમકે સમગ્ર પ્રજા વર્ગની ઉન્નતિનો આધાર શાસ્ત્રો તેમજ સર્વ દેશના વિદ્વાનોના મત પ્રમાણે સ્ત્રીઓની સુશિક્ષિત ( સુધરેલી-કેળવાયલી ) સ્થિતિ ઉપરજ છે. શ્રીભગવદ્ગીતાજીમાં કહ્યું છે કે " ખોટી કેળવણીથી અથવા અધર્મથી કુલીન સ્ત્રીઓ દૂષિત થાય છે અને દૂષિત સ્ત્રીઓથી પ્રજા પણ નિર્માલ્ય અને દિનહીન નીપજે છે. વળી નેપોલિયન વગેરે નામીચા વિચારકોનો પણ એજ અભિપ્રાય છે. આમ એકાદ બે નહિ, પણ સર્વ સ્થળે, સર્વ ધર્મ અને સર્વ પ્રજાઓમાં દેશની ચ્હડતીનો આધાર સ્ત્રીની સારી સ્થિતિ અને સારી કેળવણી ઉપરજ બતાવ્યો છે, અને એ વિચારને પુષ્ટિ આપનારા દાખલાઓ પણ ઇતિહાસમાં ઠેકઠેકાણે મળી આવે છે.

જ્યારે સીતા, સાવિત્રી, અનસૂયા અને અરૂંધતી જેવી સતીઓ; દ્રૌપદી, કુંતી, દમયંતી, તારામતી અને રાજેમતી જેવી કુશળ ધર્મશીલ કુલાંગનાઓ, તેમજ ગાર્ગી, મૈત્રેયિ-

અને લીલાવતી જેવી વિદુષી રમણીઓ આ હિંદુસ્તાનને દીપાવતી, ત્યારે આપણે સર્વ પ્રજાઓમાં શ્રેષ્ઠ ગણાઈ પહેલો નંબર ભોગવતાં. આજે એવી ઉત્તમ કેળવણી અને તેને પરિણામે પ્રાપ્ત થતી સારી સ્થિતિના અભાવે આપણે દુઃખના ડુંગર તળે દબાઇ ડાબી બાજુને પહેલે નંબરે જઇ પૂગ્યાં છીએ! ફ્રાન્સની ઉથલપાથલનું કારણ પણ એજ પ્રમાણે સ્ત્રીકેળવણી નિવડી હતી. અંગ્રેજ પ્રજા જે માન, ગર્વ, બળ, તેજ અને મોટાઇ ભોગવે છે તેમજ જે ખરી મોટાઇનું અભિમાન ધરાવે છે, તે બધું તેને અપાતી ઉંચી સ્ત્રીકેળવણીનાજ રૂડા પ્રતાપને આભારી છે.

## ૨. આધુનિક સ્ત્રીકેળવણી.

આપણી સ્ત્રીઓમાં સૂરજ મોટો કે પૃથ્વી મોટી, તે પણ સેંકડે એકાદ બિચારી ભાગ્યે જાણતી હશે. પૃથ્વી ગોળ છે કે ચોખંડી? તારા અને નક્ષત્રો નાનકડા દીવા જેવાં છે કે પૃથ્વી જેવા મોટા ગ્રહ છે? તેનો પણ તેને ખ્યાલ નહિ હોય. તે બિચારીઓ પોલિસ, સિપાઇ કે કોર્ટનું નામ પડતાં થર થરી ડરી મરશે! ત્યારે અંગ્રેજ સ્ત્રીઓ વ્યવહારકુશળ, અક્કલ, હુંશિયારી, ધીરજ અને સમજણમાં પુરુષવર્ગને પણ સહાય કરે એવી હોય છે. આવાં ઉચ્ચ જ્ઞાન અને ઉચ્ચ કેળવણીના યોગે ઇંગ્લીશ પ્રજા પૃથ્વીમાં મુખ્ય પદવી લઇ ચૂકી છે. આ પ્રમાણે સર્વ પ્રજાનો ઇતિહાસ જોતાં સ્પષ્ટ જણાશે કે, દરેક પ્રજાની ચ્હડતીનો આધાર તેની સ્ત્રીજાતિના સુધારા અને કેળવણી ઉપરજ મુખ્યત્વે કરીને છે. વળી જમીનજ જો ખારી, પથ્થરવાળી અને વંધ્યા જેવી હોય તો તેમાં સારાં, મોટાં અને ઉત્તમ ફળ દેનારાં વૃક્ષો અથવા અનાજ ક્યાંથી પાકે? એજ પ્રમાણે જે વર્ગની, જે સમાજની અથવા જે દેશની સ્ત્રીઓ વગર કેળવાયલી, ભીરૂ અને અસભ્ય હોય તેમની સંતતિ સારી ક્યાંથી નિપજે? મતલબ કે પ્રત્યેક પ્રજાના ઉદયનો આધાર તેના સ્ત્રીવર્ગ ઉપરજ છે.

આવા વિચારોથી આજ થોડાં વર્ષ થયાં સદ્‌ભાગ્યે આપણા હિંદુભાઇઓમાં સ્ત્રીકેળવણીને માટે કંઇક ભાવ જાગ્રત થયો હોય એમ જણાય છે, અને તે કેળવણી આપવાના ઉત્સાહમાં સ્થળે સ્થળે કન્યાશાળાઓ અને સ્ત્રીશિક્ષણ પાઠશાળાઓ સ્થાપન થએલી દૃષ્ટિએ પડે છે. ઠેક ઠેકાણે નાની મોટી બાળાઓ હાથમાં પાનાં પુસ્તક અને ખડીઆ પાટી લઈ ઠણુક ઠણુક કરતી ભણવા જતી જોવામાં આવે છે. કેળવણીની આવી શરૂઆતને લગભગ પચ્ચીશ વર્ષ વિતી ગયાં છે. પણ હજુસુધી સ્ત્રીકેળવણીનાં પરિણામે સંતોષકારક સુધારો થવાની અને સારાં ફળ મળવાની આશા તો પૂરી થઈ નથી.

## ૩. કુદરતનું અનુકરણ—સ્ત્રીઓને શું શિખવવું જોઇએ?

વિચાર કરતાં જણાય છે કે જે કામને માટે જે સર્જાયું હોય, તે કામને માટે લાયક થાય એજ તેને શિખવવું જોઇએ. પ્રત્યેક મનુષ્યને એવી કેળવણી આપવી જોઇએ કે જેના પ્રતાપે પોતાના ઉપર આવી પડેલો બોજો તે ઉપાડી શકે અને પોતાની ફરજ બજાવી પોતાનાં અને પરાયાં સુખનો રસ્તો શોધી શકે. સ્વારીના ઘોડાને ગાડીમાં ઘસડવાની જરૂર નથી, તેમજ ગાડીમાં જોડવાના ઘોડાને સ્વાર થઇ ફેરવવાથી કામ ન સરે. કંદોઇને હાંડલાં ઘડવાની અને કુંભારને મીઠાઈ બનાવવાની કેળવણી આપવામાં આવે તો ખાંડ ઘીનાં હાંલાં કાંઇ ચૂલે ન ચડે, તેમજ માટીના લાડુ કાંઇ મોંહમાં ન ચવાય, માટે જેનું જે કામ હોય તેજ તેને શિખવવું જોઇએ સ્ત્રીઓને બંદુક તાકતાં અથવા તલવારના દાવપેચ શીખવવા કરતાં, **પતિસેવા** અને **પકવાનક્રિયા** પણ શિખવાની વધારે

જરૂર છે; એક ઉપર એક ગોઠવેલાં પાટીઆં જેવી શબ્દોની હારમાળા ગોખાવવા કરતાં તેમના હાથમાં પતિગુણગાનની મોંઘી માળા પકડાવવી જોઇએ. પોપટની પેઠે પાઠ પઢાવવા કરતાં મીઠાં અને નમ્ર વચનથી કુટુંબ અને ઘરમાં શાંતિ ફેલાવવાનું શિક્ષણ દેવું જોઇએ. વકીલ-બારિસ્ટર બનાવવા કરતાં કુટુંબના ઘરખટલામાં સંપનો કેસ જીતવાની વકીલાત શિખવવી જોઇએ, તેમજ આડંબરવાળાં નામાં ઠામાં અને હિસાબ કીતાબ શિખવવા કરતાં, સાદો ઘરખર્ચનો હિસાબ અને આવક કરતાં ખર્ચ ઓછું રાખવાની ગણતરી શિખવવી જોઇએ. ધન કમાવાને હુન્નરકળા શિખવવા કરતાં સંતોષ અને સબુરીના ધનથી મન શાંત રાખતાં શિખવવું જોઇએ. વળી ખટપટ કે છળ પ્રપંચમાં કાબેલ કરવાને બદલે પતિની પ્રીતિ મેળવી, નિભાવી રાખવાના કાવાદાવા અને યુક્તિ પ્રયુક્તિમાં તેને પાવરધી કરવી જોઇએ. કહેવાનું તાત્પર્ય કે, સ્ત્રીઓનું શિક્ષણ પણ-તેમણે બજાવવાની ફરજો કયી? તેમજ ઘરસંસારમાં સ્ત્રીનું શું સ્થાન છે? એ-આપ બ્હેનો સારીરીતે સમજી શકો છો છતાં પણ તેનો કંઇક ખ્યાલ આપવાની રજા લઉં છું.

**कार्येपु मंत्री करणेपु दासी, भोज्येपु माता शयनेपु रंभा;**
**धर्मानुकूला क्षमया धारित्री, गुणैश्च भार्या कुलमुद्धरन्ति.**

સંસારના કામકાજમાં સ્ત્રી એ સ્વામિરાજનો મંત્રી છે. તેથીજ કહ્યું છે કે, **कार्येपु मंत्री** માટે પતિને કામકાજમાં મદદ કરી સારી સલાહ અને સહાયતા વડે ઉપયોગી થવું અને તે પોતાનાં મંત્રીપદને દિપાવે એવી કેળવણી મળવી જોઇએ. ગૃહસ્થની આવકજાવકનો હિસાબ રાખે, ભવિષ્ય માટે થોડું પણ બચાવવાની કાળજી ધરાવે, સાંપડેલી સ્થિતિમાં સાદાઇ, સલુકાઇ અને સંતોષથી વર્તે, પોતે આનંદમાં રહી સદૈવ સંબંધીઓને પણ સુખી અને ખુશી રાખવા યત્ન કરે, એવી સાત્વિક કેળવણીની મોટી જરૂર છે. ખોટી ભૂલો ઉત્પન્ન થવાનાં કારણ પણ શોધીને અટકાવવાં જોઇએ. ખોટી વાસનાઓ, શૃંગારિક તેમજ વિષયભાવથી ઉભરાતાં નાટક ચેટક આદિ વાર્તાઓનાં પુસ્તકોથી ઉત્પન્ન થાય છે, તેમજ તેવાં કહેવાતાં સુધરેલાંઓની સોબતમાં વધારે આવવાથી અને નાટક ચેટકના ચાળા ચસકા જોવાથી એવી વાસનાઓને ઉત્તેજન મળે છે. તેને અટકાવવાને સ્ત્રીઓને ઉપયોગી થાય એવા સાત્વિક જ્ઞાનનાં પુસ્તકો વાંચવા આપી ધર્મનીતિ અને સંગીન જ્ઞાનનો લાભ આપાવવો જોઇયે.

ત્યારપછી બીજું તત્ત્વ **करणेपु दासी**, એટલે પતિ અને પૂજ્યજનોની સેવામાં દાસીની પેઠે ઉમંગથી ભાગ લેવાની કેળવણી આપવી જોઇએ. દાસીમાં જેટલી દીનતા, નિરાભિમાન અને સેવા માટે તત્પરતા હોય છે તેટલીજ વડીલની સેવા કરવાને સ્ત્રીઓમાં હોવી જોઇએ. સતી સાવિત્રી એક મોટા રાજાની પુત્રી હોવા છતાં ગરીબ પતિની સાથે લાકડાં વિણવા જતી અને શ્રમિત થયલા સ્વામિના ચરણતળાંસતી, લલિતા પોતાના અંધપતિને રક્તપિત્ત થયો ત્યારે ખાંધે બેસાડી ફરતી; સતી **સીતા** જનકતનયા હોવા છતાં વનનાં સંકટ સૌસતી પતિ સાથે વનવાસ સંચરી, અને દીનતા નમ્રતાની સ્વયંમૂર્તિરૂપ તે સતી બધા કષ્ટનાં કારણરૂપ કજીયાળી સાસુ કૈકેયીને પોતે વનવાસ સીધાવતી વખતે ભાવથી હરતે મોઢે પગે પડી. વળી કૌશલ્યાને પુત્રવધુ ઉપર દિકરી કરતાં પણ અધિક પ્રેમ હતો, જેનું પ્રમાણ એટલા ઉપરથીજ મળી આવે છે કે જ્યારે **સીતા**જીએ ચરણે પડી સ્વામિ સાથે જવાની સાસુની રજા માંગી ત્યારે આંસુથી છલકાતી આંખે કૌશલ્યાએ કહ્યું કે, મારા **રામ**નું પ્રેમપાત્ર તું મને રામથી પણ

અધિક પ્રિય છે. આજે તે સ્થાને સાસુવહુનો સ્નેહનું ચિત્ર જોવા જશોતો ઉંદર—બિલાડી જેવો બનાવ નજરે પડશે, અને તેનાં એક પક્ષનો વાંક નહીં પરંતુ બન્ને બાજુમાં તાણાતાણ હોય છે; એક હાથે તાળી પડે જ નહીં. સુમતિવિલાસ જેવા છેલ્લે પાટીએ જઇ બેઠેલા પતિને ઠેકાણે લાવવા પણ લીલાવતી સમર્થ થઇ હતી, ત્યારે સાસુ—નણંદનું મન મનાવવું અને સંતોષમાં સંસારને તારી લેવો એ કોઇ સુજ્ઞ અને ખરી રીતે કેળવાયલી બ્હેનને કંઇ અસંભવિત કાર્ય નથી. નમ્રતા અને દીનભાવ દુનીઆને નમાવે છે. કહ્યું છે કેઃ—"નમ્યા તે સૌને ગમ્યા." ફળ આવે ત્યારે આંબો નીચે નમે છે, અને ફળહીણુ એરંડો ઉંચોજ વધતો જાય છે ! માટે કામસેવામાં દાસીભાવ રાખવા જેટલી નમ્રતાની, સભ્યતાની અને વિનયની કેળવણી આપવી જોઇએ.

**भोज्येषु माता**—ભોજન વેળાએ જેમ માતા બાળકને ભાવથી જમાડે છે તેમ આખા કુટુંબને જમાડી સંતોષ આપવાની તેમજ આખા કુટુંબને જમાડી સંતોષ પામવાની સ્ત્રીની ફરજ છે. પરંતુ એ ફરજ મનની ઉદારતા અને કામની આવડત હોય તોજ પૂરી કરી શકાય છે. ચૂલામાં લાકડી મૂકતાં ન શિખી હોય તે જમાડીને સંતોષ શું આપે ?

**शयनेषु रंभा**—દિવસનાં કામકાજની જંજાળ અને દુનીઆની હાયવરાળથી થાકેલા પતિને રાત્રિ સમયે મીઠા વાર્તાલાપથી સુખી કરવાની અને રીઝાવવાની પણ સ્ત્રીજાતિની મુખ્ય ફરજ છે; તેને ઠેકાણે કેટલીક મૂર્ખ સ્ત્રીઓ પાંચ મિનિટ વખત મળ્યો કે આજે તો કજીઆ, કંકાસ, ફિતુર અને અકળામણની તૈયારીઓ થાય છે. " તમારી...માએ તો આમ કહ્યું. ને તમારો બ્હેને તો તેમ કહ્યું ! ફલાણીએ આવાં લુગડાં દાગીના કરાવ્યા ને મારે નશીબે તો-આવો ભિખારી સંસાર ક્યાંથી કર્મે ચોંટયો ?" આવાં ને આવાં કટુ શબ્દોનાં ઝાપટાંથી જ્યારે પતિ બિચારો કંટાળે ત્યારે માથાં કૂટી, રડી, કકળી, દબાવીને પણ કબુલાતો લેવાની તજવીજ કરે છે. પતિનું ગજું હોય કે ન હોય, તેનાથી બની શકે તેમ હોય કે ન હોય, પતિ કરજે ઉપાડે કે ગમેતેમ કરે, તેની એ મૂર્ખ ધણીયાણીને શી પરવા ? આવાં લોભ લાલસા છોડાવી પતિને અવકાશને વખતે સંતોષ આપવાની ખાસ ફરજ સમજવી જોઇએ.

**धर्मानुकूला**—ધર્મને અનુકૂળ રીતે વર્તવાનું પણ સ્ત્રીઓનું કર્તવ્ય ન્હાનું નથી; હાલની ધર્મશિથિલતા જોઇને પણ ખરેખર આપણને ખેદ થાય છે. ધર્મ છે ત્યાં બધાં સુખ અને ઉદયનું મૂળ છે. પ્રાણ જતાં પણ ધર્મ ઉપર પગ ન આવવો જોઇએ. શ્રીકૃષ્ણભગવાને પણ કહ્યું છે કે,—સ્વધર્મમાં રહીને મોત થાય તે સારૂં અને પરધર્મોનાં સ્વર્ગનું સુખ પણ ભયંકર છે. આગળના વખતમાં ધર્મને માટે સતી સ્ત્રીઓએ પ્રાણ તજ્યા, આનંદપૂર્વક ચિતામાં શયન કર્યું અને સંસાર સુખને તિલાંજલિ આપી હસતે મોંએ સંન્યાસ સ્વીકાર્યો છે.

**क्षमयाधरित्री**—ક્ષમાને ધારણ કરી, પારકા અપકાર ભૂલીજઇ દુઃખ દેનારનું પણ ભલું ...વું એવો મહતભાવજ સ્ત્રીહૃદયની કોમળતાને શોભે છે. સત્તાવનના બળવામાં અનેક પુરૂષોને હિંદુસ્તાનની સ્ત્રીઓએ જીવને જોખમે ઉગાર્યા છે. અસહાય માણસો ઉપર દયા કરવામાં ...આપણી આર્યદેવીઓ પાછી હઠી નથી. ગુસ્સાને અથવા ક્રોધવશ થવાથી લોહી ઉકળવા ...છે, સારા વિચારો નાશ પામે છે, શરીર રોગી થાય છે અને મન પણ બગડી જાય છે. ...હું વ્હડચુંને વ્હડચું રાખવાથી આનંદનો અંશ પણ રહેતો નથી. અને આનંદ એજ ...નો આધાર હોવાથી " શોકિયલ શાહજાદી રોગીયલ બની એવું નજરે પડે છે. માટે ક્ષ...

નમ્રતા સાથની કેળવણી ખાસ પ્રેમપૂર્વક લેવી જોઇએ. વળી गुणैश्च भार्या कुल मुद्धरन्ति–આવા ગુણથી આભૂષિત થયલી બ્હેન, કુળનો પણ ઉદ્ધાર કરે છે. ઉન્નતિનો આધાર ઉપર જણાવ્યા પ્રમાણે સ્ત્રી જાતિ ઉપરજ છે અને ભાવિ પ્રજા એ સ્ત્રી–લતાનાંજ ફળ હોવાથી સારી માઠી દશાનો આધાર સ્ત્રીઓની કેળવણી ઉપરજ રહે છે. મહાન કવિ શેકસ્પિયર એક મોટો ગ્રંથકર્તા થઇ ગયો છે તેની માતાને ગાયન ઉપર ઘણી પ્રીતિ હતી ને તેથીજ તે કવિ શિરોમણી તથા કુશળ નાટકકાર તરિકે પંકાયો છે. મહાન નવલકથા લખનાર સ્કોટની માતા વાર્તાની બહુ શોખીન હતી. કવિ વર્ડ્ઝવર્થની મા ગીત ગાઇ પેટ ભરતી. અકબર બાદશાહની માતા મોટી આસ્તિક, માયાળુ ને નમ્ર હતી. તેમજ શિવાજી મહારાજની માતા જીજીબાઈ પણ પરમ ધાર્મિક અને દેશાનુરાગી હતી. આ પ્રમાણે જે જે મહાન પુરૂષો થયા છે તેમનાં મહાન ગુણો તેમને પોતાની માતા તરફથી ઘણે ભાગે મળેલા હતા. માટે સ્ત્રીઓના સારા આચાર વિચાર એ ભવિષ્યની પ્રજાનું મૂળ બંધારણ છે, જેથી તેમની કેળવણી ઘણી શુદ્ધ ને સંગીન જોઇએ. એક હાથે તાળી પડતી નથી. માટે ડાબું જમણું ઉભય અંગ, પુરૂષ–પ્રકૃતિ બન્ને એક થઇ યત્ન કરશે તો સુધારણા રૂપી સૃષ્ટિ સુંદર બગીચાની પેઠે ખીલી નીકળશે.

રાજકોટ. સૌ. માણેકબાઇ કવિ.

---

## " સ્ત્રીકેળવણી. "

કેટલાક લોક પોતાની છોકરીઓને ભણાવવાની ના કહે છે તેનું કારણ એમ બતાવે છે કે, પૈસા પેદા કરવા સારૂ ભણવું જોઇએ, ભણાવવાથી બીજો કાંઇ ફાયદો નથી. બાયડીઓને રળવા જવું નથી, માટે તેમને ભણવાની કાંઇ જરૂર નથી. આ તકરાર કેવળ જૂઠી છે. રળવાની વાત એક કોરે મૂકીને જોઇશું, તો ભણવાથી બીજા ઘણા ફાયદા જણાશે. જે બુદ્ધિ એટલે મનની શક્તિઓ પરમેશ્વરે સ્ત્રી પુરૂષને આપી છે, તે ભણવાથી ખુલે છે અને સુધરે છે. તેથી તેઓ વધારે ઉપયોગી થાય છે; વળી ભણેલું હોય, તો પોતે જાતે વધારે સુખી થઇ, પારકાને વધારે સુખી કરી શકે છે.

કેટલીક મૂર્ખ અભણ બાઇડીઓ કરતાં ભણેલી બાઇડીઓ ઘરનું કામ વધારે સારૂં કરે છે; ઘરમાં બધું સાફસૂફ ને ચોખ્ખું રાખે છે. પોતે ફુઅડ રહેતી નથી. મૂર્ખ બાઇડીની પેઠે તેઓ પોતાનો વખત લોકની કુથલી કરવામાં, ગાળો દેવામાં, લડવામાં કે ઉંઘવામાં કાઢતી નથી; ઘરનું કામકાજ કરી રહ્યા પછી સિવવામાં, ભરવામાં, ગુંથવામાં, ને સારાં પુસ્તકો વિગેરે વાંચવામાં કાઢે છે.

અભણ બૈરીઓ ઘણી વહેમી હોય છે, તેઓ પોતાના ધણી પાસે નકામા પૈસા ખરચાવે છે. પોતાનો ધણી કાંઇ કરવાનો હોય, તે તેની મતલબ બરાબર સમજાય નહિં, તો તેને પણ તે કરવા દેતી નથી. ધણી વધારે સારા રોજગાર પર પરગામ કે પરદેશ જતો હોય, તો પણ તેને ત્યાં ન જવા દે. આ સઘળું મુર્ખાઇને લીધે કરે છે. નજીવી વાતમાં રિસાય અને કજીઓ કરે. જ્ઞાની સ્ત્રીને જે વાત હલકી ને મનમાં ન લાવવા જોગ જણાય, તે મૂર્ખને મોટી પહાડ જેવડી લાગે.

પણ જો સ્ત્રીઓ ભણેલી હોય, તો આવી મૂર્ખ રહેવાનો સંભવ ઓછો રહે, તેઓ એવી નાની ને ખેવકુરીની વાતોને લેખવે નહિ, ને સૌ સાથે હળીમળીને ચાલે. પોતાના

વરજોડે જ્ઞાનની ડાહીડાહી વાતો કરે અડચણની વેળાએ ભરથારને સલાહ આપે, ને તેના દુઃખથી પોતે દુખી થાય અને વળી દેશનો ઉદય વિદ્યાની વૃદ્ધિથીજ થાય છે, કારણ કે વિદ્યા એજ વીર્ય છે. (Knowlego is power.) સાક્ષરતા એ શક્તિ છે અને સાહિત્યનો ઉત્કર્ષ સાધવાનો એક ઘણો ફળદાયક માર્ગ સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવાનો છે. તે સ્ત્રીકેળવણીનો થોડો ઘણો પ્રારંભ સર્વત્ર થયો છે, પણ તે બસ નથી હાલ શિક્ષણનો લાભ માત્ર કાચી વયની કન્યાઓ લે છે તેથી વધારે વયની કન્યાઓને બહોળી કેળવણી આપવાનો આ સુચનાનો આશય છે આવુ ઉંચા પ્રકારનુ શિક્ષણ આપણી સ્ત્રીઓને ગુજરાતી ભાષા દ્વારા આપવુ જોઇએ ને તેનુ આપવાને સ્ત્રીઓ સારૂ ઉચ્ચ શાળાઓ (Hig Schools) સ્થાપવી જોઇએ.

પહેલાં લોકો કહેતા હતા કે, " છોડીઓને ભણાવવાનો ચાલ નથી " પણ હવે તેમને ભણાવવાના ફાયદા તેઓ સમજવા લાગ્યા છે બરી સ્ત્રીઓને વેપાર, રોજગાર, કે નોકરી કરીને કમાવું નથી એ ખરૂં, પણ ભણેથી તેઓ પોતાના છોકરાનુ વધારે સારૂ કરી શકશે. નેપોલિયને કહેલુ છે કે,

" નેપોલિયન કહે દેશને, કરવા આબાદાન,
સરસ રીત છે એજ કે, દયો માતાને જ્ઞાન "

જેની વહુ સારી કેળવાયલી હોય છે, તે ધણુ કરીને સુખી થાય છે, એવી બાઇ પોતાનાં છોકરાંની સારી સંભાળ લઇ શકે છે, તેમ કુમળાં મનમા નીતિ તથા પરમેશ્વર સબધી સારા સારા વિચાર ઉતારી શકે છે, ને બાળપણથી તેમને સાચુ બોલવા વિગેરેની સારી ટેવ પાડે છે. તે પોતાના ઘરનો હિસાબ રાખે છે, વિચારીને ધણીના ગજા પ્રમાણે ખર્ચ કરાવે છે, વહુવારૂઓને પોતે દુખ દેતી નથી, ને બીજા કોઇને દેવા દેતી નથી, પોતાના છોકરાને ખોટુ સમજાવી તેની વહુ જોડે લડાવતી નથી, પણ તે બેહુ વચ્ચે બહુ પ્રીતિ થાય તેવુ કરે છે માટે બાઇડીઓને મૂર્ખ રાખવી, એ બેવકુફી તથા ગુના ભરેલું કામ છે છોડીઓને ખામુખા ભણાવવી જોઇએ, બૈરા સાથે હેત માયાથી ચાલવુ જોઇએ

ભરતખંડમા અસલ વિદ્યા ઘણી હતી, તેનુ એક કારણ, એ હતુ કે, તે વેળા સ્ત્રીઓ ભણતી તેથી પોતાનાં છોકરાંને અભ્યાસ કરાવવા પર ઘણી મહેનત લેતી. સારાં સારાં લુગડાં ઘરેણાં પહેરાવવાં, કે જમવા તેડી જવા, કે વહેલા વહેલાં પરણાવવાં, એના પર જેટલું તેઓ લક્ષ આપતી, તેના કરતા છોકરાંને ભણાવવા પર તથા પોતાનો અભ્યાસ કરવા પર તેઓ વધારે ધ્યાન આપતી

(સુબોધ) સૌ. બ્હેન સુંદર

---

## સ્ત્રીઓ માટે લાયબ્રેરી.

સુન્દરીસુબોધ, વસન્ત, વગેરે પત્રોમા સ્ત્રીઓને વાચવા લાયક કયા પુસ્તકો છે, હેની ચર્ચા તથા યાદીઓ આવી છે. ભરૂચ, સુરત અને અમદાવાદમા સ્ત્રીઓને માટે લાયબ્રેરી (પુસ્તકાલય) સ્થપાઇ છે. અમદાવાદમા વડનગરા નાગર ગૃહસ્થ એસોસિએશનમા મળતી સ્ત્રી-સમાજમાં એવી એક લાયબ્રેરી કરવા મ્હે પત્ર લખ્યો હતો અને મુંબાઇમા અમારા ગુજરાતી હિન્દુ સ્ત્રીમડળની પણ એક લાયબ્રેરી છે આમ સ્ત્રીઓને કેળવણી આપવા ને

તેમની ઉન્નતિ કરવા ચારે બાજુ પ્રયાસ થાય છે તે વખતે સ્ત્રીઓને માટે લાયબ્રેરી—એક સારી-લાયબ્રેરીની જરૂર, એમાં કોઇ ના કહેશે નહિ.

નિશાળમાં ભણતી છોકરીઓ માટે, સામાન્ય સ્થિતિની ઘરકામથી પરવારી બેસનારી સ્ત્રીઓ માટે, તેમજ ઉંચાં-પૈસાદાર અને પાર્ટીઓમાં ફરનાર કુટુમ્બોની સ્ત્રીઓ માટે આનન્દ આપે, જ્ઞાનમાં વધારો કરે, જીંદગીમાં ઉપયોગી થઇ પડે, બુદ્ધિને ખિલાવે તથા સન્માર્ગે ચ્હડાવે, એવાં જૂદાજૂદા પ્રકારનાં પુસ્તકોની હવે ખાસ જરૂરિયાત સમજાય છે.

સ્ત્રીઓને વાંચવાની શી જરૂર છે? એમને ઘરકામ ઘણું છે, વાંચવાથી હીસ્ટીરીયા વગેરે રોગો થાય છે, માટે એમને ચોપડીઓ વાંચવા આપવી નહિં; એવું કહેનાર, હજીપણ ઘણા નીકળશે. પરંતુ હવે એ ગેરસમજ ધીમેધીમે ઓછી થવા માંડી છે. વાંચવાથી પુરૂષને લાભ થતો હોય તો આપણને પણ થવો જોઇએ. કારીગર લોકોની સ્ત્રીઓને પુસ્તકો વાંચવાની જેટલી જરૂર છે તેટલીજ પૈસાદાર, મોટર—ગાડીમાં ફરનાર બાનુઓને પણ તેમ કરવાની આવશ્યક્તા છે. વિદ્યા અને વિજ્ઞાનના પ્રજાસત્તાકરાજ્યમાં શક્તિ અને લાયકાત (જે ધીમેધીમે હરકોઈ માણસથી મેળવી શકાય છે તે) માં તફાવત હોય છે પરન્તુ જરૂરિયાત વિશે તો કદિ ભેદ છેજ નહિં. જેમ હવા અને અજવાળાની સર્વને એકસરખી જરૂર છે તેમજ જ્ઞાનનું પણ સમજવું. કોઇને પોતાની જાત સુધારવા—કોઇને બાલક સુધારવા—કોઇને દેશનું કામ કરવા—કોઇને સ્ત્રીઓની ઉન્નતિ કરવા—કોઇને ગરીબોને મદદ કરવામાં—કોઇને સાહિત્ય સેવા કરવા—એમ દરેકને પુસ્તકોનીતો જરૂર પડવાનીજ. સુંદરીસુબોધમાં તેમ વસંત વગેરેમાં જે યાદીઓ આવી છે, તેમાં ઘણુંખરૂં પતિસેવા—ગૃહવ્યવસ્થા—માંદાની બાવજત—બાલકોને ઉછેરવા વગેરેનાજ વિષયોની યાદી છે. એકાદ બે સ્થળે સામાન્ય જ્ઞાન કે દેશસેવાની સુચના છે. આ વિષયો કામના છે ખરા, પણ આ શિવાય બીજા ઘણા વિષયો છે. સાયન્સ (વિજ્ઞાન)ની શોધો માટે કંઇ જ્ઞાન લેવાની જરૂર નથી? મુંબાઇમાં રહેનારી ઘણી બ્હેનો સીનેમેટોગ્રાફ વીજળી—ટેલીફોન—ગ્રેમોફોન—એરોપ્લેન—સ્ટીમર—ગેસનાદીવા—મોટાર—વીગેરે વિશે કાંઇજ જાણતી નથી. ગ્રહણ—ધુમકેતુ—ચન્દ્ર—સૂર્ય ભરતી—ઓટ વગેરેની આપણી કેટલી બ્હેનોને માહિતી હશે?

હાલમાં ટર્કી અને ઈટાલી વચ્ચે લડાઇ ચાલે છે, ચીનમાં બળવો થયો છે, પોર્ટુગાલમાં રાજાને પદભ્રષ્ટ કર્યો છે. આપણા મહારાજા ને મહારાણી હિંદુસ્થાન આવે છે. આ બધુ ઇતિહાસના વિષયો આપણે જાણવાની જરૂર નથી? ઈટાલી ક્યાં આવ્યું? ટર્કીમાં કોણ રાજા છે? પાર્લામેન્ટ શું છે, તે આપણને જાણવાનો હક યા જરૂર નથી?

ચોપડીઓ વાંચતાં—ભવભૂતિ—કાળીદાસ—પ્રેમાનંદ—દયારામ—શેકસપીઅર—એડીસન વગેરેનાં નામ આવે છે. એ કોણ હતા, તે જાણવાની જરૂર નથી? યુરોપમાં સ્ત્રીઓ કેવાં જીવન ગાળે છે? આફ્રીકા—અમેરીકાની સ્ત્રીઓની શી સ્થિતિ છે? ચીન અને જાપાનમાં સ્ત્રીઓની શી પદવી છે? ટર્કી ને રૂશીયામાં ગૃહસંસારના શા રીવાજ છે, તે પુરૂષો પુસ્તક આસ્કત જાણે ને આપણને જાણવા જરા ઇચ્છા ન થાય? સીનેમેટોગ્રાફમાં દેખાવો જોવા લઈ જાય ને એમાં આવતા દેખાવો નાના બાલકની માફક સમજ્યા વીના જોઇએ, પછી આપણને શું અસર થાય! બાળકોને કેળવવાની બીજા સુધરેલા દેશોમાં શી રીત છે? ત્યાં કન્યાશાળા કેવી છે? બાલકો [illegible]વાળા મજબુત ને તંદુરસ્ત શી રીતે થાય છે? તે જાણવાની કોઇને

જરૂર હોય તો આપણને છે. કારણ આપણને પોતાને કેળવણી મળી નહોય, આપણને જ્ઞાન આપ્યું નહોય, પછી આપણે બાળકો સારાં કેળવાયલાં બનાવી ન શકીએ; છતાં આપણી જવાબદારી તેથી કાંઇ ઓછી થતી નથી. બીજા દેશોમાં લગ્નપદ્ધતિ કેવી છે, એથી લોકો સંતુષ્ટ છે કે કેમ, આપણા દેશની જુની અને નવી લગ્નપદ્ધતિમાં ફેરફાર થયો છે કે કેમ? સ્ત્રીઓ કુંવારી રહી શકે કે કેમ, તેને માટે દુનીયાના જુદા જુદા લોકોના શા વિચાર છે, તેપણ આપણને જાણવાની જરૂર છે. બીજા દેશના ગરીબ મહેનતુ લોકો શી રીતે કમાય છે, સ્ત્રીઓને કમાવવાની જરૂર છે કે કેમ, હોય તો એમને માટે એમની સ્થિતિ જોઇ કયા કયા ધંધા છે તે જાણવાની આપણને મુખ્ય જરૂર છે.

આપણા દેશમાં એવી માન્યતા છે કે સ્ત્રીઓની આગળ 'ગાયત્રી' વેદ ન ભણાય. હવે આ બાધ શામાટે રાખવામાં આવ્યો હશે તેનો ખુલાસો કરી સ્ત્રીઓને શાસ્ત્રનો અભ્યાસ શા માટે કરવા દેવામાં ન આવે તે સમજાતું નથી. માટે શાસ્ત્ર અભ્યાસ તે કરનારી સ્ત્રીઓના જીવનવૃત્તાંતો તેમજ સ્ત્રીઓને ગૃહસંસારની સાથે ધર્મનું જ્ઞાન થાય એવાં સાદાં સમજાય એવાં પુસ્તકો પણ થવાં જોઇએ.

આ અને આવા ઘણા વિષયોનું જ્ઞાન આપણને મળવું જોઇએ અને તેને માટે એક એવી લાયબ્રેરી જોઇએ કે આ વિષયને લગતાં પુસ્તકો ત્યાં મળી શકે. આવી લાયબ્રેરી થશે ત્યારેજ ખબર પડશે કે કઇ જાતનાં પુસ્તકો ગુજરાતીમાં નથી.

આપણે ત્યાં સાધારણ વાર્તા કે નવલકથા, બાળ કેળવણી, પતિસેવા, ગૃહવ્યવસ્થાનાં પુસ્તકો છે પરંતુ તે શિવાય મન અને બુદ્ધિ ખીલે એવાં ને બાળકોને ઉપયોગી પુસ્તકો નથી.

આ ઉપરાંત મ્હોટી ઉમ્મરની સ્ત્રીઓ જેમનો મને મુબાઇમાં અનુભવ થયો છે તેવી સ્ત્રીઓમાં કેટલીકને ઇગ્રેંજી ભણવાનો શોખ હોય છે કેટલીકને ગુજરાતી ભણવાનો શોખ હોય છે. ને કેટલીકને સંસ્કૃત ભણવાનો ઉમગ હોય છે. તો મ્હોટી ઉમ્મરની સ્ત્રીઓ માટે બાળકોની ચોપડીઓથી જુદીજ તરેહની ચોપડીઓ થવી જોઇએ. મા બા. ચા પા. એ પાંચ સાત વર્ષના બાલકને ભણવામાં આનંદ પડે પણ પચીસ કે ત્રીસ વર્ષની સ્ત્રીને એવી શરૂઆત કરતાં કંટાળો આવેજ. એમજ ઇગ્રેજી ને સંસ્કૃતનું. આટલા માટે મ્હોટી ઉમ્મરની સ્ત્રીઓ માટે અભ્યાસ સ્હેલાઇથી શરૂ કરી શકે એવાં પુસ્તકો લખાવાં જોઇએ.

ઘણા કેળવાયલા પતિ પોતાની સ્ત્રીઓ ગુજરાતી ભણેલી હોય છે છતાં તેમનામાં અસંતુષ્ટ હોય છે. તેઓ તેમની વાતો સમજી શકતી નથી ને એથી તેમને કદાચ કંટાળો આવે પણ એમને સમજાય એવાં સરળ અને સાદાં પુસ્તકો મળી શકતાં હોય તો બે ચાર વર્ષે એજ સ્ત્રીઓ પતિની વાતો, પતિની સાથે પતિના મિત્રોની વાતો સમજી શકે અને ઘરમાં તેમજ બ્હાર આનંદ: સુખ ફેલાય.

વર્તમાન પત્ર તેમજ માસિકો માટે પણ એજ કહેવાનું છે. સ્ત્રીઓ માટે સુંદરીસુબોધ એકજ એવું માસિક છે કે જેમાં સ્ત્રીઓને માટે અમુકજ વિષય એમ નથી એટલાજ માટે એ પત્ર વધારે પ્રિય થઇ પડયું છે

સ્ત્રીઓ પુરૂષની મિત્ર છે તો તેમને તેમના સુખ દુ:ખમાં ભાગ આપવો જોઇએ અને એ ભાગ વાંચવા લખવામાં—તથા દેશના ને ન્યાત જાતના કામમાં પણ આપવો જોઇએ.

આટલા માટે સ્ત્રીઓને તો અમુકજ કામ છે એમ ન માનતાં યોગ્ય કેળવણી લઇ, એમને પણ જગતનાં બીજા કામોમાં યથાશક્તિ ભાગ આપવાની જરૂર છે.

જ્યારે નિશાળમાં કન્યા-તરીકેની અને ઘેર પુત્રી કે પત્નિ તરીકે કેળવવાની આપણી ફરજ છે, એમ શીક્ષક મા બાપ કે પતિ સમજશે ત્યારે સારી સ્થિતિ થશે. આ કરવાને સ્થળે સ્થળે લાયબ્રેરીમાં માત્ર જ્યાં ત્યાં પુસ્તકો ભેગાં કરવા કરતાં ઉપર કહ્યું એ પ્રમાણે સારાં ઉપયોગી વિષય સંબંધીનાં માસિકો, વર્તમાન પત્રો અને પુસ્તકો રાખવાં. જ્યાં સુધી ગુજરાતીમાં આવાં પુસ્તકો ન મળી શકે ત્યાં સુધી ઇંગ્રેજી પુસ્તકો રાખવાં અને સાહિત્ય સભા, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી જેવી સભા તરફથી એવાંજ પુસ્તકો લખાવવા છપાવવાની તજવીજ થવી જોઇએ. આ લાયબ્રેરીમાં સ્થાનીક અને બ્હાર ગામની સ્ત્રીઓને મેમ્બર થવાનો હક આપવો ને ડીપોઝીટ તરીકે અમુક રકમ લઇ જ્યાં મંગાવે ત્યાં એ ચોપડીઓ એમના ખર્ચે મોકલી આપવી. નિશાળોમાં કન્યાશાળામાં તેમજ સ્ત્રીઓની સભામાં આવાં પુસ્તકોનું વાંચન કરાવવું જેથી પુસ્તકોનો ઉપયોગ થાય. સ્ત્રીઓની સભામાં આવાં પુસ્તક પુસ્તકોનું વાંચન ગોઠવાનું બની શકે એમ હું ધારતી નથી. તો પછી પુરૂષો માફકની લાયબ્રેરીઓ બહુ લાભ કર્તા નથી. ઘર કામ, બાલકો સંભાળવાં વગેરે કામ ઉપરાંત, વખત કાઢી સામાન્ય સ્થિતિની સ્ત્રીઓને લાયબ્રેરીમાં જવાનો વખત મળવાનો નહિ.

એટલા માટે આવી લાયબ્રેરી સ્થપાવામાં સુંદરીસુબોધની વાંચક બ્હેનો મદદ કરશે એવી આશા છે. સ્ત્રીઉપયોગીની સાથે બાલકને માટે રચાયલી નાની ચોપડીઓ કે જેમાંની વાર્તાઓથી જ્ઞાન ને આનંદ બે મળે તેવી ચોપડીયોની ખાસ જરૂર છે. ને એવી ઇંગ્રેજીમાં ઘણી ચોપડીઓ છે પણ ગુજરાતી થવાની જરૂર છે. ને તેની પણ યાદી થવી જોઇએ.

સ્ત્રી—ઉપયોગી પુસ્તકોની યાદી સુંદરીસુબોધમાં આવી ગઇ છે. ત્હેમાં મ્હારા મત પ્રમાણે ઉપર જણાવેલાં વિષયોનો સમાવેશ થવાની જરૂર છે. તો એવાં પુસ્તકોની યાદી કરી બ્હાર પાડવાની અને એવી એક મુખ્ય લાયબ્રેરી સ્થાપવાની જરૂર મને લાગે છે.

આ સબંધી મ્હારૂં કહેવું અયોગ્ય હોય અથવા એમાં સુધારો વધારો કરવા જેવું હોય તો વાચક બ્હેનોને તેમ કરવા વિનંતી છે. હાલતો એટલુંજ કહી અટકીશ.

'સેન્ટાક્રુઝ' સૌ. પ્રમિલા.

---

## સ્ત્રી—પ્રયાસ.

શ્રીમતી સૌ. સરલાદેવીનું નામ હિન્દુસ્થાનમાં સુવિદિત છે. સ્ત્રી જાતિની ઉન્નતિ માટે એમના પ્રયાસ સતત ચાલુ હોય છે. કુમારિકા હતાં ત્યારે પોતાની ભગનીઓના શ્રેય માટે નાના પ્રકારના પ્રયાસ કરતાં, તેમજ લગ્ન થયા પછી પણ આ કર્ત્તવ્યપરાયણ સ્ત્રીનો ઉત્સાહ શિથિલ નથી પડયો. આવાં સ્ત્રીરત્નો આપણા દેશમાં વધારે પાકશે ત્યારેજ આપણી ઉન્નતિ થશે. પરંતુ એક રત્નના પ્રકાશથીજ કાંઇક ઉદયનાં ચિન્હ માલુમ પડવા લાગ્યાં છે.

ગયા વર્ષમાં ડીસેમ્બર મહિનામાં અમ્હદાબાદ ખાતે નેશનલ કોન્ગ્રેસ, સોશીઅલ કોન્ફરન્સ વિગેરે પરિષદો મળી હતી. તે પ્રસંગે મહિલા પરિષદ્ પણ મળી હતી. આ ઉપરાંત લાહોરમાં સ્થપાએલા ભારતસ્ત્રીમહામંડળ તરફથી એક બીજી પરિષદ્ બોલાવવી એવી સૂચના

થઇ હતી. મુંબઈ, અલ્હાબાદ, ઇત્યાદી મોટાં શહેરોમાં લોકોનો અભિપ્રાય આ બાબત માટે પૂછાવવામાં આવ્યો હતો. પણ કાંઇ ન કળી શકાય એવાં કારણોને લીધે પુરૂષ મત આ બીજી પરિષદ્‌ની વિરુદ્ધ થયો તે છતાં અનેક સંકટો સામે ટકર ઝીલીને માત્ર સ્ત્રીઓના પ્રયાસથીજ—આ દ્વિતીય પરિષદ્ મળી હતી. સર્વ કાર્યની વ્યવસ્થ સ્ત્રીઓએજ કરી હતી. સ્ત્રી–સ્વયંસેવકો સ્હવારથી કામ કરવા મંડી જતાં હતાં. માત્ર બપોરના જમવા માટે થોડી ઘડી નવરાશ કહાડતાં, બાકી આખો વખત કામ કરતાં; છેવટ એ પ્રયાસ સફળ થયો અને જંજીરાનાં બેગમ સાહેબના પ્રમુખપણા નીચે પરિષદ્ મળી. હિન્દુ સ્ત્રીઓની આ પરિષદ્‌માં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતા.

૧. ભારતસ્ત્રીમહામંડળની આ સમાજનો અભિપ્રાય થાય છે કે ભારતખંડનાં સર્વ મોટાં શહેરોમાં આ મંડળની શાખા સ્થાપવી અને તેનો કુલ અખતિઆર મૂળ સંસ્થાને હસ્તક રાખવો. તેનું મુખ્ય સ્થળ લાહોર રાખવું.

૨. આ સમાજનો સર્વાનુમતે અભિપ્રાય થાય છે કે પડદાના રિવાજ તથા બાળલગ્નની રૂઢીને લીધે શાળામાં શિક્ષણ લેતી કન્યાઓનું પ્રમાણ ઘણું થોડું છે, તેથી પરિણીત સ્ત્રીઓ માટે જૂદાં જૂદાં સ્થળોમાં મહામંડળ તરફથી ગૃહશિક્ષણનું મિશન સ્થાપવું.

૩. ભિન્ન ભિન્ન સ્થળે મહામંડળની સાહિત્ય કમિટીઓ સ્થાપવી. અને તે દ્વારા આપણા દેશની ભાષાઓનો પ્રચાર કરવો, જેથી અર્વાચીન વિચાર, જ્ઞાન અને શિક્ષણ– વિશેષ કરીને હિન્દુ જાતિની ઉત્પત્તિનો સાધન તરીકે–નો વિસ્તાર થઇ શકે; અને સરળ અને સમજી શકાય એવી ભાષામાં થાય તો થોડું વાંચતાં લખતાં આવડતું હોય એવી દરેક સ્ત્રીને લાભ થાય.

૪. ગરીબ સ્થિતિની સ્ત્રીઓને અનેક આપદા વેઠવી પડે છે તો તેમના લાભને માટે સ્થળે સ્થળે દુકાનો કહાડવી, તથા બીજી સરળતા કરી આપવી. તેથી તેઓ પોતાના અને પોતાનાં કુટુંબના કલ્યાણને માટે કાંઇક ઉપયોગી વસ્તુઓ પેદા કરી શકે, છતાં તેમના પોતાના અથવા કુળના અભિમાન કે માનને હાનિ પહોચે નહિ.

૫. આપણા દેશની સ્ત્રીઓને માટે પ્રચલિત દાકતરી મદદની વ્યવસ્થામાં તપાસ કરવી– લોકો તેનો કેટલો લાભ લે છે, વાસ્તવિક રીતે તેનો લાભ લેવામાં કયાં કયાં પ્રતિબંધનો નડે છે, અને કેવી રીતે તેને લોકપ્રિય કરવી.

૬. હિન્દુસ્થાનની એકાદ રાણી અથવા બેગમને વાર્ષિક સભામાં અધ્યક્ષ સ્થાન આપવું ( તે વર્ષમાં પછી તે 'એકસ ઑફીશીઓ' પ્રમુખ તરીકે કામ કરે ) અને અન્ય નામાંકિત સન્નારીઓને ઉપપ્રમુખનુ સ્થાન આપવુ–ઇત્યાદિ. આ સર્વ કામનો કુલઅખતિઆર આ મંડળના ઉત્સાહી સ્થાપનાર શ્રી. સૌ. સરલા દેવીને આપવો.

આ પરિષદ્ મળી ત્યાર પછી તરતજ અલ્હાબાદમાં ભારતસ્ત્રીમહિલામંડળની શાખા સ્થાપવામાં આવી હતી. ત્યાર પછી શ્રી. સૌ. સરલા દેવી કલકતે ગયાં અને અનેક સ્થળે ફરી ફરી પ્રયાસ કરીને ત્યાં પણ એક શાખા સ્થાપી.

ભારતસ્ત્રીમહિલામંડળનું મુખ્ય મથક લાહોર છે. અને અત્યાર સુધીમાં યુનાઇટેડ પ્રૉવીન્સમાં તથા પંજાબમાં શાખાઓ સ્થપાઈ છે; અને અન્ય સ્થળે શાખાઓ સ્થાપવા માટે અરજીઓ આવવા માંડી છે. એજ બતાવી આપે છે કે સ્ત્રીજીવનના હિતને માટે સર્વત્ર જાગ્રતી થવા માંડી છે.

મદ્રાસ, નાગપુર, અને મુંબાઇમાં પણ એની શાખાઓ સ્થાપવાની ધારણા છે.

**ભારતસ્ત્રીમહામંડળનો ઉદ્દેશ** એ છે કે,–ભરતખંડની દરેક કોમની, દરેક પંથની, દરેક વર્ણની અને જાતિની સ્ત્રીઓને હિન્દુ ભગિનીઓના નૈતિક અને વ્યાવહારિક શ્રેયના સામાન્ય હિતના પ્રશ્નના નિરાકરણ માટે એકત્ર કરવાની યોજના કરવી; અને એ યોજના દ્વારા અરસપરસ સહાયતાથી અને એકસંપથી વર્તીને સ્વજાતિનું કલ્યાણ સાધીને મનુષ્યજાતિનો ઉત્કર્ષ કરવો.

આ હેતુ સફળ થવા માટે નીચે પ્રમાણે માર્ગ ગ્રહણ કરવાઃ—

(૧) હિન્દુ જીવન સ્થિતિને અનુકૂલ સ્ત્રીઓ માટે ગૃહશિક્ષણની યોજના કરવી.

(૨) સ્ત્રીજાતિના ઉત્કર્ષ માટે જે સાહિત્ય, વિજ્ઞાન અને વિચાર આવશ્યક લાગે તેનો પ્રચાર કરવા માટે દેશની ભાષાઓનો પ્રસાર કરવો.

(૩) કુલને લાંછન ન લાગે એવી રીતે ઉપજીવિકા સંપાદન કરવાનો સરળતા કરી આપવી.

(૪) સ્ત્રીદાક્તરી મદદ લેવાની સમજૂતી આપવી.

(૫) સમિતિની મદદ માટે ફન્ડ એકઠું કરવું.

(૬) દેશના સર્વ ભાગમાં મુખ્ય સમિતિની શાખાઓ સ્થાપવી.

(૭) મહામંડળની જે જે સંસ્થાઓ હોય તે તેમાં જોડી દેવી.

(૮) દેશના સર્વ ભાગમાં સ્ત્રીઓની સંસ્થા, સ્ત્રીઓનાં કાર્ય, અને સ્ત્રીઓની ઉન્નતિ સંબંધી માહિતી આપવા માટે 'બ્યુરોઝ' (સલાહ મળે એવી ઑફિસો–જગાઓ) સ્થાપવાં.

(૯) મંડળના સભાસદો તથા અન્ય સ્ત્રીઓની સભા સર્વસ્થળે પ્રસંગોપાત બોલાવવી.

(૧૦) ઉપર જે ઉદ્દેશ દર્શાવ્યા તે પાર પાડવા માટે બનતો પ્રયાસ કરવો.

ગમે તે કોમની, ગમે તે વર્ણની, ગમે તે પંથની, અને ગમે તે દેશની સ્ત્રી, જેને મહામંડળના ઉદ્દેશ સાથે સહાનુભાવ હોય, અને તેને સહાય્ય કરવાની ઇચ્છા હોય તે મેમ્બર થઇ શકે. દરવર્ષે એક રૂપીઓ વર્ગણીનો રાખ્યો છે.

હાલમાં મંડળમાં ૫૦૦ સભાસદોનાં નામ દાખલ થયાં છે. કલકત્તાની, અલ્હાબાદની અને લાહોરની શાખાએ ઉત્તમ રીતે કામ કરવા માંડ્યું છે.

ઝનાના સ્કુલોને માટે સ્ત્રી શિક્ષકો રાખવામાં આવ્યા છે. તેમને જવા આવવા માટે ગાડીઓનો બંદોબસ્ત કરવામાં આવ્યો છે.

ઝનાનાશાળાને માટે ચાર માર્ગ સૂચવવામાં આવ્યા છે.

(૧) ઘેરેઘેર શિક્ષકો મોકલવા. (૨) જુદા જુદા મહેલ્લામાં વર્ગ ઉઘાડવા (૩) અભ્યાસક્રમ એક રીતનો નિશ્ચિત કરી સર્વસ્થળે તેની પરીક્ષા લેવી, અને વર્ષ અન્તે મહામંડળ તરફથી ઇનામ વહેંચવાં. (૪) ઝનાના સ્ત્રીઓએ 'વિદ્યાદાન વ્રત' ગ્રહણ કરવું. જે જે વિદ્યામાં નિપુણતા હોય તે તે વિષય શીખવવાનો સર્વેએ યત્ન કરવો.

સ્થાનિક કાર્ય માટે દરેક સ્થળે વ્યવસ્થાપક કમિટી કરવી.

કૉરોનેશન વખતે મહામંડળની સર્વ શાખામાં સંમીલન કરવામાં આવ્યાં હતાં, અને આનન્દોત્સાહ પ્રદર્શિત કરવામાં આવ્યો હતો.

ઝનાના શિક્ષક બનાવવા ઉપરાંત સ્ત્રીઓએ તૈયાર કરેલી વસ્તુઓના વેચાણ માટે સાધન કરી આપ્યાં છે;—નારી નિર્વાહ ભંડાર નામની યોજના કરી છે. સાહિત્યને અંગે પણ પ્રયાસ ચાલે છે.

ઉપરના વિવેચન ઉપરથી માલુમ પડશે કે ભારતસ્ત્રીમહામંડળે જે કાર્ય માથે લીધું છે તે કાંઇ ન્હાનું સુનું નથી.

દેશની ભગિનીઓનાં અંતઃકરણમાં પ્રકાશનાં કિરણનો પ્રવેશ કરાવવો, તેમના જીવનમાં અને ગૃહમાં રસિકતાનો પ્રવેશ કરાવવો એ જ આ મંડળનો હેતુ છે.

ઉંચા વર્ગની હિન્દુ સ્ત્રીઓને કાંઇ કામકાજ ન હોવાને લીધે આળસમાં તેમનું જીવિત સમાપ્ત થાય છે, તો આ સ્ત્રીમંડળે તેમની સમક્ષ કાર્ય ક્ષેત્ર ઉભું કર્યું છે. તુચ્છ વિષયોમાં, કુથલીમાં અને પરનિન્દા કરવામાં વખત ગાળીને જીવન વ્યર્થ ગાળવું તેના કરતાં આ પ્રમાણે તેમની દૃષ્ટિમર્યાદાનો વિસ્તાર કરી આપ્યો છે, અને એ રીતે ઉન્નત અભિલાષાઓ સફળ કરવાને સાધન કરી આપ્યું છે.

સેવાસદન, વનિતાવિશ્રામ જેવાં સ્થળો આ પ્રકારનુંજ કાંઇક અંશે કાર્ય કરે છે. પરંતુ સમસ્ત દેશની સ્ત્રીઓનાં હૃદય એક કરીને, ભગિનીભાવની જાગ્રતિ કરવાનો પણ આ મહામંડળનો ઉદ્દેશ છે.

"All are but parts of one stupendous whole,
Whose body nature is and God the soul."

પ્રકૃતિ જેનો દેહ છે, અને પરમેશ્વર જેનો આત્મા છે, એવા એક મહાન તત્વનાં સર્વે ભિન્ન ભિન્ન અંગ છે.

અન્ય સર્વ સ્થળ કરતાં હિન્દુસ્થાનમાં સ્ત્રીનું હિત તે પુરૂષનું હિત છે. અને જો મનુષ્ય પ્રયત્ન હશે તો ઇશ્વરી સાહાય્ય તો આપોઆપ આવશેજ, એ શ્રદ્ધાથી જો કાર્ય થશે તો ફતેહ થવાની એ નિશ્ચય છે. પુરૂષોની મદદ અને ઇશ્વર ઇચ્છા અનુકૂલ તો આ પ્રયાસ સફળ થવા સર્વતઃ સંભવ છે.

આ મંડળની શાખા ગુજરાતમાં—અમદાવાદમાં સ્થાપવા માટે પ્રયાસ થાય તો લાભ થશે એટલીજ સૂચના છે.

વડોદરા. સૌ. શારદા મહેતા.

---

## આખું જગત્ શું શોધી રહ્યું છે!

(ઇંગ્રેજી ઉપરથી.)

૧. જીંદગીને હું કયી રીતે ઉચ્ચદશા અને કર્તવ્ય પરાયણતાએ પ્હોંચાડું? કયી રીતે મારી આત્મશક્તિની ખરી ગૃહણ શક્તિ જાણું? હું કેવી રીતે કાયમ અને સત્ય પ્રભુતા પામું? હું કેવી રીતે આ જીંદગી ભરપૂર સુખ, નિર્વૃત્તિ, આનંદ અને સંતોષથી પરિપૂર્ણ કરૂં કે જે નીરંતર વૃદ્ધિ પામ્યાજ કરે—જેની પ્રાપ્તી એવી જ્યોતી ઉત્પન્ન કરે કે તેનું તેજ કદી ઘટે નહીં, તેનાથી નીરંતર આત્માનન્દ પમાય અને તેનો કદી પણ કંટાળો આવે નહીં.

૨. બીજા કોઈ પણ પ્રશ્નો નથી કે જે આનાથી વધારે વાર પુછાયા છે. અનેક મનુષ્યોએ આ પ્રશ્નો પુછતાં તેમનાં જીવન પુરાં કર્યાં છે, હરકોઇ મનુષ્ય આજે તેજ પ્રશ્ન ઉઠાવે છે. લાખોએ ગતકાળમાં પૂછ્યા છે. લાખો આજે પુછે છે. દરેક પ્રજા અને હવે પછીના લાખો તેજ સવાલો પુછશે. દુનીઆના દરેક ભાગના લાખો મનુષ્યો આ પ્રશ્નના ઉત્ત

તિત્ર ઇચ્છાથી અને આતુરતાથી શોધે છે. તેમને માટે અને ભવીષ્યની પ્રજાને માટે એક સત્ય અને સફળ ઉત્તર છે? પ્રીય વાચકો, તમને એનો ઉત્તર શોધવામાં રસ પડે છે? તે ઉત્તર માટે આતુર છો? આ પુસ્તક તેના નામ ઉપરથી તમે વાંચવાને હાથમાં લીધું છે અને આટલે સુધી વાંચ્યું છે. તેજ સુચવે છે કે તમે પણ આ અસંખ્ય માણસોમાંના એક છો.

૩. ઘણાં કાળથી જે મહાન સવાલ પૂછાતો આવ્યો છે તેનેજ બીજા રૂપમાં પુછીએ કે જીંદગીનું પરમ સુખ શું? આનો સત્ય અને સંતોષકારક જવાબ મેળવવા માટે અસંખ્ય મનુષ્યો પોતાની બધી મીલકત ખુશીથી આપે તેમ છે. જો આપણે આપણી વચ્ચેજ તેનો ખરો અને સંતોષકારક જવાબ શોધી કહાડીશું તો આટલો ટુંકો વખત પણ જે આપણે સાથે ગાળ્યો છે તેને જીંદગીના અમુલ્ય સમય તરીકે લેખી શકીશું. મારા ધારવા પ્રમાણે આનો જવાબ મળે તેમ છે. કદાચ આપણી શોધ વધારે નીર્ણયવાળી નીવડશે. તમારી ઇચ્છા હોય તો દરેક ડગલે મારી સાથે તકરાર અને દલીલ કરો પણ અને છેવટે કહેવુંજ પડશે કે તે જવાબ સાચો અને સંતોષકારક છે કે નહીં.

૪. આ એક મહાન અને સરલ ઉદ્દેશ છે. જો તેને દઢ નીશ્ચયથી ગ્રહણ કરવામાં આવે, તેને જીંદગીના મધ્યબીંદુ અને મુખ્ય ઉદ્દેશ તરીકે ગણવામાં આવે અને તેની આસપાસના સર્વ હેતુઓ પોતાની મેળે યોગ્ય રીતે યોજાય તો આ જીવન સફલ થાય, પરમ સુખી બને. જેટલો તે ઉદ્દેશ દઢતાથી ગ્રહે, તેટલાજ પ્રમાણમાં તે મનુષ્ય પ્રેમ અને આશીર્વાદ મેળવી શકે. વળી તે ઉદ્દેશ સર્વ મનુષ્યો ગ્રહી શકે તો જે દુનીઆમાં આપણે રહીએ છીએ તેનો એક રાતમાં અજાયબ જેવો ફેરફાર થઇ જાય, જેવા ફેરફારની રાહ દુનીઆં ઘણાં વખતથી જુએ છે. અસંખ્ય માણસો જેઓ દુઃખ અને નિરાશામાં ડુબી ગએલાં છે, તેઓને તેનાથી જીવન–આશા અને સંતોષ મળે. હાલ જે કહેવત સાચી ઠરી છે કે "મનુષ્યનું મનુષ્ય પ્રત્યેનું અમાનુષીક વર્તન લાખો મનુષ્યોને શોકગ્રસ્ત બનાવે છે–". તે ફરીથી નહીં કહેવાય. સ્ત્રીઓ રાત અને દીવસ પોતાના આનંદનીજ શોધ માંજ કહાડે છે. તેમના જીવનમાં, એટલાં બધાં સાચાં અને અકૃત્રિમ આનંદ, સુખ, અને સંતોષનો ઝરો વહે–કે જે પ્હેલાં તુચ્છ અને ખોટા આનંદને સત્ય માનતી હતી તે આનંદ આની પ્રાપ્તિથી ફીકા લાગે. સાચો આનંદ શેમાં સમાયલો છે તેનું ત્યારે ખરૂં ભાન થશે. હલકી ધાતુ અને કુંદન, કાચમણી અને અમુલ્ય મણીની સરખામણી જેટલોજ ફેર તે વખતના માની લીધેલા આનંદ અને આ ઉદ્દેશ સમજ્યા પછી આવેલા અક્ષય આનંદ વચ્ચે લાગશે. વળી તેજ સ્ત્રી જેણે પ્હેલાં પોતાના ગર્વથી કવચીતજ પોતાનું આંગણું સાફ કરનારી સ્ત્રી સામે નજર કરી હશે જે દેખીતી ગરીબ હોવા છતાં જો તેનું ખરૂં જીવન જણાયતો તેજ કદાચ પોતાથી ઉચ્ચ અને તેથીજ આ જગતને ઉપયોગી જીવન ગાળતી લાગશે વળી તેજ ગરીબ સ્ત્રી પ્રભુ–પીતાની પુત્રી હોવાથી તેને પોતાની બ્હેન તરીકે ગણશે. અને તેથી તેનું ગર્વહીન, ગરીબ જીવન તેની દીનતામાં પણ સુંદર–સુખી અને મધુરૂં બનશે. તેનાથી (ઉદ્દેશથી) જ દેશમાં રાજ્ય ખટપટીઆ પુરૂષો (politicians) જેઓ પોતાના ફાયદાને માટે સાર્વજનિક હીત બગાડનાર છે તેઓને બદલે રાજનીતીજ્ઞ પુરૂષો (statesmen) પેદા થશે. વળી મહાન અને અનીશ્ચયને સામાજીક વીચારનો વીષય જે હાલ આપણી સમક્ષ છે તેનું નીરાકરણ થશે. ટુંકામાં દરેક પુરૂષ પુરૂષોમાં પ્રધાન થશે અને દરેક સ્ત્રી સ્ત્રીઓમાં રાણીસમાન બનશે.

ભૂલી ગયો છે, જેણે પોતાનુ જીવન દુનીઆના સેંકડો, હજારો અને લાખો મનુષ્યો સાથે મેળવી દીધું છે, તે જીવનનોજ તે તે એક ભાગ થયો છે,-તેથી તેણે પોતાની એક નાની જાતને હજારો લાખો ગણી મોટી બનાવી છે. આને લીધે તેનું જીવન હંમેશાં ઉચ્ચ સ્થિતિ પામ્યા કરશે દીવસે દીવસે 'ઉત્તમતા અને ઉચ્ચતાને પામી એક દીવસ મહાન અને ઉચ્ચ દશાને પામેલા ભાગ્યશાળી જીવનોમાંનો તે એક બનશે, અને ભરપુર સુખ શાંતી અને સંતોષ વાળું અદ્દભુત જીવન અનુભવશે. કે જેની સરખામણી આગળ આપણાં કૃત્રિમ સુખ અને જીવન ખરેખર તુચ્છ લાગે છે! તે મનુષ્યનુ નામ અને સ્મરણ તેના મરણ પછી પણ મનુષ્યજાતીરૂપ આકાશમાં કીર્તિરૂપી તારાની માફક અમર રહી ઝળક્યાં કરશે.

૧૨. આ મહાન ઉદ્દેશના આન્તર્‌સીદ્ધાંતને જો બીજા શબ્દોમાં મુકીએ તો, સુખોપાર્જન એ આપણી પ્રવૃત્તિનો મુખ્ય અને પ્રત્યક્ષ વીષય હોવો ન જોઇએ જો સુખ મળવાનુંજ હોય તો પ્રેમ, સેવા અને સુખ આપણે બીજાને આપીએ તેથી મળવુ જોઇએ તેના શિવાય સત્ય સુખની પ્રાપ્તીનો સંભવ નથી વળી તેજ રીતે સાચી પ્રભુતા પામવાનો પણ આપણી પ્રવૃત્તિનો મુખ્ય હેતુ હોવો ન જોઇએ સુખ, પ્રભુતા વીગેરે સઘળુ હમેશા પરોક્ષ રીતેજ મળે છે દુનીઆમા એકે એવો દાખલો દાખલો નથી જોયો કે તેને શોધવા જવાથી તે પ્રાપ્ત થયું છે અને તેથીજ અમુક મનુષ્યોને અનુકૂળ થવાને આ કુદરતનો મહાન ઇશ્વરી નીયમ ફરવાનો નથી તે નીયમને ઓળખો તમારૂ જીવન તેની સાથે અનુસરતુ ( Harmony-માં ) રાખો એટલે તમને જરૂર તેનો બદલો મળશે અને તેની વીરૂદ્ધ ચાલો તોપણ તરતજ તેની શીક્ષા ખમવી પડશે કારણ કે તેને અનુસરતા આપણાં વર્તન કે તેની વીરૂદ્ધનાં આપણાં વર્તનથી આ મહાન ધારો બદલાવાનો નથી

૧૩. જે સ્ત્રીઓના તેમજ પુરૂષોના નામને આજે આપણે માન આપીએ છીએ, તેઓની દરેકની જીંદગી આ ઉદ્દેશનેજ અનુસરતી હતી જો તમારી ઇચ્છા હોયતો, દુનીઆના ઇતીહાસમાથી જગતમાં જે જે ખરેખરા મ્હોટા થયા છે તેમની એટલે હાલ જે જે તેવા હયાત છે તેમની તથા જે જે મરી ગએલા કહેવાય છે છતાં જેઓનુ સ્મરણ મનુષ્ય હૃદયમા તાજુ છે તેઓના સર્વના નામની યાદી કરી તેઓનુ ચરીત્ર જોશો તો જણાશે કે તેઓની દરેકે દરેક જીંદગી પ્રત્યક્ષ રીતે કે પરોક્ષ રીતે પરમેનામા ગયાઇ છે કે નહી. કોઇપણ માણસ કીર્તિ, આબાદાની, સુખ, કે માન પ્રત્યક્ષપણે પોતાના ફાયદા માટે ઇચ્છે, તો તેને ખરેખરૂ સાચું અને કીમતી જોઇએ તેટલુ બીલકુલ મળતું નથી કદાચ તાત્કાળીક મળતુ લાગે, છતાં મહાન ઇશ્વરી નીયમ તેની પ્રાપ્તીની હદ કરી દે છે અને તેથી વ્હેલો કે મોડો, ઘણુ કરીને વ્હેલોજ, તે પ્રાપ્તીનો અંત આવે છે!

૧૪ મનુષ્ય જાતીના સ્વભાવના વલણને નીયમમાં રાખનાર જે મહાન અને સર્વવ્યાપક કુદરતી કાયદો છે તે એમ દર્શાવતો માલુમ પડે છે કે જે મનુષ્ય સ્વાર્થી હોય, પોતાનાજ વિશે વીચાર કરનારો હોય, પોતાનાજ ઉપભોગમા જીવન ગાળનારો હોય, વળી માન, પદવૃદ્ધનો આકાંક્ષી હોય, તે પોતાના મનની સ્થિતિથીજ સુચવે છે કે આ સર્વ મેળવવા માટે તે અતીશય નાલાયક છે અને મનુષ્ય જાતી તેવાઓને તે બધુ અર્પવા નાખુશ છે જે મનુષ્ય પોતાની જાતને તેમજ ઉપર કહેલા માન મરતબાને અને સુખોને પ્રવૃત્તિનો મુખ્ય વીષય નહી કરતા પોતાની દ્રષ્ટી સન્મુખ આ ઉદ્દેશને રાખી બીજાને સહાય કરવામા, સુખી કરવામાંજ પોતાનું જીવન ગાળે

તો તેથી તે સુચવે છે કે તેઓ સર્વે મેળવવાને માટે યોગ્ય છે. જગત અને અંતર-પ્રવૃત્તિથી સહજમાં તેને તે અર્પણ કરે છે. આ મહાન કુદરતી કાયદાને ઓળખવાથી ઘણાઓને લાભ થશે. મનુષ્ય જાતીએ હમેશાં અંતરથી વીરપુરૂષોની પ્રશંસા કરી છે અને તેથી તે સેવા–સીદ્ધાંતને પણ આવા દાખલાથી મજબુતીથી મળે છે. તમે જુઓ, કોઇપણ વીર રત્ન સ્વાર્થ સાધવાથીજ થઇ શક્યો છે? હમેશાં પારકા માટે કાંઇ કર્યું હશે તેથી મ્હોટો થઇ શક્યો હશે. વળી જુઓ, મહાત્માઓના આચારવિચાર આપણી નજરે પડે છે તેઓનું સ્મરણ પણ આપણને તેઓનાં કેટલાં આભારી બનાવે છે? વળી તેઓએ પોતાનું જીવન પોતાના દેશની તેમજ દેશી બંધુઓની સેવામાં ગાળેલું છે. પોતાના બંધુઓને દરેક પ્રકારે મદદ કરવામાં ગાળ્યું છે. અને તેથીજ તેઓ જગતમાં મોટા કહેવાયા છે. દેશમાં ઉભાં કરેલાં બાવલાંઓ કોઇ સ્વાર્થપરાયણ જીવન ગાળનારાઓ કદી જોવામાં આવ્યા છે?

૧૫ પરોપકારી મનુષ્યોનાં સ્મરણાર્થે તેમના બાવલાંઓ ઉભાં કરેલાં મેં ઘણાં જોયાં છે. પણ હજી સુધી એક કૃપણ મનુષ્યનું જોયું નથી. ઘણાં ઉદાર વૃતીવાળાના અને ઉમદા હૃદયવાળા મનુષ્યોના જોયા છે. પણ એકકે એવાનું નથી જોયું કે જેનું આખું જીવન ગમે તેવી હલકી ખટપટથી પૈસા નીચોવીને કઢાવવામાં અને જે પોતાના હાથમાં આવ્યું તે મુર્ખ લોભવૃતીથી પચાવી પાડવવામાં ગળાયું છે. મેં રાજનીતીજ્ઞ પુરૂષોનાં બાવલાંઓ જોયાં છે પણ રાજ ખટપટીઓના એકે પણ જોયાં નથી. ઘણાં ખરેખરાં વક્તાઓનાં જોયા છે. પણ ખાલી બડબડાટ કરનારાઓ ( Demagogue )ના એકે જોયાં નથી. શુરવીર પુરૂષોનાં અને અગ્રેસરોના જોયાં છે. પણ જે પોતાના દેશ માટે જીંદગી આપતા ડર્યા છે, અને દેશ-સેવા માટે વખત આવે પ્રાણને દેશ કરતાં અધીક ગણ્યો છે તેવા એકે જોવામાં આવ્યા આવ્યા નથી! નીશ્ચયથી સમજજો કે જે જે મહાન પુરૂષો થઇ ગયા છે. જેમના સ્મરણો મનુષ્ય જાતીના હૃદયમાં હજીસુધી તાજાં છે, જેઓની કીર્તી, પ્રશંસા જગતમાં ફેલાઇ રહેલી છે. તેઓને આ સઘળું મેળવવાની યોગ્યતા એટલી બધી હતી, એટલા મોટા મનના હતા કે પર–સેવામાં, મનુષ્ય જાતીના સાચા સેવક થવામાં, પોતાની નાનકડી જીંદગી તેઓએ વીસારી હતી. જે સત્ય અને મ્હાન કુદરતી કાયદો છે કે "આપણાં જીવનને પર–સેવામાં પરોવવાથી–ગાળવાથી આપણે આપણું જીવન સુખ અનુભવી શકીએ છીએ," તે કાયદાને તેઓ અનુસર્યાં હતા. તેઓએ માનની નહીં પણ પર–સેવાની આકાંક્ષા રાખી હતી. અને તેથી જુઓ કેટલો અજાયબી ભરેલો સુંદર ફેરફાર થઇ ગયો. પરોપકાર તેનો બદલો લાખો ગણો એકાએક અને અણચીંતો આપે છે. તેવીજ રીતે પર–સેવાથી તેઓ માન, અતીશય માન મેલવી શક્યા છે.

૧૬. દુનીઆના જે પુત્રો અને પુત્રીઓ મ્હોટા કહેવાયા છે, જેઓ મનુષ્ય જાતીની પ્રશંસા અને માનને પાત્ર થયેલાં છે, તેઓ શેનાથી આ બધુ મેળવી શક્યા, તે જોવાને માટે તેમના જીવનની તપાસ કરીએ અને એક પવિત્ર દાખલો તપાસીએ.–

૧૭. મને અમેરીકાના એક મહાન પુરૂષનું સ્મરણ આવે છે કે જેનો જન્મ દીવસ મારી અટકળ પ્રમાણે રાષ્ટ્રીય તહેવાર તરીકે પળાશે. જે એટલો તો મહાન થઇ ગયો છે કે તેની પ્રશંસા અને કીર્તીનું લાખો મનુષ્યો ગાન કરે છે. જેના નામ અને સ્મરણને આ સમયના લાખો મનુષ્યો અને હવે પછી થવાના લાખો માન અને આશીર્વાદ આપે છે અને આપશે. તે સાધુ પુરૂષને આપણે સર્વે ઓળખીએ છે. આપણો સર્વમાન્ય સર્વપ્રીય લીંકન છે. તે શાથી આ પદને પ્રાપ્ત થયો? તેનું એક વાક્યજ આપણા સવાલનો જવાબ આપશે. એક

વખત સ્ટેવન્સ એ ડુગલાસની સાથે વાદવિવાદમાં ડુગનારી કહ્યું હતું કે "ગુનામગીરી આપણી હદમા રાખવી કે નહી તેને માટે ગમે તે પ્રકારનો મત મળે તેની મને દરકાર નથી, કારણ કે તેની સાથે મને કાંઇ સબંધ નથી." ત્યારે લીકને પોતાના ઉમદા વીચારોથી અને લાગણીથી ભરપુર હૃદયથી જવાબ આપ્યો કે "મારો મીત્ર જજ ડુગલાસ પારકાના દુ ખનો બેપરવા અને કઠણ હૃદયનો જાણી હું ઘણો દીલગીર થયો છુ." શું મનુષ્યે પોતાની જાતનાજ વિચાર કરવા ?–પણ વાર પણ તેને સ્થાન આપવું ન જોઇએ અને બીજાને માટે, તેઓના સારાને માટે હમેશા શું વિચાર કરવા ન જોઇએ ? "Others first, Self last' (બીજાનું હિત પ્હેલું, પછી આપણું) આ વિચારનું સેવન હમેશા હૃદયથી કરવું જોઇએ બીજાના હિતના વિચારોનેજ હૃદયમા મુખ્ય સ્થાન આપવું જાઇએ લીકને બે ચાર લાખ કાળા મનુષ્યોને, પોતાનાજ ભાઇઓ તરીકે ઓળખી તેઓની સેનામા પોતાનું કર્તવ્ય લેખ્યુ *

અનસુયા.

---

# समयतरंग.

## ઑ. મી. બાસુના બિલ વિરૂદ્ધ સ્ત્રીઓની અરજ:

( નીચે મુજબ ઠરાવ નામદાર સરકારને મુબાઇની સ્ત્રીઓની એક સભા તરફથી મોકલવામા આવ્યો છે )

વડી સભાના સભાસદ ઑનરેબલ મિ. ભૂપેન્દ્રનાથ બાસુ તરફથી અરસપરસ લગ્નવાળા સને ૧૮૭૨ ના "સ્પેશિયલ મૅરેજ" એક્ટમા સુધારો કરનારૂ જે બિલ પાસ કરાવવા માટે તમો નામદારની ધારાસભામાં રજુ કરવામા આવ્યુ છે, તેના સબંધમા હિન્દુધર્મ પાળતી મુબઇમા વસતી તમામ હિંદુ કોમની સ્ત્રીઓની તા ૨૧ મી નવેબર ૧૯૧૧ ને રોજ "માધવબાગ "મા સૌ જમનાબાઇ નગીનદાસ સકઇના પ્રમુખપદે મળેલી જાહેરસભામાં સર્વાનુમતે થયેલો ઠરાવ, તમો નામદાર સરકારને જણાવવાની રજા લઇએ છીએ—

હિન્દુસ્થાનમા વસતી દરેક કોમની પ્રજામા અરસપરસ લગ્ન કરવાવાળુ "બિલ' જેને "સિવિલ મૅરેજ" કહેવામા આવે છે તે અમારી હિન્દુ કોમના "ધાર્મિક બધારણો" તેમજ લગ્ન કરવાની 'ધાર્મિક લગ્નક્રિયાઓ'મા ભગ કરનારૂ અને ભવિષ્યમાં હિન્દુપ્રજામા અરસપરસ કુસપથી વિગ્રહ ઉત્પન્ન કરનારૂ હોવાથી તમો નામદાર સરકાર તેવુ 'બિલ" પાસ નહિ કરવાને અમારી કોમ અને ધર્મના રક્ષણને માટે જરૂર જોશો એવો અમોને તમો સર્વ જાતની પ્રજાના ધર્મનું રક્ષણકર્તા—નામદાર સરકારનો સંપૂર્ણ ભરૂસો છે—

સને ૧૮૭૨ ના "સ્પેશિયલ મૅરેજ' એક્ટમા જે "એકરાર" ( સોગદ ) રાખવામા આવ્યો છે તે કાઢી નહિ નાખવાની જરૂર ધારશો—કારણ કે તેવા અર્થસૂચક "એકરાર"થી અમારી ઘણી કોમની પ્રજામા આવા અનર્થકારક "સિવિલ મૅરેજ" દાખલ થવા પામ્યા નથી—જેને અમો ઇચ્છતા પણ નથી, એવા "સિવિલ મૅરેજ" માટે રજુ થયેલા બિલને નાપસદ કરીએ છીયે

બિલથી પ્રજામા મતભેદ પડયો છે—તેનુ યોગ્ય રીતેજ સમાધાન કરશો, એ સર્વધર્મ રક્ષણકર્તા તમો નામદાર દયાળુ સરકારનો અમોને સપૂર્ણ ભરૂસોજ છે

---

* Ralph Waldo Trine's 'What All the World's a-seeking"— એ નામના ( અમેરિકન ગ્રન્થકારના ) પુસ્તકમાંથી

# ચાર ચમત્કારીક ઇલાજ.

## અબલા જીવન.

સ્ત્રીઓને ઘણીજ ઉપયોગી અમૃત સમાન દવા તંદુરસ્તીને વધારનાર શરીરને મજબુત બનાવનાર દવા: ૬૪) ગોળીની ડબી એકના-રૂપીયા બે.

## હિસ્ટીરીયા પીલ્સ.

હિસ્ટીરીયા (તાણું વગેરે) નો અકસીર ઇલાજ—૪૮) ગોળીની ડબી કના-રૂપીયા બે.

## બાલામૃત.

ફીકો ચહેરો, અતીસાર, ઝીણો તાવ, ઉધરસ, સુકાઇ ગયેલ શરીર, રાબ લોહી અને ભરાઇ જવું વગેરે બચ્ચાંના તમામ રોગ મટાડી આ સ્પતીની બનાવેલ બાલદવા બચ્ચાંને રૂષ્ટ પુષ્ટ બનાવે છે. બચ્ચાંઓની તંદુસ્તી વધારવા માટે આ દવા અકસીર છે. ૬૪) ગોળીની ડબી એકનો-રૂપીયો એક.

## ક્ષય રીપુ.

છેક છેલ્લા સ્ટેજપર નહીં પહોંચેલ એવાં ક્ષયનાં દરદીઓને એ જીવ ણ રોગમાંથી બચવાને માટે દેશી વૈદકશાસ્ત્ર શું કરી શકે છે તે જાણવાની મેદ હોય તેવાં ક્ષયનાં દરદીઓએ આ દવા વાપરવા ખાસ ભલામણ છે. આ ા શરૂ કરી કે તુરત ઉધરસ, ખાંસી અને હાંફણને દૂર કરી ઝીણો ાવ અટકાવી બેચેની દૂર કરે છે અને શરીરમાં નવો જુસ્સો તથા અજબ ક્તિ આપે છે. ૬૦) ગોળીની ડબી એકના-રૂપીયા પંદર.

તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ-કાઠીયાવાડ.

આ જાહેર ખબર વિષે લખતાં સુન્દરી સુબોધમાંથી તે વાંચ્યાનું જણાવવા કૃપા કરશો.

આ જાહેર ખબર વિષે લખતાં સુન્દરી સુબોધમાંથી તે વાંચ્યાનું જણાવવા કૃપા કરશો.

# અજબ લાભ !!!

૧. મુસાફર-પેટી—સદહું પેટી મનહર અને સાથે રાખી મુસાફરી કરવા લાયક એક ઉત્તમ નમુનો છે. તેમાં તમામ જાતનાં દરદોની દવા માટે ૧૨ થી ૩૦ સુધીની એક ડ્રામની શીશીઓ પ્રવાહી અથવા ગોળીઓ ભૂકી વગેરે રાખવામાં આવે છે. કિમ્મત નીચે પ્રમાણે

| | | |
|---|---|---|
| એક ડ્રામની ૩૦ શીશીઓની પેટીની કિમ્મત | રૂ. ૮-૦-૦ | પોસ્ટેજ પેકીંગ જુદુ |
| એક ડ્રામની ૧૮ ,, ,, ,, | રૂ. ૬-૦-૦ | |
| એક ડ્રામની ૧૨ ,, ,, ,, | રૂ. ૪-૦-૦ | |

**(૨) ડાક્ટર ભાલચંદ્ર રાયકર કૃત હોમીઓપેથીક ટૉનીક પીલ્સ**—સામાન્ય અશક્તિ, પાંડુરોગ, લાંબી મુદતના સખ્ત હઠીલા તાવને લીધે આવેલી બેહદ નબળાઇ, અને કોઇપણ દ્વારા લોહીના વિશેષ જવાથી થતી અશક્તિને માટે રામબાણ ઉપાય છે. ૧૪૦ ગોળીની એક શીશીની કીમત રૂ ૧-૦-૦, ટપાલ ખર્ચ જુદું.

ડૉક્ટર, ડી. એન. ગુપ્ત જેઓ અમેરીકામાં હોમીઓપેથીક ટૉનીકસ અને કયુઅર્સ મળતું ઉંચું હોમીઓપેથીક જ્ઞાન સંપાદન કરીને આવેલા છે, તેમની બનાવટના ઘણાંજ ઉત્તમ અને અસરકારક "**હોમીઓપેથીક કયુઅર્સ**" અમારે ત્યાંથી મળે છે.

**(૧) ફીમેઇલ કયુર**—આ એક વિચિત્ર ઔષધ છે. જે શાન્ત, ગરીબ અને પોચા સ્વભાવની સ્ત્રીઓને લગતાં લગભગ તમામ રોગોને મટાડી શકે છે. આશરે ૧૨ દિવસ ચાલે તેટલી ગોળીઓની શીશીની કિમ્મત રૂ. ૧-૪-૦ ટપાલ ખર્ચ જુદુ.

**(૨) હીસ્ટેરીઆ**—ફીટ્ (હુમલા) વખતે થતા દુખ તથા ખેચતાણને દુર કર્યા ઉપરાંત હીસ્ટેરીઆનો મૂળ વ્યાધિ જેને ઔષધોપચાર કરનારી ઘણી ખરી શાખાઓ અસાધ્ય ઠરાવે છે તેનાપર આ દવો રામબાણ અસર કરે છે. આશરે ૧૨ દિવસ ચાલે તેટલી ગોળીઓની કિમ્મત રૂ. ૧-૦-૦ ટપાલ ખર્ચ જુદુ.

**(૩) લ્યુકોરિઆ નં. ૧ (પ્રદર)**—ઉષ્ણ પ્રદેશોમાં વસનારી સ્ત્રીઓને સામાન્ય અશક્તિ અને ગર્ભસ્થાનની નબળાઇને લીધે થતા પ્રદરને આ ઉપચાર તદ્દન શાન્ત કરે છે. આશરે ૧૨ દિવસ ચાલે તેટલી ગોળીઓની શીશીના રૂ. ૧-૦-૦ ટપાલ ખર્ચ જુદુ.

**(૪) લ્યુકોરિઆ નં. ૨ (પ્રદર)**—ગર્ભસ્થાનના કોઇપણ રોગને લઇને પુષ્કળ અને શક્તિઘાતક સ્રાવ જતો હોય એવા પ્રકારના પ્રદર માટે આ ઔષધ તાજુગી પમાડે તેવું કામ કરે છે. આસરે ૧૨ દિવસ ચાલે તેટલી ગોળીઓની ૧ શીશીની કીં૦ રૂ૦ ૧-૦-૦ ટપાલ ખર્ચ જુદું.

**(૫) યુટેરાઇન ટૉનીક**—ગર્ભસ્થાનની અશક્તિને લઇને પેદા થતાં ઘણા વ્યાધિઓમાં આ દવાએ શક્તિ તરીકે ઘણુંજ માન મેળવેલું છે. અને તેના એકજ વખત ઉપયોગ કરી લેવા એ જરૂરનું છે. આશરે ૧૨ દિવસ ચાલે તેટલીગોળીઓની શીશીની કીમ્મત રૂ. ૧-૪-૦ ટપાલ ખર્ચ જુદુ.

**ડૉ૦ ભાલચંદ્ર વિ૦ રાયકર એલ, એમ, એમ એન્ડ એસ. ધ મનહર હોમીઓપેથીક મેડિકલ હોલ અને ડિસ્પેન્સરી.**

નં. ૨૭૬ (રતનબિલ્ડીંગ) પ્રિન્સેસ સ્ટ્રીટ.
કાલબાદેવી પોષ્ટ, મુંબઈ.

આ જાહેર ખબર વિષે લખતા સુન્દરી સુબોધમાંથી તે વાંચ્યાનું જણાવવા કૃપા કરશો.

# તમે નશીબદાર છો ખરા ? ? ?



આ પત્રના વાંચકો પૈસાનુ પાણી કરી ઘણીવાર નશીબ અજમાવી ચૂક્યાં હશે પણ આજે હમે તેમને વગર ખરચની નશીબ કુકતી બતાવીએ છીએ એ યોજના મુજબ એ પત્રના જે કોઇ સ્ત્રી વાચક, તા ૨૯ મી ફેબ્રુઆરી ૧૯૧૨ પહેલાં પોતાની કે પોતાના કોઇ બાનુ મિત્રની છબી હમો પાસે તૈયાર કરાવશે તે સરવેના નામ એકઠા કરી તેમાંથી ત્રણ (૩) નબર કાઢી જે નામ આવશે તે બાનુની ૨૪ ઇચ પહોળી અને ૩૦ ઇચ લાંબી છબી કશુ પણ ખરચ લીધા, વગર હમે પાડી આપીશુ.

શરત—એજ કે તે દરેક વાચકે સુંદરીસુબોધ પત્રનુ નામ કાગળમાં લખી જણાવવુ જોઇએ

## ભાગ્યશાળી—સન્નારીઓ.

જલદી કરો તમારે માટે આ અમુલ્ય પ્રસગ છે જે જીંદગીમાં એકજ વાર મળે છે યાદ રાખજો કે હમારૂ કામ જેમ રાજા માહારાજા અને જાહેર પ્રજામાં વખણાય છે તેમ હમારા ભાવ આખી દુનીયામાં સસ્તા છે

### નાના ફોટા ઉપરથી મોટી છબી બનાવવાનો હમારા ભાવ

Permanent Bromide Enlargements

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૬ ઇચ પહોળી અને | ૨૧ ઇચ લાંબીના | રૂ ૫ ) અને રૂ ૧૦ |
| ૨૦ ,, ,, | ૨૪ ,, ,, | રૂ ૧૪) |
| ૨૪ ,, ,, | ૩૦ ,, ,, | રૂ ૨૦) |
| ૩૦ ,, ,, | ૪૦ ,, ,, | રૂ ૩૫) |
| ૩૬ ,, ,, | ૫૦ ,, ,, | રૂ ૪૫) |
| ૪૦ , ,, | ૫૦ ,, ,, | રૂ ૫૦) |

ઉપલુ માપ છબીઓનુજ સમજવુ બીજાઓની માફક મોટા પૂઠા આપી દુનિયાને હમે ઉતરવા બેઠા નથી

સર ભાનચદ્ર કીષ્ણા નાઇટ લખે છે કે × × × + માન પૂર્વક જણાવું છુ કે મારા ફોટોગ્રાફ ઉપરથી તમે બનાવેલી મોટી છબી સારી રીતે બનેલી મારી આબેહુબ આકૃતિ છે અને હુ તેથી ખુશી થયો છુ

**આરડરનાં પૂરાં નાણાં અગાઉથી લેવામાં આવે છે.**

**એનલારજો ફોટ કંપની.**

કાલબાદેવી રોડ કાન્તામિલ્ડીગ સુટર કોંપ ના ઉપર, મુબાઇ.

આ જાહેર ખબર વિષે લખતા સુન્દરી સુબોધમાંથી તે વાચ્યાનુ જણાવવા કૃપા કરશો.

કોરોનેશનનો ખાસ અંક:

# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનભાઈના શબ્દોમા કહીએ તો, "સ્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કનેપોમાથી છુટી એ કુટુમ્બના ખરા કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે," સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુ ખતિમિરમા ડૂબતા બાન્ધુના આત્મા-હ્રુદય ઉદ્ધારે માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમા ઉદયસૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસમયી કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના જીવનની સફળતા છે " સ્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી અને પ્રજા વિના રાજ્ય નથી સ્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે "

વર્ષ ૯ મું.] ઈ.સ.૧૯૧૨,જાન્યુઆરી કાર્તિક-માગશીર, વિ.સં.૧૯૬૮. [અંક ૫ મો.

## उदयगुंजन.

નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ મહારાજે લિવરપૂલ શહેરની નૌકાશાળાના વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ આપતાં કહ્યું હતું કેઃ– "વીસ વર્ષના મ્હારા દરિયાના અનુભવ ઉપરથી ત્હમને ત્રણ સૂચનાઓ કરવા માગું છું; તે ઉપર બરોબર લક્ષ આપશો તો ભવિષ્યમાં ત્હમારી જિંદગી વિજયવાન થયા વિના રહેશે નહિં. તે ત્રણ સૂચનાઓ– પ્રમાણિકપણું, આજ્ઞાંકિતપણું અને ઉત્સાહીપણું છે. પ્રમાણિકતાથી ત્હમારા હાથ નીચેનાં માણસોનો ત્હમારા ઉપર વિશ્વાસ રહેશે; આજ્ઞાકિંતપણાથી ત્હમારા ઉપરિઓનો ભરોંસો ત્હમે મેળવી શકશો; અને ઉત્સાહથી ત્હમે ત્હમારી સઘળી ફરજો બરોબર બજાવી શકશો."

---

# વર્તમાનરંગ.

## રાજગીત. *

### ૧.

( મહેલે પધારો મહારાજ !—એ રાગ )

ભલે પધાર્યા મહારાજ ! હિન્દુસ્થાન ભલે પધાર્યા;
હિન્દ તણાં મહાભાગ્ય ! રાજા રાણી ભલે પધાર્યા.

થાળ ભર્યા છે મોતીએ, સુવર્ણ ઝારી હાથ,
રત્નહાર આરોપીને, હર્ષે વધાવજો પૃથ્વીનાથ. —હિન્દુસ્થાન.
ભાગ્યવન્ત ભૂમિપતિ, હિન્દ તણા શિરતાજ,
હર્ષે લો ઓવારણા, વિનવી વિનવીને જગરાજ. —હિન્દુસ્થાન.
ઈંગ્લેંડ તાજ શિરે ધરી, દિલ્હી પધાર્યા રાય,
પ્હેલું પગલું હિન્દમાં, તાજપોષિએ રાયનું થાય. —હિન્દુસ્થાન.
જ્યોર્જ પાંચમા વીર નૃપ, નિર્ભય નર નરેશ,
દિલ્હીતખ્ત દિપાવવા, આવ્યાં રાય રાણી પોતે એક. —હિન્દુસ્થાન.
અચળ રાજ્ય આ હિન્દમાં, ભોગવજો ભૂપાળ,
મેરિ રાણી ને જ્યોર્જ શ્રી, આનન્દમાં ગાળજો કાળ. —હિન્દુસ્થાન.
રક્ષો રાજ્યાધિશને, આવ્યા હિન્દુસ્થાન,
હરિ કૃપા શિર ઉતરો, પામજો સુખ સન્માન. —હિન્દુસ્થાન.

### ૨.

( પુનેમ ચાંદની ખીલી—એ રાગ )

સુન્દર દિવસ આ શુભ રળિયામણો રે, ભલે પધાર્યા શ્રી રાણી ને રાય,
તાજપોષિએ શ્રી હિન્દુસ્થાનમાં રે.
સહુ ઉચ્ચારો સુખેથી આશીષ એ રે, રાણી રાય તણું અખંડ આયુષ્ય,
તાજપોષિએ શ્રી હિન્દુસ્થાનમાં રે.

જેવી ચન્દ્રકળા વધી, થાય ઉજળી રાત;
વંશ વૃદ્ધિ તેવી હજો, અવિચળ રહેજો તાજ.
હુજો ચઢતી કળા ધ્રુવના સમી રે, યશ કીર્તિ હજો અચળ રાજન્ ! —તાજ

* આ રાજગીતને મિ તાલિયારખાન તરફથી જાહેર કરેલા ઇનામને યોગ્ય જે રાજગીતો ગણવામા આવ્યાં છે ત્હેમાના પ્હેલા વર્ગમા મૂકી પચાસ રૂપિઆનું ઈનામ આપવામાં આવ્યું છે.

દીર્ઘાયુષને ભોગવો, ચક્રવર્તી મહારાજ !
હુન્નર ને ઉદ્યોગ સૌ, નવીન રહો આબાદ.
રાય રાણી દીર્ઘાયુષે યશ વધારજો રે, સહુ દેવો ગાય આકાશે આશીષ. —તાજ.
લલાટ યશનો ચાંદલો, શુભ ગુણનાજ શુકંન,
કુસુમમાળ કીર્તિ તણી, શીયળ ભૂષણ અનન્ત.
કળા, ઉદ્યોગને લક્ષ્મી રહી વાસો કરી રે, જેમ કુબેરી ભંડારે ઈશ સહાય. —તાજ.
પવિત્ર રાજ કુટુમ્બનાં, પગલાં હિન્દુસ્થાન,
હર્ષે હિન્દ વધાવજો, ગાઇ સુન્દર ગાન.
જેમ શોભી રહ્યું તારાથી આકાશે રે, હરિસુખ તેવું શોભે હિન્દુસ્થાન. —તાજ.

—સૌ. હરિસુખ ગૌરી.

---

## દિલ્હી રાજ્યારોહણના મંગલ પ્રસંગે:

## ભરતખંડના અને બ્રિટિશ સલ્તનતના શાહનશાહ જ્યૉર્જ પાંચમા અને શાહનશાહબાનુ મેરીને હિંદી બાનુઓનાં આશીર્વચન.

---

### રાજમાતા આલેકઝાંડ્રાને સંદેશો.

હે બાદશાહ ! તારૂં રાજ્ય અને તાજ અવિચળ દીપો !

---

( સુંદરી સુબોધ માટે ખાસ )

( લખનારઃ—સૌ. જમનાબાઇ નગીનદાસ સક્કઈ—મુંબઇ. )

હે મહાન્ કૃપાળુ બાદશાહ ! આખી ભરતખંડની પ્રજા તારા પવિત્ર દર્શન વડે ઘણીજ કૃતાર્થ થયેલી છે. ઓ હાતમ દિલના શુરવીર શાહનશાહ! તારા શિર ઉપર સત્ય અને ધર્મના પ્રકાશ વડે, ઝગઝગ ઝળકતું બ્રિટિશ, શાહાનશાહતનું તાજ, મહાન મહારાણી નામદાર શાહનશાહબાનુ મેરી સાથે અવિચળ તપો ! ઓ પરોપકારી દયાળુ મહાન શુરવીર બાદશાહ, તારા જીગરનો બુલંદ અવાજ, ધરતીના તમામ ભાગોમાં વિજયની ગર્જનાઓ વડે

ગાજી રહો ! હે ઇશ્વરાંશ સાર્વભૌમ સુલતાન ! બળ, બુદ્ધિ, આયુષ્ય, દિવ્ય શક્તિ અને રિદ્ધિસિદ્ધિથી, ભાગ્યવંત મહુંમ માતુશ્રી વિકટોરિયાની અવિચળ કીર્તિના પ્રકાશમાં સદાસર્વદા નિર્ભયપણે, રાજ્ય ને તાજને ખલકની પ્રજાનાં સુખ અર્થે, નિષ્કંટકપણે દિપાવી, વિજયકીર્તિ પ્રાપ્ત કરવા સમર્થ થા ! ઓ બહાદુર હાકેમ ! સૂર્ય, ચંદ્ર, ગ્રહ, તારા, નક્ષત્ર વગેરે મહા બળવાન દિવ્ય શક્તિ સ્વરૂપો, તારા દેહનું, આત્માનું, સદ્વિચારોનું, તારા તાજ, તખ્ત અને રાજ્યનું સંરક્ષણ કરી, અહોરાત્ર સુખસંતોષ અને શાંતિની વૃદ્ધિ કરો !

રાજા ! રાજા ! હે રાજા ! પ્રજાના જાનમાલ અને ધનસંપત્તિનું રક્ષણું કરનારા હે પૃથ્વીપતિ ! આ ભારતીની ધરા ઉપર તારૂં " જ્યોર્જ " નામ, અચળ અને અમર રહો ! ! સુન્દર સુવાસિત કુસુમ કળીઓ અને લીલી લીલીછમ વેલીઓની વૃદ્ધિવાળા, મનહર સાંસારિક બગીચામાં, પુત્રપુત્રીઓ અને દયાળુ પત્ની નામદાર મહારાણી શાહનશાહબાનુ મેરીના આનંદી સહવાસમાં અહોનિશ કલ્લોલ વડે સકળ પૃથ્વીનું રાજ્ય ભોગવવા ભાગ્યવંત બનો ! શુરવીર સ્વતંત્ર શુરા જ્યોર્જ ! તારી પધરામણીથી આ ભરતખંડના નિર્મળ ગગનમાં, સૂર્યનો પ્રકાશ સુવર્ણ રૂપે પ્રસરી, આ ભારતવર્ષની ક્રોડબંધ પ્રજાનાં હૃદય, હર્ષાવેશમાં ગરકાવ કરી રહેલ છે ! હે ધુરન્ધર ધર્મિષ્ઠ રાજા ! સર્વ દેવતાઓ આકાશમાં દુન્દુભિના ધ્વનિ વડે પુષ્પવૃષ્ટિ કરી, અગ્નિ, વાયુ, યમ, વરૂણ, કુબેર, ઇન્દ્ર અને સાક્ષાત્ પરમકૃપાળુ ઇશ્વર, તારૂં રક્ષણ કરવાને સદૈવ તત્પર રહેલા છેઃ—

માનવંત મહુંમ પિતા શાહનશાહ સપ્તમ ઍડવર્ડના પગલે ચાલનાર ઓ શાહનશાહ પંચમ જ્યૉર્જ ! તારી પ્રજાભક્તિની વંશાવળી, બ્રિટિશ શાહનશાહતના દરેક ભાગની પ્રજાના જીગરમાં સદાકાળ કોતરાઈ રહે તેમ છેઃ— હિંદી પ્રજાને " મ્હારા લોકો–મ્હારી પ્રજા, " જેવા મગરૂરી ઉપજાવે તેવા તારા શબ્દો અમારા જીગરમાં, તું નામદાર શાહનશાહ પ્રત્યેના ભક્તિભાવમાં અત્યન્ત વૃદ્ધિ કરનારા થઇ પડયા છે. દયાળુ જીગરના ઓ મહાન બાદશાહ ! તારી ઉદારતાની ખુબીઓના ચળકાટે આજે ભારતવર્ષની પ્રજા હેરત પામી, તું નામદારનાં યશોગાન દરેક સ્થળે શહેર, ગામ, ગામડાં, મહેલ, ઘર કે એક સાધારણ ગરીબની ઝુંપડીમાં પણ આનંદથી ગવાઇ રહ્યાં છેઃ—હિંદી પ્રજાના હકોનું સંરક્ષણ કરી, પોતાની રૈયતને મનગમતાં સુખી બનાવવા સુધારા વધારા કરવાની પ્રત્યક્ષ બતાવેલી રાજ્યનીતિની કાળજી—હે વીર શાહનશાહ! શું અમો ભરતખંડી પ્રજાના હૃદયમાં કોતરાઇ ગઇ છે.—

હે સાર્વભૌમ તાજધારક મહાન શાહનશાહ ! આજે દિલ્હીનું પાયતખ્ત તું રત્નમણિના બિરાજવાથી ઝળઝળાટ કરતું શોભી રહ્યું છે ! તારા રક્ષણને માટે તેત્રીશ કોટી ( હિંદીવાન ) દેવતાઓ મહાન• કૃપાળુ જગતકર્ત્તાને સ્તુતિ કરતા એક પગે ખડા રહેલા છે. હે દયાના સાગર કૃપાળુ શાહનશાહ ! રૈયતના જીગરની માંગણીઓનો સ્વીકાર કરી, તેમના સુખ અર્થે જે જે બક્ષિસો સ્વતંત્ર વિચારે અર્પણ કરી છે, અને ભવિષ્યના સુખની આશાઓ માટે, પ્રસંગોપાતની માગણીઓ સ્વીકારવાનો કીધેલો આભાસ–આ ભરતખંડના ઐતિહાસિક બનાવોનાં પૃષ્ઠોમાં સુવર્ણના હરફથી લખાશે, કે મહુંમ દયાળુ માનવંત મહાન મહારાણી આખા જગતની માતા વિકટોરિયાનો પૌત્ર અને દરેક શાહનશાહત માટે સુલેહ, સંપ અને સંધિનો કર્ત્તા " પેગમ્બર "–સ્વરૂપ નામદાર મહુંમ શાહનશાહ સાતમ એડવર્ડનો વ્હાલો પાટવી કુંવર— બ્રિટિશ તખ્ત અને તાજ ધારક શાહનશાહ પંચમ જ્યૉર્જ, બ્રિટિશ સલ્તનતનો એક ખરો રાજ્યકર્ત્તા રાજવીર, ઇશ્વરાંશ છેઃ–દરેક પ્રજા ઇશ્વર તુલ્ય માનથી પૂજે છે; અને ખરા જીગરથી પૂજશે.

" હે જ્યૉર્જ મહારાજ ! રાજમાતાને આટલો અમારો સંદેશો કહેજેઃ

ઓ ભાગ્યવંત ભૂપતિ ! તમો અમુલ્ય રત્નને જન્મ આપનાર પરોપકારી, દયાળુ માનવંત " રાજમાતા " નામદાર મહારાણી આલેક્ઝાંડ્રાને અમો હિંદી બાનુઓનો સંદેશો પહોંચાડી આભારી કરશો.

હે દયાળુ માનવંત રાજમાતા, તમારા રાજરત્નમણિ વ્હાલા વીરલા પુત્રની રાજ્યનીતિની કીર્તિએ, તમો માતુઃશ્રીની કુખને અને આખી બ્રિટિશ શાહનશાહતને સાર્વભૌમ તરિકે ભરતખંડના દિલ્હીના પાયતખ્તમાં–"મયૂરાસન" ઉપર બિરાજી જયવિજયની ગર્જનાથી ગજાવી મુકી છે.

હે દયાની મૂર્તિ રાજમાતા આલેક્ઝાંડ્રા ! આવા ભદ્રશાળી નરમણી વીરલા રત્ન જ્યૉર્જની માતાનું પદ ધરનાર, અમારી માનવંત રાજમાતા તને ધન્ય છે ! ધન્ય છે ! આખી સલ્તનત એકકે અવાજે તારા માનવંત પુત્રની— કીર્તિ, આયુષ્ય, રાજ્ય, તાજ અને કુટુમ્બ વૃદ્ધિને માટે અહોનિશ જગન્નિયન્તાને પ્રાર્થના કર્યા કરે છે": અસ્તુ ! "

* * * *

"સાર્વભૌમ મહાન મહારાણી શાહનશાહબાનુ મેરીને હિંદી બાનુઓનું અભિનંદન. "

અમારાં માનવંતાં મહાન મહારાણી અખંડ સૌભાગ્યવંતાં નામદાર શાહનશાહબાનુ મેરીની પધરામણીથી હિંદી બાનુઓનાં હૃદય ઘણાં હર્ષિત અને આનંદી બન્યાં છે. વ્હાલાં શાહનશાહબાનું ! અમો હિંદી

સ્ત્રીઓ • અમારા શુદ્ધ અંતઃકરણના ઉદ્‌ગારથી ઇશ્વરની પ્રાર્થના કરિયે છિયે, કે સૂર્ય ચંદ્રના અવિચળ પ્રકાશની માફક તમો નામદાર સાર્વભૌમ મહારાણી અખંડ સૌભાગ્ય પ્રાપ્ત કરોઃ અમારાં પરોપકારી, સદ્‌ગુણી શાહનશાહબાનુનો પરિવાર સુખઆનંદમાં વૃદ્ધિ પામો !! તેમના જીગરમાં ઉત્પન્ન થતી સર્વ શુભ મુરાદો ઇશ્વર સફળ કરો ! બાળબચ્ચાંઓ પ્રત્યે અનન્ત વ્હાલ બતાવી હૃદયમાં હર્ષ પામનાર ઓ શાહનશાહબાનુ ! તેવો તમારો જીગરનો સ્નેહ, ઈશ્વર કાયમ ટકાવી રાખો ! ધન્ય છે ! ધન્ય ! ઓ નામદાર શાહનશાહબાનુ મેરી, તમને ધન્ય છે ! સાર્વભૌમ બ્રિટિશ શાહાનશાહતની મહાન મહારાણી છતાં—અને એક શબ્દના અવાજમાં લાખો અમીર ઉમરાવો સેવામાં તત્પર છતાં—ઓ ભાગ્યવંત બાદશાહ જ્યૉર્જની રાણી ! તારામાં લેશપણ અભિમાન, અહંકાર, મગરૂરી કે ગર્વનો અંશ દીસતો નથી ! ગરિબ, નિર્ધન, ભૂખથી કે દર્દના દુઃખથી હેરાન થતાં લોકોને દિલાસો આપી તેઓનાં દુઃખ અને દર્દને શાંતિ આપનાર—ઓ મહાન મહારાણી ! ધન્ય છે, ધન્ય છે તારા પ્રેમાળ અને દયાળુ જીગરને ! દવાખાનાઓમાં જાતે જઇ, દર્દિઓની સંભાળ લઇ, તેઓનાં સુખના સાધનો પુરા પાડનાર ઓ મહાન દેવી, **તું ખરેખરી એક દેવી જ છે** ! આહા ! પ્રાતઃકાળમાં ગમે તેવાં અગત્યના કામો હોવા છતાં પણ પ્રભુભક્તિનો સમય નહિં ચૂકનાર, ઓ ધર્મિષ્ટ ભક્તિમાન બાનુ ! "ખોદા—પેગમ્બર—ઇશ્વર, તારૂં, તારા વ્હાલા સાર્વભૌમ પ્રાણપતિનું—તારા કુટુમ્બ પરિવારનું અને રમતગમતથી તને હમેશાં આનંદ પમાડનાર તારાં વ્હાલાં બાલુડાંઓનું સદાસર્વદા રક્ષણ કરો ! રક્ષણ કરો ! હજારો દાસદાસીઓ હુકમ થતાં હાજર થનાર, જોઇએ તેવી ઉપયોગી ચીજો તુરત મળી શકે તે છતાં પણ તમો દયાળુ દેવી, તમારા પોતાના હાથે ભરત, ગુંથણ અને સીવણની કરેલી વસ્તુઓ ગરીબ અને દુઃખી દર્દિઓને દાન કરી ખુશી થનાર, ઓ માનવંત બાનુ ઘણું જીવો, ઘણું જીવો ! એક માતા તરિકે પુત્રપુત્રીઓનું જાતે જતન કરી પોતાના ધર્મ, રીતિનીતિ, શિક્ષણ અને રાજ્યકર્ત્તાનું જાતે જ્ઞાન આપી, પ્રજાને ઉછેરનાર ઓ બખ્તાવર શાહનશાહબાનુ સુખી રહો ! સુખી રહો !—આહા ! અસંખ્ય કોટી ધન સંપત્તિની માલિક અને તે ભોગવવાને લાયક છતાં, મોજશોખ અને વિલાસ ખાતર "ફેન્સી" જરઝવેરાતના દાગીના અને "ફેશનેબલ" વસ્ત્રાભરણની હાલ પ્રચાર પામેલી પ્રણાલિકાથી દૂર રહી, બ્રિટિશ સલ્તનતની શાહનશાહબાનુ છતાં, સાદું જીવન ભોગવનાર ઓ બહાદુર જ્યૉર્જનાં પત્નિ, ધન્ય છે તમારી આવી કૃતિને ! છેવટે અમો ભરતખંડની બાનુઓ અમારાં પરદુઃખભંજન, બ્રિટિશ તખ્ત અને તાજ ધારક ચક્રવર્તી શાહાનશાહ જ્યૉ-

જ પાંચમા અને દયાળુ માનવંત મહાન મહારાણી શાહનશાહબાનુ મેરીનું રાજ્ય, તખ્ત, તાજ અને આયુષ્ય પૃથ્વીના પડ ઉપર દીર્ઘકાળ પર્યંત સુખ સંતોષ અને આનંદમાં, પ્રજાના વિજય ધ્વનિ વચ્ચે, ટકી રહો એવી નિરંતર સર્વશક્તિમાન પ્રભુને પ્રાર્થના કરીએ છીએ.

**"માનવંત પધરામણીથી પ્રજાના હકોનું સંરક્ષણ અને ભવિષ્યની આશાઓનાં વૃદ્ધિસૂચક ચિન્હ."**

કેટલીક મુદત અગાઉ સત્તાધિકારીઓએ સ્વતંત્ર સત્તાથી–પ્રજા અવાજની દરકાર કર્યા શિવાય કરેલા અવનવા ફેરફારોથી, આ દેશની પ્રજામાં અરસપરસની ઐક્યતામાં જે વ્હેમ અને શંકાના ઉપદ્રવની શરૂઆત થવા લાગી હતી, તે હિંદીવાનોની વફાદારી અને પોતાના તાજ તરફથી ચૂસ્ત ભક્તિ ભાવના પ્રત્યક્ષ ઉદ્ગારોથી, નામદાર દયાળુ શાહનશાહ જ્યોર્જ પાંચમાએ, પોતાની આ ભરતખંડની પધરામણી દરમિયાન એક રાજ્યકર્ત્તાની ફરજ તરિકે, પ્રજા અવાજને માન આપી, સ્વતંત્ર રીતે પ્રજાની સુખ શાંતિમાં જે વૃદ્ધિ કીધી, છે, તેને માટે હિંદી ઇતિહાસનાં પૃષ્ઠોમાં, તે નામદારની ઉત્તમ રાજ્યનીતિ અને દયાળુ લાગણીના પવિત્ર હરફો–દેશ પરદેશના રાજાઓ અને પ્રજાને માટે ઉદાહરણ રૂપે કોતરાઇ રહેશે. પ્રજાના આવા શાંતિસૂચક ચિન્હ માટે, કરોડો પ્રજા જનોના શુભ ઉદ્ગારોની વચ્ચે આવનાર કોઇ એકાદ વિઘ્ન સંતોષી આવા કામને અઘટિત લેખી મર્યાદા બિરૂદ્ધ વર્તન ચલાવવા પોતાની બુદ્ધિનો ગેરઉપયોગ કરવા આવા શુભ પ્રસંગે તત્પર થાય, એ ભવિષ્યમાં પોતાનેજ હાનિકારક છે એમ સમજવું પડશેઃ–બેશક દેશનો રાજા એ ઈશ્વરનો અંશ છે:– તેનો હુકમ–કાયદો એ ઈશ્વરનુંજ ફરમાન છે. તેથી–રાજા પ્રજાના સુખે સુખી ગણાય છે અને પ્રજાના દુઃખે દુઃખીજ ગણાય તેમ છે. પ્રજાને પુત્રવત્ પાળી પોતાના દેશની પ્રજા માટે સુખના સાધનોની યોજના ઘડી, નિરન્તર પ્રજાનુંજ રક્ષણ કરવાની અહોરાત્ર ચિંતા કરનાર રાજા–ભવિષ્યમાં નિર્ભયપણે આ ભૂતળ વિશે પોતાના સત્ય અને ધર્મ વડે અવિચળ પ્રકાશી રહે છે.

ઓ ભારતી દેવી ! અમારા જીગરમાં નિવાસ કીધેલા અમારાં પરદુઃખભંજન રાજારાણીને સહાય થા ! અમો પ્રજાના સુખ અર્થે તેમની રિદ્ધિ સિદ્ધિ અને સમૃદ્ધિના ભંડારો ભરપુર રાખી સર્વદા તેમનું રક્ષણ કરવાને ખડે પગે તત્પર રહો ! છેવટે ઓ મહાન શક્તિ સ્વરૂપ જળવ્યાસ સાગરરાજ ! આ દેવાંશી જોડાને પોતાની બ્રિટન ભૂમિમાં સુખરૂપ નિવાસ કરાવી અમોને તે મહાન રાજારાણીનો સુખી પેગામ સંભળાવો !

હે મહાન બાદશાહ ! છેવટની અમારી નમ્ર પ્રાર્થના સાંભળઃ—કદાચ કુદરતથી કે કોઇ એવા પ્રસંગથી સુખદુઃખની સ્થિતિ આવી પડશે તો તે આપણે સાથેજ સહન કરીશું—અને તારી વિપત્તિઓ અમારે શિરધારણ કરવાને અમો સદા સર્વદા તત્પરજ રહીશું. અમારી વફાદારી તેમજ ભક્તિભાવની ઉર્મિઓ, બ્રિટિશ શાહનશાહત પ્રત્યે લેશપણ કમી થનાર નથી તે નથીજ અને અમને તેમ રહેવાનું પ્રભુબળ આપોઃ એજ શાંતિ,ધિરજ, સુલેહ અને એકયતાનું કર્તવ્યસૂત્ર ( Motto ) ધારણ કરનાર હિંદીવાનોની ખાસ અરજ છેઃ—શાંતિઃ !

---

# નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુ.

## ( એક ટૂંકી જીવન નોંધ. )

આપણા માનવંતા શહેનશાહ પાંચમા જર્યોર્જ તથા શહેનશાહબાનુ મેરીની હિંદુસ્થાનમાં પધરામણીના શુભપ્રસંગે અને ચિરકાળથી ઍતિહાસીક પૃષ્ઠોમાં પ્રસિદ્ધિ પામેલી ભારતભૂમિની રાજ્યધાની દિલ્હિમાં ત્હેમના રાજ્યારોહણના મંગળ પ્રસંગે આપણા પરમાશ્રય અને પૂજ્ય રાજ્યકર્તાનું ટૂંક જીવન વૃત્તાંત જાણવાની દરેકની સ્વાભાવિક રીતે ઇચ્છા થાય, એ ખુલ્લું છે.

નામદાર શહેનશાહ જ્યૉર્જ પાંચમા, તે મરહુમ શહેનશાહ એડવર્ડ સાતમા જેમણે પોતાનાં માતુશ્રી ભગવતી મહારાણી વિક્ટોરિઆનાં અનુપમ પગલે ચાલી, પ્રજાની પ્રીતી સંપાદન કરી, મહારાજ્યની સુખશાંતિ અને પ્રજાઓની પ્રગતિ સાથે યશસ્વીપણે રાજ્ય કર્યું અને જે " એડવર્ડ ધિ પીસમેકર " ( સુલેહના પિતા, એડવર્ડ મહારાજ ) ના ઉપનામથી દુનિયાંના ઇતિહાસમાં પોતાનું નામ અમર કરી ગયા છે, ત્હેમના બીજા પુત્ર થાય છે.

ના. શહેનશાહ-જર્યોર્જનો જન્મ સને ૧૮૬૫ ના જુન માસની ત્રીજી તારીખે લંડન શહેરમાં માર્લબરો રાજમહેલમાં થયો હતો. પાટવી પુત્રના જન્મોત્સવપ્રસંગના જેટલો ઠાઠ માઠ અને દમામ ત્હેમના જન્મ દિવસે થયો ન્હોતો. છતાં ત્હેમનાં દાદી મહારાણી શ્રી વિક્ટોરિઆએ ઘણાજ ઉમંગથી તે ઉત્સવ પ્રસંગમાં ભાગ લીધો હતો.

થોડા દિવસ પછી આ મહારાજકુમારને નામ આપવાની ક્રીયા વિન્ડઝર મહેલમાં કરવામાં કરવામાં આવી; અને ત્હેમનું નામ પ્રિન્સ જર્યોર્જ રાખવામાં આવ્યું. મહારાજકુમાર જર્યોર્જના જન્મ વખતે ત્હેમના વડીલ ગાદીવારસભાઇ પ્રિન્સ આલ્બર્ટ વિક્ટરનું વય ફક્ત દોઢ વર્ષનું હતું; આથી કરીને બન્નેભાઇઓ અરસપરસ પ્રેમમાં અને એક બીજાના સમાગમમાં મ્હોટા થતા ગયા. બન્નેભાઇઓની પ્રકૃતિમાં સ્હેજ તફાવત હતો છતાં, બન્ને ગમ્મતિ અને કૌતુકપ્રિય હતા; અને પિતા માતા, ગુરૂ, તથા અન્ય વડિલની આજ્ઞાપાળવામાં હંમેશાં તત્પર રહેતા. ત્હેમને નવું નવું જાણવાનો તથા શીખવાનો ઘણો શોખ હતો. તેઓ લંડનવાસીઓને ઘણા પ્રિય થઇ પડયા હતા અને જ્યારે તેઓ પોતાનાં માતુશ્રી સાથે બ્હાર ફરવા

નીકળતા હતા ત્યારે લોકોનાં ટોળાં હુર્રે હુર્રે (જય-જય) ના પોકારો કરી ત્હેમને વધાવી લેતાં હતાં.

બન્ને કુમારોના શિક્ષણ સંબંધી ત્હેમના પિતા મહાન શહેનશાહ એડવર્ડ તથા મહારાણી રાજમાતા એલેક્ઝાન્ડ્રા ઘણી કાળજી રાખતાં હતાં. રાજકુમારોને છાજે એવી રીતભાત ઘણીજ સંભાળ સાથે ત્હેમને શીખવવામાં આવી હતી. અયોગ્ય લાડ જે ઘણી વખતે રજવાડામાં અને રાજકુટુંબોમાં જોવામાં આવે છે તેવાં લાડ ત્હેમને કદી કરવામાં આવતાં નહિં.

ત્હેમના શિક્ષક તરીકે રેવરેન્ડ જોન. પીલ્ ડાલ્ટન નામના એક વિદ્વાન ધર્મગુરૂને નીમવામાં આવ્યા હતા, છતાં ત્હેમના શિક્ષણ કાર્યમાં મહારાણી શ્રી એલેક્ઝાન્ડ્રા ઘણા ઉમંગથી ભાગ લેતાં હતાં અને ત્હેમને શીખવવામાં જે પુસ્તકો આવે ત્હેની પસંદગી મહારાણી એલેક્ઝાન્ડ્રા પોતેજ કરતાં. કુમારોને ખાસ કરીને સાદાઇ શીખવવામાં આવતી અને સાદા પોષાકમાં રહેવાનું, સામાન્ય વર્ગના લોકો સાથે હળી મળી, દયા, પ્રેમ અને ઉદાર વૃત્તિથી ચાલવાનું ત્હેમને શીખવવામાં આવ્યું હતું. ત્હેમના શિક્ષકને ત્હેમનાં માતુશ્રી તરફથી ખાસ આજ્ઞા કરવામાં આવી હતી કે, ત્હેમના કોઇ પણ અયોગ્ય વર્તન માટે, ત્હેમને રાજકુમાર તરીકે નહિ ગણતાં, યોગ્ય શિક્ષા કરવી. મહારાજકુમારોની બાર તેર વર્ષની ઉમ્મર થયા પછી ત્હેમને કીયા કીયા ઉપયોગી શિક્ષણની શાખાઓના અભ્યાસ-અનુભવ તરફ પ્રેરવા, તે વિશે ગંભીર વિચાર કરવામાં આવ્યો અને રાજકુમાર જયોર્જની ઇચ્છાનુસાર ત્હેમને નૌવિદ્યા (દરિયાઇ સફરો તથા સંગ્રામોનું શાસ્ત્ર) શીખવવાનું, અને યુવરાજ પ્રિન્સ આલ્બર્ટ વિક્ટરને જમીનના લશ્કરની કેળવણીનું જ્ઞાન આપવાનું નક્કી કરવામાં આવ્યું. પરન્તુ બન્નેની ગાઢી પ્રીતીને લીધે ત્હેમને છૂટા પાડવાનું ઠીક નહિં લાગવાથી, પાછળથી બન્નેને નૌવિદ્યા શીખવવાનું નક્કી થયું. આ રીતે બન્ને ભાઇઓને એક બીજાની સોબતમાં રહી વધારે ઉત્સુકતાથી શીખી શકે એવી રીતે અને એક બીજાની પરસ્પર છાપ બેસે એ હેતુથી ત્હેમને "બ્રિટેનિયા" નામની આગબોટ ઉપર ત્હેમના ગુરૂ રેવરેન્ડ મિ. ડાલ્ટનની સાથે મુકવામાં આવ્યા.

આ વખતે ત્હેમના વહાણના વડા કેપ્ટનને ખાસ ફરમાન હતું કે, બીજા ઉમેદવારોની પેઠેજ આગબોટ ઉપરના સર્વ કામ કાજમાં તેમને દોરવા અને બિલકુલ રાજકુમારો માફક ત્હેમને ગણવા નહિં.

આવા શિક્ષણમાં તેઓને બે અઢી વરસ રાખવામાં આવ્યા. તે અરસામાં તેઓ એક સાધારણ ખલાસી તરીકે રહેતા હતા અને પોતાનાં કપડાં વિગેરે જાતે સાંધતા હતા.

ત્હેમના આવા સાદા, નિરાભિમાની વર્તનથી આગબોટ ઉપરના દરેક માણસને તેઓ ઘણાજ પ્રિય થઇ પડ્યા હતા. ત્હેમણે પોતાના શિક્ષણમાં પણ ઘણુંજ સારૂં જ્ઞાન મેળવ્યું હતું.

સને ૧૮૭૯ માં ત્હેમને "બેસાન્ટે" ની લડાઇની આગબોટ ઉપર વધારે શિક્ષણ માટે મુકવામાં આવ્યા. આ આગબોટના પ્રવાસમાં ત્હેમણે સારૂં જ્ઞાન તથા વિવિધ અનુભવ સંપાદન કર્યા. પ્રવાસ ૧૮૮૦ માં પુરો થયો.

મહારાજકુમારોનું આગબોટ ઉપરનું વર્તન ઘણુંજ દૃષ્ટાન્ત રૂપ હતું. તેઓ એક મ્હોટા રાજકુળમાં ઉછર્યા હતા, છતાં ઘણાજ નિરભિમાની, માયાળુ, વિવેકી, અને એટલા બધા કર્તવ્યપરાયણ હતા કે જે જે કામ નાવિકોને કરતાં ઘણાં કષ્ટ વેઠવાનાં હોય છે તે સઘળાં તેઓ ઘણીજ ખુશીથી કરતા હતા.

ત્હેમણે પોતાની પ્હેલી મુસાફરીમાં જિબ્રાલ્ટર, મિનોર્કા, પાલેર્મો, મેડીરા તથા કેનેરી બેટો, બાર્બેડોસ, ગ્રેનેડા, ત્રીનીદાદ, સેન્ટ વિન્સેન્ટ અને જામેકા વિગેરે સ્થળો જોયાં હતાં. તેઓ જે જે દેશોમાં જતા, ત્યાંની જાણવા લાયક સઘળી હકીકત ઘણી ધ્યાનપૂર્વક તપાસતા અને સર્વની પ્રીતિ સંપાદન કરતા હતા.

સને ૧૮૮૪ માં બ્રિટિશ મહારાજ્યના યુવરાજ તરીકે પ્રિન્સ આલ્બર્ટ વિક્ટરને પોતાના ભવિષ્યના દરજ્જાને લાયકનાં કામો શીખવા સારૂ ન્હાના ભાઇથી છૂટા પડવું પડ્યું. રાજકુમાર જ્યોર્જને ગ્રીનિચની રોયલ નેવલ કોલેજ (નૌવિદ્યા શીખવવાની પાઠશાળા) માં દાખલ કરવામાં આવ્યા. અહીં ત્હેમના શિક્ષાગુરૂ લેફ્ટેનન્ટ પર્સીન સ્કોટ હતા. ટુંક મુદતમાં પોતાની કાર્યદક્ષતાને લીધે રાજકુમાર જ્યોર્જ સબ-લેફ્ટેનન્ટ થઇ સને ૧૮૮૫ માં લેફ્ટેનન્ટ થયા. તે પછી ત્હેમણે ઘણી આગબોટો ઉપર કામ કર્યું. આ વખતે તેમણે બજાવેલાં કાર્ય સારૂ અને ત્હેમના નૌવિદ્યામાં સંપાદન કરેલા જ્ઞાન સારૂ ઘણો યશ મેળવ્યો.

આવી રીતે પ્રિન્સ જ્યોર્જ પોતાનું જીવન ગાળતા હતા, તેટલામાં ત્હેમના વડીલ ભાઇ યુવરાજ આલ્બર્ટ વિક્ટરનું અકાળ મરણ થયું અને ત્હેમને તથા સમગ્ર રાજકુટું-બને દુઃખનો સખ્ત ધ્રટકો પડ્યો.

એકાએક આવો શોકજનક બનાવ બનવાથી પ્રિન્સ જ્યોર્જને યુવરાજપદ ધારણ કરવું પડ્યું, અને "ડયુક ઓફ યોર્ક" ની પદવી પાર્લામેન્ટ તરફ તેઓશ્રીને આપવામાં આવી. આથી તેઓને ઇંગ્લેન્ડ આવી રહેવું પડ્યું અને દૈવ ઇચ્છાએ પોતાની બાળપણની ઉમેદ સાધારણ નાવિક તરીકે જીવન ગાળવાની હતી તે છોડી દેવી પડી.

સને ૧૮૯૩ માં, મહારાજકુમાર પ્રિન્સ જ્યોર્જનાં લગ્ન રાજકુમારી વિક્ટોરિઆ મેરી ઓફ ટેકની સાથે થયાં, જે હાલ આપણાં માયાળુ અને દીલસોજ નામદાર શહેનશાહબાનુ તરીકે આપણા ઉપર રાજ્ય ચલાવે છે.

મહારાણી શ્રી મેરીનો જન્મ સને ૧૮૬૭ ના મે માસની ૨૬ મી તારીખે થયો હતો. ત્હેમની કેળવણી માટે ન્હાનપણથીજ ત્હેમનાં માતપિતા તરફથી ખાસ દેખરેખ રાખવામાં આવી હતી. તેઓને જન્મથીજ એક મહારાણીને છાજે તેવા ઘણા ગુણો જેવા કે સુશીલતા, માયાળુપણું, વિનય, વિવેક, સાદાઇ, દયા, અને ક્ષમા, એ ઇશ્વરી બક્ષિસ તરીકે મળેલા છે, કે જેનો લાભ લેવાને આપણે અને આખું બ્રિટિશ મહારાજ્ય ભાગ્યશાળી થયાં છીએ. સોળ વર્ષની ઉમ્મરમાં ત્હેમણે સઘળું શિક્ષણ મેળવી લીધું હતું. સને ૧૮૯૧ ના ડીસેમ્બર માસમાં તેઓ જ્યારે ફ્રાન્સમાં હતાં ત્યારે ત્હેમનું લગ્ન યુવરાજ આલ્બર્ટ વિક્ટર સાથે થવાનું હતું પરન્તુ તે રાજકુમારના સ્વર્ગવાસથી બંધ રહ્યું. આ વખત ત્હેમના મનની સ્થિતિ ઘણી શોકજનક થઇ પડી હતી, કારણકે ત્હેમનું હૃદય ઘણું સ્નેહાલ ને કુટુમ્બવત્સલ છે.

આપણા લોકપ્રિય સાક્ષરકવિ નરસિંહરાવ દિવેટિયાકૃત ' હૃદયવીણા ' નામના કાવ્યસંગ્રહમાં આવેલા " વિક્ટર અને મે " એ કાવ્યમાં આપણાં મહારાણીની સ્વજનપ્રીતિ તથા સ્વર્ગસ્થ યુવરાજના મંદવાડમાં હેમણે કરેલી હેમની હિમ્મતભરી સારવાર બહુ સારી રીતે દર્શાવાયાં છે. આ સમયનાં વર્તમાનપત્રો પણ તેઓશ્રીને માટેજ ઘણીજ લાગણી અને સન્માનવૃત્તિ જણાવે છે. હેમના અનુકરણીય ચારિત્ર્યમાંના આવા અનેક બનાવોએ હેમને સ્વ. મહારાણી મા. વિક્ટોરિયાનાં તથા સમગ્ર રાજકુટુમ્બનાં પ્રીતિપાત્ર બનાવ્યાં હતાં.

સને ૧૮૯૩ ના મે માસમાં રાજકુમાર જ્યોર્જ પ્રિન્સેસ ( રાજકુમારી ) મેમાં હાથની માગણી કરી. ( મેરીનું ટૂંકું નામ " મે "—થી તેઓશ્રી ઓળખાતાં ) સ્વ. મા. મહારાણી વિક્ટોરિઆ તથા રાજકુમારનાં માતા પિતાએ પોતાની સંમતિ દર્શાવી અને જુલાઇ મહિનાની ૬ ઠ્ઠી તારિખે હેમનાં લગ્ન પૂર્ણ દમામથી થયાં.

હેમના નિવાસ માટે " યોર્ક કોટેજ " ( નામનું ) મકાન નક્કી કરવામાં આવ્યું. અને ત્યાં તેઓ આનંદમાં દિવસ ગાળવા લાગ્યાં.

નામદાર મહારાણી જેવાં સ્વરૂપવાન છે હેવાંજ ગુણવાન છે. શિલ્પ વિદ્યામાં તેઓ ઘણાં કુશળ છે. તેઓ ઘણાં ધૈર્યવાન, શાન્ત સ્વભાવનાં, વિચારવન્ત અને માયાળુ છે. ખોટો આડંબર હેમને બીલકુલ ગમતો નથી. કર્તવ્ય કરવામાં તેઓ ઘણાં દક્ષ છે અને હેમને સાહિત્યનો ઘણો શોખ છે. પોતાનાં છોકરાંની કેળવણી ઉપર તેઓ જાતેજ દેખરેખ રાખે છે અને હેમને સદ્‌ગુણી બનાવવા ઘણા ઉત્સાહથી પ્રયત્ન કરે છે. પોતાના ઉમરાવોની બાનુઓની, છોકરાંને દાસીઓ તથા આયાઓને સ્વાધીન કરી દઇ, પોતે લ્હેર માર્યા કરવાની દોષ ભરેલી પદ્ધતિને તેઓ વારંવાર ધિક્કારી કહાડે છે અને તેઓશ્રીની જાતી વર્તણુંકની પણ અમીર વર્ગની શિશિયારીઓ અને કુટુમ્બહિત તરફ બેપરવા સ્ત્રીઓ ઉપર ઘણી સબળ અસર થઇ છે. જેટલું મહારાણી તરીકે તેઓશ્રી પોતાનું ધર્મવર્તન રાખે છે તેટલીજ માતા તરીકે પણ પોતાનાં સંતાન તરફનું કર્તવ્યપાલન બરોબર કરવાની અગત્ય તેઓ સમજે છે અને લોકોને સમજાવે છે. તેઓશ્રીના વર્તન ઉપરથી ખાત્રી થાય છે કે, સારી માતાજ સારી મહારાણી થઈ શકે. હેમના પૂજ્ય ચરિત્રમાંથી મળતો આ બોધ કાંઈ ઓછા મહત્વનો નથી.

સને ૧૮૯૪ માં નામદાર મહારાણીને એક પુત્ર રત્ન સાંપડ્યો, જે હાલ આપણા મા. નવંતા " પ્રિન્સ ઑફ વેલ્સ ". ( યુવરાજ ) છે.

સને ૧૯૦૧ માં મહારાણી વિક્ટોરીઆના સ્વર્ગવાસથી મરહુમ નામદાર મહારાજા એડવર્ડ ગાદી ઉપર આવ્યા. આથી નામદાર જ્યોર્જ પ્રિન્સ ઑફ વેલ્સની માનવંતી પદવી ઉપર આવ્યા; અને " માર્લબરો " મહેલમાં હેમનો નિવાસ શરૂ થયો. તેજ સાલના માર્ચ માસમાં હેમનાં પત્ની યુવરાણી મેરી સાથે તેઓ શહેનશાહ એડવર્ડના ફરમાન મુજબ ઑસ્ટ્રેલિયામાં નવી પાર્લામેન્ટ શરૂ કરવા ગયા, જ્યાં આ રાજયુગલે ત્યાંના લોકોની ઘણી પ્રીતી મેળવી. તેઓ ન્યુઝીલેન્ડ, ટાસમાનીયા, અને કેનેડા થઇ પાછા ઇંગ્લેન્ડ આવ્યા.

ત્યાર પછી ૧૯૦૫ ના નવેમ્બર માસમાં તેઓ પ્રિન્સેસ (યુવરાણી) સાથે હિન્દુસ્થાનની મુસાફરીએ આવ્યા. હેમનો તે વખતે જે મહાન આદર સત્કાર થયેલો તે દરેક જણના સ્મરણમાં હજુ તાજોજ છે.

મુંબાઈની સન્નારીઓએ યુવરાણી મેરીને " પડદા પાર્ટી " કરી માન પત્ર આપ્યું હતું, જે સમયે આર્ય બાનુઓએ હેમને અંતઃકરણમાં ઉભરાતા પ્રેમના આવેગથી વધાવી લીધાં હતાં. આ વખતે આખા હિન્દુસ્તાનમાં ફરી તેઓએ જનસમૂહની સ્થિતિ જાણવાને ઘણો પ્રયાસ કર્યો હતો. સર ફીરોજશાહ મહેતા અને અમૃતાબઝાર પત્રિકાના અધિપતિ બાબુ મોતીલાલ ઘોષ જેવા લોકપ્રીય હિન્દી વીરનરોની સાથે વાતચીત કરી, હિન્દુસ્તાનના લોકોની લાગણી પૂર્ણ રીતે જાણી લીધી હતી. ઇંગ્લેંડ પાછાં ફરતાં પોતાના પ્રવાસનો અનુભવ ઈંગ્લેન્ડના લોકો સમક્ષ મુકતાં હિન્દુસ્તાન માટે નીચેના ઉદ્ગારો હેમણે કહાડેલા, તે કદી પણ વિસરી જવાય એવા નથી. નામદાર યુવરાજ જ્યોર્જ મહારાજે કહ્યું હતું કે,—

" સહનશીલતા, નિખાલસપણું, રાજ્યભક્તિ અને કર્તવ્યપરાયણતા, જે હિન્દુસ્થાનના લોકોનાં મુખ્ય લક્ષણો છે, તેનો મને અનુભવ મળ્યો છે. આપણા રાજ્યના શુદ્ધ ન્યાય અને નીતિ ઉપર હેમને પૂર્ણ વિશ્વાસ છે. મેં જે જે જોયું છે અને સાંભળ્યું છે, તે ઉપરથી કહ્યા વિના ચાલતું નથી કે,–હજુ પણ વધારે દિલસોજી બતાવવામાં આવે, તો હિન્દુસ્થાનમાં રાજ્ય કરવાનું કામ વધારે સ્હેલું થઈ શકે. હું કહેવાની હિંમત ધરૂં છું કે, આવી દિલસોજીનો હિન્દી પ્રજા તરફથી સ્વાભાવિક પ્રત્યુત્તર મળ્યા વિના રહેશે નહિં."

મહારાજા જ્યોર્જનું પોતાનું શરીર ઘણું કસાયલું છે. ક્રીકેટ, ફુટબોલ, ટેનીસ વિગેરે રમતમાં તેઓશ્રી ઘણા પ્રવિણ છે. શિકારનો હેમને બહુ શોખ છે, અને હેમણે એક બાહોશ શિકારી તરીકે નામના મેળવી છે. યુવરાજ તરીકે હેમના હિંદુસ્તાનના પ્રવાસમાં જયપુર તથા નેપાલમાં હેમણે કરેલા શિકારનો અહેવાલ સુપ્રસિદ્ધ છે. પોતાનાં છોકરાંને પોતાના જેવાં અંગકસરતમાં કુશળ તથા કાબેલ બનાવવા તેઓ ઘણા ઉત્સુક છે; અને બાલ કેળવણીના મહત્વના વિષયમાં નામદાર મહારાણીજીની હેમને સંપૂર્ણ સહાય છે.

ઈ. સ. ૧૯૧૦ ના મે માસની છઠ્ઠી તારીખે મહારાજા એડવર્ડના સ્વર્ગવાસથી શહેનશાહ જ્યોર્જ ગ્રેટબ્રીટન અને આયર્લેન્ડના રાજા અને બ્રીટીશ સંસ્થાનોના તથા ભારતવર્ષનાં મહારાજાધિરાજ–શહેનશાહ તરીકે ગાદીએ બિરાજ્યા. હેમનો ઇંગ્લેન્ડનો રાજ્યાભિષેક ઇ. સ. ૧૯૧૧ ના જુન માસની ૨૨ મી તારીખે થયો હતો, તે કોઇની જાણ બ્હાર નથી. શહેનશાહ જ્યોર્જે હિંદુસ્થાનની વફાદાર પ્રજાને ભૂલી નહિં જવા વચન આપેલું, તે અનુસાર હેમણે મહારાણી મેરી સાથે આપણા દેશમાં રાજ્યારોહણ માટે પધારી આપણને ઘણાં ઉપકૃત કરેલાં છે. હેમના રાજ્યાભિષેકની ક્રીયા હિંદુસ્થાનના પ્રાચીન પાયતખ્ત દીલ્લી શહેરમાં તા. ૧૨ મી ડીસેમ્બરે સુખ, શાન્તિથી અને અનેક શુભ આશીર્વાદ સાથે થઇ ગઇ છે. આવો શુભ-મંગલ પ્રસંગ હિન્દની તવારિખમાં અને બ્રિટીશ શહેનશાહતના ઇતિહાસમાં પ્રથમજ છે.

આપણા ના. શહેનશાહ તથા શહેનશાહબાનુને પાંચ પુત્ર અને એક પુત્રી સંતાનમાં છે. હેમના વડા પુત્રનું નામ એડવર્ડ આલ્બર્ટ છે, જે આપણા 'પ્રીન્સ ઓફ વેલ્સ"–યુવરાજ છે. ના. શહેનશાહ જ્યોર્જ અને ના. શહેનશાહબાનુ મેરી હેમના પરીવાર સાથે સુખ, શાન્તિ અને સંપત્તિમાં, દિર્ઘાયુષ ભોગવો એ અમારી અંતઃકરણથી પ્રભુ પાસે યાચના છે. અસ્તુ.

સૌ. મનોરમા.

# ઑનરેબલ મિ. ભૂપેન્દ્રનાથ બસુએ વડી ધારાસભામાં રજુ કીધેલું હિન્દુ લગ્ન સંબંધી બિલ.

૧.

## ત્હેની વિરુદ્ધમાં:-મુંબાઇમાં વસતી હિંદુ કોમની સ્ત્રીઓની જાહેર સ્થાનેથી એક માનવન્ત સન્નારીએ સભામાં પ્રમુખ આપેલું ભાષણ.

બ્હેનો ! કોઇપણ દેશમાં જ્યારે એક મ્હોટી હિલચાલ જન્મવા પામે, ત્યારે તેને માટે ઘણી ચર્ચાઓ થાય છે. કેટલીક વખતે ચર્ચાઓનું સ્વરૂપ વધી જાય છે અને તેથી નહિં ઇચ્છવા જોગ પરિણામ જોવાનો વખત આવે છે. આજે આપણે જે એકઠાં થયાં છિયે તે, આપણા દેશમાં અગાઉની એક હિલચાલને ફરી જન્મ આપવાની કોશેષનો, બરાબર વિચાર કરી યોગ્ય ખુલાસો કરવાનો છે. હવે આ જન્મ પામેલી હિલચાલ શું છે તે મારા ધારવા પ્રમાણે ઘણી બ્હેનો જાણતી જ હશે. તોપણ આ પ્રસંગે તે હિલચાલના સંબંધમાં કેટલોક ખુલાસો કરવા યોગ્ય ધારૂં છું:—

બ્હેનો ! આપણે જે દેશમાં વસીએ છિયે તે હિંદુસ્થાન દેશ છે અને તેમાં જૂદી જૂદી જાતની સંખ્યાબંધ કોમોનો નિવાસ થઇ રહેલો છે. તેમાં પણ ઘણી ખરી પ્રજાના આચાર વિચાર અને ધાર્મિક બંધારણોમાં મ્હોટો તફાવત સમાયેલો દેખાય છે. હાલ તુરત આજે આપણે એકજ બાબત હાથ ધરીશું અને તે આપણા હિંદુસંસારને હાલ ઘણીજ ચર્ચારૂપ થઇ પડી છે. આ બાબત શું છે, અને આપણા હિંદુ જનસમાજમાં આટલી બધી ચર્ચાપાત્ર કેમ થઇ પડી છે તે પ્રથમ આપણે જાણીશું.

હિંદુસ્થાનમાં ( આપણા દેશમાં ) આજથી ચાલીશ વર્ષ ઉપર એટલે કે સને ૧૮૭૦ માં એક " બ્રહ્મોસમાજ " કરીને પંથ હતો તેણે તે વખતે નામદાર સરકારને એવી અરજ કરી હતી કે અમો જ્ઞાતિના બંધારણ મુજબ નહિ, પણ સ્વતંત્ર રીતે લગ્ન કરવા ઇચ્છિયે છિયે. આવો સુધારો કરનારો ખરડો તે વખતના અમલદારે દાખલ કીધો હતો. આશરે બે વર્ષ પછી તેવાં લગ્નો કાયદેસરનાં કરવા લાગ્યાં. આ કાયદાથી ગમે તે કોઇપણ કોમનાં સ્ત્રી-પુરુષો અરસપરસ લગ્ન કરે, તે કાયદામુજબ ઠરાવવામાં આવ્યાં. પણ આ કાયદામાં એક એવી બાબત સમાયેલી છે કે જો કોઇપણ જોડું પોતાની મરજી પ્રમાણે એટલે કે એક હિંદુ સ્ત્રી મુસલમાન સાથે અથવા એક હિંદુ,-મુસલમાન, યાહુદી, ખ્રિસ્તિ વગેરે કોઇ પણ કોમની સ્ત્રી સાથે લગ્ન કરવા તૈયાર થાય તો તેઓને તેવાં લગ્ન કાયદેસર સરકારમાં રજીસ્ટર કરાવતી વખતે એક એવો " એકરાર કરવો પડે છે કે "અમો હિંદુ વગેરે કોઈ પણ ધર્મમાં નથી."

આવાં લગ્ન કરનાર જોડાં જો એવો એકરાર કરે કે અમો હિંદુ-વગેરે કોઇપણ ધર્મ-

માં નથી.તોજ તેઓનાં લગ્ન સરકારમાં રજીસ્ટર કરી કાયદેસર ગણવામાં આવે છે. હવે આવા કોઇ પણ ધર્મ, કોમ બંધારણ કે ક્રિયાકર્મ વગર લગ્ન થનારા ધારાને પસાર થયાને આજે ચાલીશ વર્ષ થઇ ગયાં છે. આવા કાયદાને "સ્પેશિયલ-મેરેજ એક્ટ" કહેવામાં આવે છે. દેશમાં વસતી કોઇ પણ કોમના સ્ત્રીપુરૂષો મરજી મુજબ ગમે તે કોમની અંદર અરસપરસ લગ્ન કરે તેને "સિવિલ મેરેજ" કહેવામાં આવે છે.

સને ૧૮૭૦ માં "બ્રહ્મોસમાજ" પંથવાળાની અરજ ઉપરથી તેવા "સ્પેશિયલ મેરેજ" નો કાયદો સને ૧૮૭૨ માં હિંદમાં વસ્તી ઘણી પ્રજાના મતભેદ વચ્ચે પસાર કરવામાં આવ્યો હતો. પણ તે પસાર થયેલા ધારામાં તેવાં "સિવિલ મેરેજ" કરવા નીકળનારને એવો "એકરાર" કરવો પડે છે, કે અમો હિંદુ વગેરે કોઇ પણ ધર્મમાં નથી, તેથી મજકુર સને ૧૮૭૨ માં પસાર થયેલા ખરડામાંથી તેવો કરવામાં આવતો "એકરાર" કાઢી નાંખવાને હિંદી ધારાસભાના રૂભાસદ ઑનરેબલ મી. ભૂપેન્દ્રનાથ બસુ તરફથી તે મજકુર ધારામાં સુધારો કરનારૂં એક બિલ પસાર કરાવવા માટે વડી ધારાસભામાં રજુ કરવામાં આવ્યું છે. જ્યારથી આવો સુધારો કરનારૂં બિલ વડી ધારાસભામાં રજુ કરવામાં આવ્યું છે ત્યારથી હું ધારૂં છું તેમ આપણા દેશમાં વસતી જૂદી જૂદી સંખ્યાબંધ કોમો વચ્ચે હરીફાઇથી મજબૂત મતભેદ ઉભો થયેલો જણાય છે અને તે મતભેદ થવાનું કારણ સને ૧૮૭૨ માં હિંદુસ્થાનમાં "સ્પેશિયલ મેરેજ એક્ટ" જે પસાર થયો છે તેના સબંધમાં છે.

ધારામાં સુધારો કરનારૂં બિલ રજુ કરનાર ઓ. મી. ભૂપેન્દ્રનાથ બસુની દલીલ એવી છે કે સને ૧૮૭૨ માં પાસ થયેલા સ્પેશિયલ મેરેજ એક્ટમાં અરસપરસ કોઇ પણ કોમમાં રાજીખુશીથી લગ્ન કરનાર જોડાને સરકારમાં તેવાં લગ્ન રજીસ્ટર કરાવતી વખતે-"અમો હિંદુ વગેરે કોઇ પણ ધર્મને માનનારા નથી" એવો જે "એકરાર" કરવો પડે છે તે સિવિલ મેરેજ કરવા નીકળનારને મ્હોટી મુશ્કેલીમાં મૂકનાર હોવાથી તેવો કરાવવામાં આવતો "એકરાર" (સોગન) કહાડી નાંખવો.

આવો કરવામાં આવતો "એકરાર" કઢાવી નાંખવાનું કારણ રજુ કરી જણાવવામાં આવે છે કે "સિવિલ મેરેજ" કરવા નીકળનાર જોડાં પ્રથમ કોઇ પણ ધર્મ કે કોમને માનનારાં છતાં તે વખતે અંતઃકરણથી એમ કહેવું પડે કે અમો કોઇ પણ ધર્મ કે કોમને માનનારાં નથી તે ઉલટું છે.

બ્હેનો! આટલું જાણ્યા બાદ હવે સને ૧૮૮૨ ના "સ્પેશિયલ મેરેજ એક્ટમાં"- અમો હિંદુ વગેરે કોઇ પણ ધર્મમાં નથી એવી "એકરાર" વાળી જે કલમ સમાયેલી છે તે સદંતર કઢાવી નાંખવાને ઓ. મી. બસુ તરફથી જે સુધારાનું બિલ રજુ કરવામાં આવ્યું છે, તેના ઉપર આપણુ હિંદુસ્ત્રીવર્ગના યોગ્ય વિચારો રજુ કરવા તે આપણી ખાસ ફરજ છે.

બ્હેનો! હિંદુસ્થાનની પ્રજા પોતાના આચારવિચાર, વિવેક, રીતિ નીતિ અને પોતાના પવિત્ર ધર્મની અસ્થથી જેટલી મગરૂર છે, તેટલી અન્ય દેશોની પ્રજાના સંબંધમાં સમજવું

તે ઘણું દૂર છે. પ્રથમ તો આવા આચારવિચાર અને ધાર્મિક બાબતોમાં ઉચ્ચ સ્થિતિ ભોગવતા હિંદુસ્થાન દેશમાં આવા "સિવિલ મૅરેજ ઍક્ટની" બિલકુલ જરૂર જ જણાતી નથી. જે દેશોમાં આવા "સિવિલ મૅરેજ ઍક્ટ" પસાર થયેલા છે તે દેશની પ્રજા કેવાં અને કેટલાં સુખોનો અનુભવ લે છે, તે આ હિંદુસ્થાનની પ્રજાની નજરબહારની વાત નથી. જે વખતે સને ૧૮૭૨ માં આ "સ્પેશિયલ મૅરેજ ઍક્ટ" પસાર થયો તે ફક્ત એક બ્રહ્મોસમાજ-પંથવાળાની અરજ ઉપરથી કેટલાંક લાગતાં વળગતાંની નજર નીચે જ પસાર થવા પામ્યો હતો, અને તે વખતે મ્હોટો મતભેદ પડયો હતો. પણ તે કાયદામાં એવો સમાવેશ કરવામાં આવ્યો હતો કે જેથી કરીને તે પસાર થયેલો કાયદો અત્યાર સુધી ફક્ત એક નામનો જ પડી રહેવા પામ્યો હતો. કદાચ કોઇ તેનો લાભ લેતું હશે તો એક ઘણો જ નજીવો અને ક્ષુદ્ર ભાગ જ હશે એમ ધારવાનું કારણ મળે છે, કારણ કે "સિવિલ મૅરેજ ઍક્ટ" માં એક એવો ગંભીર અને અર્થસૂચક અંકુશ મૂકવામાં આવ્યો છે કે જેથી કરીને તેવાં "સિવિલ મૅરેજ" કરવા નીકળી પડનારાઓને માથે કોમ, ધર્મ, લોકલાજ વગેરેની મ્હોટી મુશ્કેલીઓ અને જોખમદારીઓ આવી પડે છે. કલમમાં આવા ગંભીર અને અર્થસૂચક અંકુશના સમાવેશથી આપણને સમજવાનું કારણ મળે છે કે હિંદી પ્રજામાં "સિવિલ મૅરેજ" શરૂ કરવામાં આ એક પ્રતિબંધરૂપનો સમાવેશ છે. પ્રતિબંધ માટે અંકુશ એવો છે કે આ સિવિલ લગ્ન કરવા તૈયાર થઇ જનારાઓને રજીસ્ટર કરાવતી વખતે કોમ, ધર્મ, લોકલાજ વગેરેની વિરૂદ્ધ એવા સોગંદ લેવા પડે છે કે અમો હિંદુ વગેરે કોઇપણ ધર્મમાં નથી. હિંદી પ્રજાને માટે પાસ થયેલા "સિવિલ મૅરેજ ઍક્ટ" મુજબ તે વખતે આવો ગંભીર અને આત્મઘાતક "એકરાર" કરવો પડે છે. કોઈપણ ધર્મનાં સ્ત્રી કે પુરૂષને આવાં લગ્ન કરતી વખતે પોતાની કોમ અને પોતાના ધર્મનો ત્યાગ કરનારાં છિયે એવું કહેવાની ફરજ પડે છે. જે હિંદુસ્થાનની પ્રજા કોમનેજ, ધર્મનેજ પોતાનું જીવન ગણે છે—જે હિંદુસ્થાનની પ્રજા પોતાના ધાર્મિક તત્વોવાળાં બંધારણોને ઉત્તમ ગણે છે,—જે હિંદુસ્થાનની પ્રજા પોતાના આચારવિચાર અને રીતિનીતિને સેંકડો વર્ષો થયાં સાચવનારી થઇ પડી છે, અને જે હિંદુસ્થાનની પ્રજા પોતાની કોમ શિવાય પરકોમ સાથે લગ્ન કરવાને ધિક્કાર ભરેલું સમજે છે—તે શું ! એક હિંદુ સ્ત્રી, પોતાની કોમ છોડી મુસલમાન, પારસી, યાહુદી, ખ્રિસ્તી કે કોઇ એવી ભળતી જ કોમ સાથે લગ્ન કરવાને પોતાની જાત અને ધર્મને કલંક લગાડવા તૈયાર થશે ખરી કે ? હિંદુ સ્ત્રી તો શું પણ એક મુસલમાન કે પારસી કોમની સ્ત્રી પણ આવું કૃત્ય કરવાને પગલું ભરશે ખરી કે ? હાલમાં "સિવિલ મૅરેજ" કરતી વખતે જે "એકરાર" કરાવવામાં આવે છે તેથી જ હિંદી પ્રજામાં તેવાં લગ્નો સંખ્યાબંધ થતાં અટકી પડયાં છે. તેવો "એકરાર" કરવાની ફરજ પડતી હોવાથી તેવા લગ્નને માટે લાલચ કે ઉમંગ થઇ શકતી નથી. હવે ઇચ્છા મુજબ કોઇ પણ કોમમાં લગ્ન થવાની તરફેણ કરનારાઓની દલીલ એવી છે, કે આવાં લગ્ન કરનારાઓ કોઈ પણ કોમ કે ધર્મને માનનારા છતાં તે વખતે કહેવું પડે કે "હું કોઇ પણ કોમ કે ધર્મને માનનારો નથી." એ કહેવું તે અંતઃકરણથી વિરૂદ્ધ છે-પણ તેના સંબંધમાં આપણે કહેવું પડશે કે, આવે વખતે કોઇ હિંદુ, મુસલમાન કે પારસી પોતાના આચાર વિચાર, કોમ કે ધર્મને સ્પષ્ટ જાહેર રીતે વિરૂદ્ધાચરણથી પરકોમ

સાથે લગ્ન કરે, તેઓને કઇ કોમ કે ધર્મના માનવા ? હિંદુ છતાં મુસલમાન સાથે લગ્ન કરે-મુસલમાન છતાં-ખ્રિસ્તી, યાહુદી સાથે લગ્ન કરે, તો-તેઓનો જો પોતાની કોમ કે ધર્મ જ સંગ્રહ ન કરે તો પછી તેઓને કોઈ પણ કોમ કે ધર્મના કહેવડાવવાનો હક જ ક્યાં રહ્યો ? એક વાત સાંભળોઃ-"એક સરોવરના કિનારા ઉપર સુંદર મોરોનું એક ટોળું બેઠું હતું; તેમાં એક કાગડો-પોતાના શરીર ઉપર મોરનાં પીછાં ખોશી હું પણ એક મોર છું એવી ભાવનામાં બિચારો ત્યાં ગયો, પણ ખોટું વર્તનરૂપ કરી તે દેખાવ.કરવાવાળા કાગડાની ઉપરનાં પીછાં પીંખી નાખી મોરોએ પોતામાં બેસવા માટે ધક્કો મારી કાઢયો, ત્યાંથી તે કાગડો પોતાનાંજ ટોળાંમાં દાખલ થવા ગયો પણ કાગડાના ટોળાએ તેને અંદર નહિ લેતાં ધિક્કારથી બહાર કહાડયોઃ હવે તે બિચારાને ન રાખે મોર, કે પોતાના કાગડા !-એવી તેની દશા થઇ." આ ઉપરથી આપણને ઘણું શીખવાનું અને સમજવાનું આ પ્રસંગેજ મળી આવે તેમ છે. આ રજુ થયેલા બિલના સંબંધમાં તરફેણ કરનારાઓ એવી દલીલ રજુ કરે છે, કે આવાં અરસપરસ લગ્ન કરનારાઓ લગ્ન કરતી વખતે કોઈ પણ ધર્મ કે કોમને માનનારા છતાં કહેવું પડે છે કે અમો હિન્દુ વગેરે કોઇ પણ ધર્મમાં નથી-એ ધર્મ અને અંતઃકરણથી વિરૂદ્ધ અને ખોટું છેઃ-માટે સને ૧૮૭૨ના સિવિલમેરેજએક્ટમાંથી એ સદંતર કાઢી નાંખવું. આ પ્રસંગે, જણાવવાની જરૂર પડે છે કે, મજકુર ધારામાંથી આ શબ્દો કહાડી નાંખવા, એ હિંદી પ્રજાના ભવિષ્યમાં હંમેશને માટે આવો એક સિવિલ મેરેજ એક્ટ પસાર થયા બરોબર સમજાય તેમ છે. પ્રથમથી જ આવો સિવિલ મેરેજ એક્ટ હિંદી પ્રજાને માટે પસાર કરાવવો તેમાં જ આપણા દેશમાં મ્હોટો મતભેદ ચાલી રહ્યો હતો અને ચાલે છે.-કારણ કે જૂદાં જૂદાં મનમતાંતરો, સંખ્યાબંધ ધાર્મિક તત્વો અને કોમનાં બંધારણોવાળી પ્રજામાં સિવિલ મેરેજ એક્ટથી ભવિષ્યમાં, ઘણા અનર્થો, વાંધાઓ અને કલેશકુસંપ વધવાનાં કારણો સમાયેલાં હોવાથી હિંદી પ્રજાનો મ્હોટો ભાગ, આ "સ્પેશિયલ મેરેજ એક્ટ" થી તદન વિરૂદ્ધ જ છે. આવા "સિવિલ મેરેજ" થી પ્રજાવર્ગમાં કેવાં કેવાં કુસંપકલેશ અને અનર્થનાં કારણો સમાયેલાં છે, તેના અત્યાર સુધીમાં ઘણા દાખલાઓ આપવામાં આવ્યા છે. તે આપણે સારી રીતે સમજી શકીએ છિયે અને તેને માટે અત્રે વધારે દર્શાવવાની જરૂર જોતી નથી. તો નામદાર દયાળુ સરકાર કે જે પોતાની પ્રજા વર્ગના ભવિષ્યના સુખદુઃખના સવાલોમાં 'બુદ્ધિપૂર્વક વિચાર' કરી પ્રજાનું ભલું કરવાની ઇચ્છાએ ઉત્તમ અને સુખદાયક ધારાઓની બાંધણીઓ બાંધનાર છે-તેવી દયાળુ અને માનવંત સરકારને અમો હિંદુધર્મ પાળતી તમામ કોમની હિંદુસ્ત્રીઓ નમ્રતાપૂર્વક અરજ કરી જણાવીએ છિયે કે, ઓ. બી. ભૂપેન્દ્રનાથ બાસુ તરફથી સને ૧૮૭૨ ના અરસપરસ લગ્નવાળા-" સ્પેશિયલ મેરેજ એક્ટ " માં સુધારો કરનારૂં જે બિલ પસાર કરાવવાને માટે રજુ કરવામાં આવ્યું છે, તેમાં અમો હિંદુ સ્ત્રીઓના ઘણા ગેરલાભ અને અનર્થો સમાયલા હોવાથી તે બિલ તરફ અમો અમારી સખ્ત નાપસંદગી દર્શાવીએ છિયેઃ—

બિલની તરફેણ કરનારાઓની દલીલો એક જોતાં ભોળવનારી ગણીએ તો ખોટું કહેવાશે નહિ. ધર્મની ક્રિયાઓને એક રૂઢિ અને વ્હેમનું રૂપ આપવું, તે કાંઇ ડહાપણના વિચારો રજુ કીધા છે, એમ કહી શકાય તેમ નથી. ધર્મ સમજ્યા વગરની કરવામાં આવતી

ક્રિયાઓને–એક રૂઢિ કે વ્હેમ તરીકે ગણી કાઢવાની બુદ્ધિ–પ્રજાની નાસ્તિક સ્થિતિમાં વધારાનું ચિન્હ સમજાય તેમ છે:–યોગ્ય ઉમર, અભ્યાસ અને જ્ઞાન વગરના માણસ પાસે એવી ધાર્મિક રહસ્યની કરવામાં આવતી ક્રિયાઓ કદાચ માણસ ન સમજે અને ઉપયોગ ન કરે, તો તેથી એવા વિચારો ધારણ કરી ન લેવા જોઇએ કે સમજ્યા વગરની ક્રિયાઓ તે નકામી છે:–દરેક કોમનાં ધાર્મિક બંધારણો જ પોતાને અને દેશની પ્રજાને નીતિને રસ્તે ચડાવવામાં ઉત્તમ સાધનના, મદદગાર રસ્તાઓ છે.:–ધર્મ એ જ દેશ અને પ્રજાને માટે નીતિએ ચડવાનું ઉત્તમ પગથીઉં છે. ધર્મ આચારવિચાર અને રીતિનીતિઓને વેગળી મૂકી તેને એક રૂઢિ અને વ્હેમી ગણી કાઢવામાં અને પોતાના પૂજ્ય મહાત્માઓના સદ્દવિચારોથી પ્રજાને ઉત્તમ રસ્તે ચડાવવા માટે રચાયેલાં પવિત્ર ગ્રંથો–"કનુનો" ઉંડા ઉતરી નહિ તપાસવાની બેદરકારીએ આપણી પવિત્ર અને ઉચ્ચ કોમોમાં, સાંપ્રતકાળમાં અરસપરસ કેવાં કેવાં અને કેટલાં કુસંપકલેશનો ઉપદ્રવ થયો છે? તેનો શું આપણને અનુભવ નથી–તો પછી એક બાબતમાં મ્હોટો મતભેદ ઉભો કરી મમત કરવામાં એમ જ સમજવું કે તેમાં નુકશાન આપણને તેમજ આપણા ભાઇઓને જ છે; બીજા કોઇને નથી:—

ઑનરેબલ મી. ભૂપેન્દ્રનાથ બાસુ પ્રજાના રક્ષક છે, હિંદી ધારા સભાના એક માનવંત સભ્ય છે–હિંદી પ્રજાના માનનીય છે. આપણા હકમાં, તેમજ સુખમાં લાભ જોનાર હિંદી વીરલા નર ઑ. મી. ભૂપેન્દ્રનાથનો જેટલો ઉપકાર આપણે માનીએ તેટલો ઓછો છે. આ વીરલા નરને માટે આપણે એક મ્હોટું માન મેળવીએ છિયે. દિલગીર છિયે કે આ વખતે તેમના વિચારે પ્રજામાં મતભેદ ઉભો કીધો છે. તેઓના તરફથી સને ૧૮૭૨ ના "સ્પેશિયલ મેરેજ એક્ટ" માં સુધારો કરાવવા માટે વડી ધારાસભામાં એક બિલ રજુ કરવામાં આવ્યું છે. આ બિલથી હિંદી પ્રજાની કોમમાં ચર્ચા ચાલી રહી છે. પણ ધિરજ અને શાંતિમાં કાંઇ સારૂંજ પરિણામ છે એમ આપણે જોઇ શકીશું.

કહેવામાં આવે છે કે આગળ વધતાં જમાનામાં આપણા ધર્મ અને આચારવિચારોમાં પશ્ચિમની પ્રજાના સંસર્ગથી આપણે સુધારામાં આગળ વધવું જોઇએ:–પણ જણાવવું પડશે કે તે પ્રજાના સંસર્ગથી તેનું શું શું અનુકરણ કરવું તે નહિ શીખનાં, જે નહિ શિખવાનું શિખવાને ઉતરી પડવું, તે શું ઓછો ખેદ છે? આપણા એક સાધારણ વાક્ય ઉપરથી પણ કેટલો બોધ આપણને મળી શકે તેમ છે. કહે છે કે વેપાર હુન્નર ઉદ્યોગ અને કલા શિખવાને, "દેશ છોડજે, પણ દેશનો વેશ છોડવાની લાલચમાં ફસાતો નહિ." આ વાક્ય ધર્મ અને નીતિનો ઓછો બોધ કરનારૂં છે? પણ સમજીને ધ્યાનમાં લેવાનું ક્યાં છે?

### "સિવિલ મેરેજથી પ્રજામાં ઘણા અનર્થો ઉભા થવાનો ભય."

"સિવિલ મેરેજ" એટલે દેશમાં વસતી કોઇ પણ કોમના સ્ત્રીપુરૂષો, ગમે તે આચારવિચાર ધરાવતી કોમ સાથે અરસપરસ લગ્ન કરી શકે:—એક હિંદુ પુરૂષ, મુસલમાન, પારસી, યાહુદી કે ખ્રિસ્તી, સ્ત્રીસાથે લગ્ન કરી પોતાનો સંસાર ચલાવે; એક હિંદુ સ્ત્રી, મુસલમાન કે ખ્રિસ્તી વગેરે કોમના પુરૂષ સાથે લગ્ન કરી પત્નિ તરીકે રહે:–એવી જાતનાં લગ્ન, પોતાની ધાર્મિક ક્રિયા વગર–ગમે તે કોમના પુરૂષ ને ગમે તે કોમની સ્ત્રીને સાથે મરજી મુજબ લગ્ન કરવાની ઇચ્છા થાય–ત્યારે સરકારમાં જઇ નામ રજીસ્ટર કરાવે, એટલે તે લગ્ન કાયદેસર થયાં એમ ગણાય છે. આવાં લગ્ન થયા પછી કદાચ સ્ત્રીપુરૂષમાં અણબનાવ થયો, તો એક બીજાની મરજીએ–તલાક–છૂટાછેડા કરાવી–પુરૂષ બીજી સ્ત્રીની અને તે

સ્ત્રી બીજો પુરૂષની સાથે ફરીવાર લગ્ન કરવાને તૈયાર થઇ જાય. કદાચ તેમાં પણ જો પ્રેમનું ફળ બરાબર ન લાગ્યું તો પછી વારંવાર સ્ત્રીને પુરૂષ અને પુરૂષને સ્ત્રીઓ કરવાની કુટેવજ પડી જશે.

આવા છુટાછેડા ભોગાવવના હકવાળા "સિવિલ મેરેજ" બિલથી હિંદી પ્રજાનો, કાંઇજ ઉદ્ધાર નથી,—પણ દરેક કોમની સોસાઇટિના ધાર્મિક રહસ્યોથી બંધાયલો છિન્નભિન્ન થઇ, ભવિષ્યની પ્રજામાં અનેક જાતની અરસપરસ કોમમાં વિક્ષેપથી, અનર્થો ઉભા થવાનો મ્હોટો ભય સમજાય. હિંદમાં એક "નેશન" કરવાને આ પ્રયાસ જો હાથ ધરવામાં આવતો હોય અથવા તો પશ્ચિમના દેશોની શૈલિની રૂઢિઓનું અનુકરણ કરવાના લોભથી, પ્રજા વર્ગના લગ્નમાં સુધારો કરવાની હિંમત થતી હોય—તો એવા એવા પ્રયાસો કરવાની પૂર્વે,—હિંદુ સંસાર સુધારકો કે જેઓ પ્રજા વર્ગના ખરેખરા શુભેચ્છો અને પોતાનું આખું જીવન પ્રજા સુખ અર્થેજ આપનારા આપણા વડિલો આજની આપણી માગણી જરૂર સ્વીકારવાની કૃપા કરશે:—

અગાઉ હિંદુ રજપુતો અને મોગલ પાદશાહીના વખતમાં અરસપરસ હિંદુ મુસલમાનમાં કન્યાઓ આપવાનો રિવાજ હતો—પણ આ દલીલ ઘણી ટુંકી અધુરી અને માન્ય નહિ થઇ શકે તેવી દેખાય છે. અને વિચાર કરતાં તે એક બીજાને અપમાન કર્તા પણ ગણી શકાય. કારણ તો એવું છે કે તેવા મોગલ પાદશાહોના વખતમાં ધાસ્તી, ભય, નિર્બળતા—કે એક મ્હોટો હોદો મળવાની આશા અને રાજ્ય કે જાગીર અથવા તો મ્હોટી નોકરી મેળવવાની લાલચે—લોભમાં એવી કન્યાઓ આપવાની ફરજ પડતી અથવા તો ફરજ પાડવામાં આવતી હતી.—તો એવા લગ્નથી એમ ઠરાવવું કે હિંદુ મુસલમાન વચ્ચે લગ્નનો રિવાજ હતો. હવે ઇતિહાસ જોઇએ:

શૂરવીર,—બહાદુર, પતિવ્રતા અને સતી હિંદુ સ્ત્રીયો અને રજપૂતણીઓએ પરકોમના પુરૂષો સાથે પોતાના લગ્નની માગણીઓ થતી સાંભળી ચિતામાં પોતાની મેળે બળી મરી—પોતાના દેશ, ધર્મ અને કોમના સંરક્ષણ માટે પ્રાણ સમર્પેલા છે:—ઉચ્ચ હિંદુ વર્ણાશ્રમમાં ગણાતી કોમમાં, અત્યાર સુધી એવા અરસપરસ કોમી જાહેર લગ્નના રિવાજના દાખલાઓ કદિપણ મળી શકે તેમ નથી પણ દલીલોમાં દાખલ કરવાને ગમે તેવા અર્થો ઉઠાવી દાખલારૂપ રજુ કરવા,—એ બીજાને ભોળવવાની નિશાની ગણાય તેમ છે. અમો સ્ત્રીઓ ખાસ અરજ કરવાની હિંમત કરીશું કે—આચાર વિચાર રીતિનીતિ અને આપણી ધાર્મિક ક્રિયા વિરૂદ્ધ—આવા "સિવિલ મેરેજ" દાખલ કરાવવાના પ્રયાસમાં નહિ ઉતરતાં—હાલમાં આપણી હિંદુ કોમમાં જે અસંખ્ય વ્યક્તિઓ હસ્તી ધરાવે છે અને હજી પણ એકમાંથી અનેક વ્યક્તિઓ ઉભી થવા માંડી છે, તેને જ એકત્ર કરવાનો પ્રયાસ તમો આદરો અને તેમાં અમો સ્ત્રીઓ તમોને ખરી રીતે મદદકર્ત્તા થઇ પડીશું. જુવો કે—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર કોમમાં—એકજ વર્ણ અને કોમ છતાં અંદર અંદર કેટલા ફાંટાઓ પડ્યા છે? પોતાનું જે ખરૂં સુધારવાનું છે તે સુધારવાની દરકાર નહિ કરતાં—હિંદી પ્રજાને એક "નેશન" (જાત) અથવા તો—હિંદુપણાનો દાવો કરનારાઓની સંખ્યા વધારવામાં દાખલ કરવાના અખતરાઓ ચલાવવામાં ભુલી નહિ જવું, કે આવા અખતરાઓથી દેશની પ્રજા કેવી સ્થિતિમાં મૂકાશે!

શું હાલની સ્ત્રીઓને પોતાના દેશ, ધર્મ, કુટુમ્બ તેમજ કોમના સંરક્ષણનું ગુમાન રાખવાનું નહિ ગમતું હોય! નહિ નહિ! હિંદી હવામાં ઉછરેલી સ્ત્રીઓ પોતાનું ગૌરવ કેમ સાચવવું તે પોતાના કોમળ અને દયાળુ અંતઃકરણમાં સમજી શકે તેમ છે. હિંદુ સ્ત્રીઓ પોતાની ધાર્મિક ક્રિયાથી થયેલા લગ્નના પતિ સાથે જીવતાં સુધી જોડાયેલી જ રહેવાને પોતાનો ધર્મ છે એમ સમજે છે—લગ્ન પછી કદિ પોતાની સ્થિતિ નબળી થઇ ગઇ હોય

તો પણ એક ખરા-આકીન અને જીગરથી પોતાના પતિને ચાહે છેઃ—નબળી અને દુઃખી સ્થિતિમાં પોતના પતિને ત્યજી દઇ—બીજા રૂપવંત કે પૈસાવાળા સાથે લગ્ન કરવા તૈયાર થતી નથી. નળરાયની રાણી દમયંતિ જેવીએ—જેટલાં કષ્ટો ભોગવ્યાં છે તેટલાં, હાલની કઈ સ્ત્રીએ ભોગવ્યાં છે? સત્યવાદિ રાજા હરિશ્ચંદ્રની રાણી તારામતિના દુઃખનું વર્ણન સાંભળી કઇ હિંદી સ્ત્રીની આંખમાંથી આંસુની ધારા ચાલતી નહિ હોય?—પવિત્ર પૂજ્ય મહાત્મા શ્રીરામનાં પત્નિ સીતાનાં દારૂણ દુઃખોનાં વર્ણન સાંભળી કોઇ પણ સ્ત્રી એવી નહિ હોય કે તેના હૃદયમાં કંપારી છૂટયા શિવાય રહે! શૂરી રજપૂતાણીઓ—સંયુક્તા, વિમળા, પદ્મિનિ, વગેરે પવિત્ર સ્ત્રીઓએ, ધર્મ અને સ્ત્રીની પવિત્રતાને કલંક લાગવાના બારિક પ્રસંગોએ, શું પોતાના પ્રાણ નથી ગુમાવ્યા?—આ બધું શું ધર્મને માટે નથી? હાલની સ્ત્રીઓ તેવી સ્ત્રીઓના ઇતિહાસ—વાંચી—સાંભળી, દયા, ધર્મ, નમ્રતા, ધિરજ, હિંમત, સંતોષ અને વિવેક ભરી મર્યાદાઓના વર્તન માટે ભાવનાવાળી છે. પરંતુ સ્ત્રીઓને લાયક ભણતરની મ્હોટી ખોટ છે. ધર્મનું સ્વરૂપ જ સ્ત્રીઓ છે અને તે દેવીરૂપે સર્વ પોતપોતાના ધર્મનું ધર્મનું રક્ષણ કરવાને તૈયાર જ રહે છે.—ઇશ્વરે તેને ખાસ ધર્મના રક્ષણ માટે જ નિપજાવી હોય તેમ તત્વજ્ઞાનથી માલમ પડે છે. ધર્મ અર્થ, કામ અને મોક્ષને પમાડનાર ફક્ત સ્ત્રીઓ જ છેઃ—અને તે દરેક શાસ્ત્રોમાં પ્રમાણસિદ્ધ છે. પ્રજાને ઉત્પન્ન કરનાર સ્ત્રી વગર, દેશની ઉત્પત્તિ અને ઉન્નતિ કદિપણ નથી—પ્રજાને શૌર્ય, બળ, જાતિ અને ધર્મનું જ્ઞાન આપવાને ઇશ્વરે પ્રથમથી જ તેના દયાળુ અંતઃકરણમાં પ્રેરણાશક્તિ મૂકેલી છે. પણ દિલગીર છઇએ કે પ્રજાના વર્તનથી દેશ અને કાળમાં થતા ફેરફારોએ સ્ત્રીઓનું ગૌરવ અને ગુમાન ક્ષીણ થવાનાં ચિન્હો દિસવા લાગ્યાં છે—પ્રજાનું વર્તન હાલની અપાતી કેળવણીથી ઘણું ઉદ્ધત અને ઘણીક બાબતમાં નહિં ઇચ્છવા જોગ થઇ પડયું છેઃ—દેશને લગતી પ્રજાકીય કેળવણીનાં સાધનો નાબુદ થવાથી પોતાના ખરા સ્વરૂપને ઓળખવામાં ચાલુ ભુલભૂલામણી ગફલત કરનાર થઇ પડી છેઃ—

ઓ. બી. બાસુએ રજુ કીધેલા બિલથી—પુરૂષ જેમ બે ત્રણ ચાર સ્ત્રીઓ પરણી શકે છે તેમ હાલની હિંદી સ્ત્રીઓને પણ પોતે બે ત્રણ ચાર વખત પરણી શકે એવો હક મળનાર છેઃ—એટલે કે એકને છોડી—બીજાને પરણે અને બીજાને છોડી ત્રીજાને પરણે, એવા હકો! કેટલાક સુધારેલા બિલને પુષ્ટિ આપવા નિકળી પડયા છે—પણ તેઓને અરજથી પૂછીશું કે આ બાબતમાં પોતાની સ્ત્રીઓનો મત આવા હકો મેળવવામાં કેવો છે—તે જાણવાની દરકાર કરવામાં આવી છે? હિંદુ સ્ત્રીઓ પોતાના ધર્મની ધાર ઉપર ચાલનાર હોવાથી આવા હકને તુચ્છકારી કાઢવામાં શું કદિ પણ પાછળ હઠનાર થશે કે? હિંદુ સ્ત્રીઓ—પુરૂષો જે હકો ભોગવે છે—તે હકો મેળવવાને કદિપણ પ્રયત્ન કરનાર નથીઃ—હિંદુ સ્ત્રીઓ પોતાની ખરી માન્ય કરવાલાયક આચારવિચારની રીતિનીતિઓ તેમજ મહાન બુદ્ધિશાળી મહાત્માઓએ રહસ્યમાં સમજાવેલી ઉત્તમ ધાર્મિક ક્રિયાઓને જ પોતાનું ખરૂં જીવન સમજે છે—તેનાથી વિમુખ થવાની કદિપણ આશા રાખતી નથીઃ—કહે છે કે હિંદુ સ્ત્રીઓ મુસલમાન સાથે કે પારસી સાથે લગ્ન કરે તેમાં—ધર્મ કે કોમને જરાપણ અડચણ કર્તા નથી. એક હિંદુ સ્ત્રી મુસલમાનને પરણી હિંદુ મંદિરોમાં દેવદર્શન કરવાને જઇ શકશે ખરી કે? અને તેવી સ્ત્રીને પોતાની કોમમાં નાતજાતના હકો ભોગવવા દેવાને હિંદુ વ્યક્તિ કબુલ કરશે ખરી કે? એક બાબતઃ એક મુસલમાન સાથે એક હિંદુ સ્ત્રીના હાલના પસાર કરાવવા ધારેલા ધારા મુજબ લગ્ન થયાં—પતિ મુસલમાન છે અને પત્નિ હિંદુ છેઃ—તેને પેટે પ્રજા ઉત્પન્ન થઇ—તે પ્રજાને હિન્દુ કહેવી કે મુસલમાન કહેવી? આવી પરધર્મ અને પરકોમ સાથેના

લગ્નવાળી પ્રજાને "વર્ણસંકર-અંગ્રેજીમાં હાફકાસ્ટ" ગણવામાં આવે છે.—અમુક નજીવી સંખ્યા ગણાતી-કોઇપણ ધર્મને નહિ માનનારી એવી નાસ્તિક "બ્રાહ્મસમાજ" પંથવાળી વ્યક્તિને ખાતર સને ૧૮૭૨ માં ફક્ત તેને જ માટે "સ્પેશિયલ મેરેજ એક્ટ" દાખલ કરવામાં આવ્યો-હવે ઓ. મી ભૂપેન્દ્રનાથ બાસુએ એક યુક્તિ લગાવી આખી હિન્દી કોમ ઉપર "સિવિલ મેરેજ એક્ટ" પસાર કરાવવાને એક સુધારાનું બિલ રજુ કીધું છે-આવા બિલથી હિન્દી પ્રજાને માથે ભવિષ્યમાં ઘણાં સંકટો ઉભા થશે-છુટાછેડાના દાખલાએ કેવું ગંભીર પરિણામ લેશે?-"સિવિલ મેરેજ" એક્ટ જ્યાં પસાર થયેલા છે-ત્યાં બિચારી સ્ત્રીઓને કોર્ટમાં ન્યાય માગવાને હજારોની સંખ્યામાં હાજર થવું પડે છે. વારંવાર રખડતી સ્થિતિમાં કે બદચાલમાં પોતાનું જીવન ભોગવવું પડે છે. —આવા છુટાછેડાના દાખલાઓ-કાંઇ ઉચ્ચ કોમમાં હસ્તિ ધરાવતા નથી-કદાચ તેવી વર્ણમાં બનતા હશે-તો તે આપણા વર્ણાશ્રમની બાંધણીમાં ગણેલી ફક્ત શુદ્ર કોમમાં જ હશે-જે દેશોમાં આવા "સિવિલ મેરેજ" એક્ટ પસાર થયા છે તે કેટલી મુદ્દતે અને કેવા મતભેદ વચ્ચે પસાર થયા હશે? એક દેશમાં એકસો વર્ષની હિલચાલ પછી અમલમાં મુકવામાં આવ્યો હતો-પણ આપણા લોકોએ એક ચપટી વગાડતાંની સાથે જ આવો દેશ અને પ્રજાને માથે ગંભીર જોખમદારીરૂપ "સિવિલ મેરેજ" એક્ટ પસાર કરાવવાની હિમ્મત કરી એ હિન્દુપ્રજાને માટે એક જોખમભરેલું પગલું ગણી શકાય તેમ છે—આ બિલ બદલ પ્રજામાં મતભેદ પડશે તો નામદાર સરકાર તરફથી બિલ પસાર થવાની બિનકુલ વકી જણાતી નથી. છેવટે મ્હારી હિન્દુ બ્હેનોએ પોતાની ફરજ બજાવી મ્હોટી સંખ્યામાં જે હાજરી આપી છે તેને માટે ઘણો ધન્યવાદ ઘટે છે. શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે કે--

"આખા બ્રહ્માંડનો આધાર સત્ય અને ધર્મ ઉપર જ છે."

હવે આ સંબંધમાં મ્હારૂં બોલવું સમાપ્ત કરી અને એકઠી થયેલી મ્હારી હિન્દુ બ્હેનોને એક ખુશાલીભરી ખબર આપતાં મને ઘણો જ આનંદ થાય છે આ ખુશાલીની ખબર તે આપણા બ્રિટિશ સંતાનના રાજ્યાધિપતિ ઇંગ્લાંડમાં બ્રિટિશ તાજ ધારણ કરી તખ્ત ઉપર બેસનાર નેકવંત નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમા અને તેમના મહારાણી શહેનશાહબાનુ મેરી આપણા દેશમાં થોડા રોજ પછી પધારનાર છે—આ મહાન ઉત્સવના પ્રસંગથી હિન્દીપ્રજાના હૃદય ઘણા આનંદી, હર્ષિત અને પ્રફુલ્લિત બન્યાં છે.—આ પ્રસંગે મહાન કૃપાળુ ઇશ્વરને આપણે હિન્દુ સ્ત્રીઓ પ્રાર્થના કરી ઇચ્છીએ છિયે કે બ્રિટિશ શહેનશાહતના નરેશ અને તાજધારક નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમા પોતાના પત્નિ નામદાર શહેનશાહબાનુ મેરી સહિત-જગતની પ્રજામાં દીર્ઘાયુષ્ય વડે પોતના રાજ્ય અને તાજને અવિચળ દિપાવો.

આ પ્રસંગે કૃપાવંત નામદાર દયાળુ સરકારને અમો હિન્દુધર્મ પાળતી—મુંબઈમાં વસતી તમામ કોમની હિન્દુસ્ત્રીઓ નમ્રતાપૂર્વક અરજ કરવાની રજા લઇએ છિયે કે, નામદાર ઓ. મી ભૂપેન્દ્રનાથ બાસુ તરફથી હિન્દી કોમમાં અરસપરસ લગ્નવાળા સને ૧૮૭૨ ના કાયદામાં ફેરફાર કરનારું જે બીલ રજુ કરવામાં આવ્યું છે-ને અમારી જાત, ધર્મ અને લગ્નક્રિયાઓના સંરક્ષણથી તદન વિરૂદ્ધ હોવાથી-આજની મ્હોટી સભા સમક્ષ મજકુર બિલ પ્રત્યે સખ્ત વિરૂદ્ધ મત દર્શાવીએ છિયે-અને તમો નામદાર સરકારને આ બિલ પાસ નહિ કરવાને અરજ કરીએ છીયે.

સૌ. જમનાબાઈ નગીનદાસ સક્કઇ.

૨.

## બસુબિલની તરફેણમાંઃ—એક વિદુષી સન્નારીનો અભિપ્રાય.

ઑને. મી. બસુના બિલમાં શું છે તે તથા તેની અસર સંબંધી પુરતું વિવેચન આ પત્રમાં આવી ગયું છે* એટલે તે વિશે કાંઇ કહેવા જેવું રહેતું નથી. તથાપિ નવેંબર માસમાં મુંબાઇમાં સ્ત્રીઓની જાહેર સભા ભરાઇ હતી તે વખતે એ બિલ વિરુદ્ધ જે આક્ષેપ કરવામાં આવ્યા છે તે સંબંધમાં કાંઇક વિવેચન થવું ઉચિત છે. બસુના બિલ વિરુદ્ધ આ પહેલાં ઘણાએ પોતાના મનના ઉભરા કાઢ્યા છે અને એ બિલની તરફેણ કરનાર સામે બોલવામાં કાંઇ બાકી રાખી નથી. પરંતુ એ પક્ષવાળાઓએ એટલેથી ન અટકતાં તેમની દોરાએલી દોરાય તેવી અબળાઓને પોતાના વિચારને પ્રદર્શિત કરવાના એક વધારાના હથીઆર તરીકે વાપરીએ પક્ષવાળા તરફના પ્રહારમાં ઉમેરો કર્યો છે. એ પક્ષવાળી પ્રજાનો વિભાગ એવા પ્રહાર સહન કરતો આવ્યો છે અને જેમની તરફ એ આક્ષેપ કરવામાં આવ્યા છે તેમણે અગાઉ તેવા આક્ષેપોની દરકાર રાખીને પોતાનો પ્રયાસ બંધ પાડ્યા હોત તો મુંબાઇમાં સ્ત્રી-અધ્યક્ષ નીચે સ્ત્રીઓની જાહેર સભા ભરાવાનો સમય આવત કે નહિં તે સંશય ભરેલું છે.

સાંસારિક બાબતોમાં લોકો પોતાનું હિત ન સમજે તો તેમનું દુર્ભાગ્ય છે. સરકારને તેમાં કાંઇ નુકસાન થવાનું નથી. તે છતાં બ્રિટિશ રાજ્યમાં ઘણા લોકહિતના કાયદા પસાર થયા છે અને તે દરેક વખત અજ્ઞાન જનસમૂહ તરફથી આવીજ વિરુદ્ધતા દર્શાવવામાં આવી હતી.

કોઇ પણ બાબત ઉપર પોતાને મન ગમતો અભિપ્રાય ધરાવવો એ જુદી વાત છે, પણ તે સત્ય છે એમ માની બીજાને મનાવતા પહેલાં પુરતો વિચાર કરવો જોઈએ. વળી મોટી જાહેર સભા ભરી તેમાં પોતાના મનનું પ્રતિપાદન કરવા માટે સામા પક્ષ માટે ગમે તેવી અસત્ય વાતો કહેવી તે અણછાજતું છે. કોઇ સભાના અધ્યક્ષસ્થાનેથી વચનો કહેવામાં ઘણી જવાબદારી રહેલી છે. અને જ્યાં શ્રોતામંડળ આ દેશની હાલની સ્ત્રીઓનું હોય ત્યાં જવાબદારી વિશેષ છે. તેમની માહીતી ઓછી હોય ત્યાં મત બાંધવામાં તેઓ ભૂલ ખાય એવું કાંઇ પણ કહેવું ન જોઇએ.

ઉપર કહી તે સભામાં એવું કહેવામાં આવ્યું છે કે બ્રાહ્મ ધર્મ તે કોઇ પણ ધર્મ નહીં માનનારો નાસ્તિક પંથ છે. ઇશ્વરને શુદ્ધ સ્વરૂપે પૂજવો એવું નામ નાસ્તિકતા હોય તો બ્રાહ્મ ધર્મવાળા નાસ્તિક છે એમ કહેવાય. આવા અયોગ્ય, અસત્ય અને અન્યને ખોટે માર્ગે દોરનાર વિચાર માટે શું કહેવું ? બ્રાહ્મ ધર્મવાળાઓ ઇશ્વરને માનનાર કોઇ ધર્મના અનુયાયીઓ-હિંદુસ્તાન અથવા બહારનાને નાસ્તિક કહેવાની ધૃષ્ટતા કરતા નથી. ઇશ્વરને માનનારાને નાસ્તિક કહેવાથી તે નાસ્તિક ઠરતા નથી. પરંતુ સ્વમતને પુષ્ટિ આપવામાં કેવાં અવાસ્તવિક વચન કહેવાય છે તથા અર્થનો અનર્થ થાય છે તેનું આ દર્શત છે.

વળી, આ બિલ પસાર થતાં પુરુષ જેમ એક બે ત્રણ ચાર સ્ત્રીઓ પરણે છે તેમ

* જુવો—સુન્દરી સુબોધના નવેમ્બર ૧૯૧૧ ના અંકમાં મિ. D. નો લેખ.

સ્ત્રીઓને બે ત્રણ પતિઓ કરવાની છૂટ મળશે એમ એ સભામાં સ્ત્રીઓને સમજાવવામાં આવ્યું છે. તો એમ પૂછીશું કે ' સિવિલ મેરેજ એક્ટ ' આજે ચાળીસ વર્ષથી પસાર થએલો છે તેમાં તે લગ્નનો લાભ લેનાર કેટલી સ્ત્રીઓએ બે ત્રણ પતિ કર્યાં ? એ લગ્નથી એવી છૂટ મળે છે એમ કહેવું વાસ્તવિક નથી. એ લગ્ન એક પત્ની અને એક પતિની વ્યવસ્થા માટેજ છે એવું તે કાયદામાંજ ફરમાવેલું છે. એ લગ્ન કરનાર છુટા છેડાનો લાભ લઇ શકે છે એ ખરૂં છે, પણ એ સભામાં કહેવામાં આવ્યું છે તેમ એક પતિ છોડીને બીજાને પરણવા માટે તે સ્ત્રીની મરજી થાય એટલું બસ નથી. લગ્નની ગાંઠ મ ત્ર કોર્ટ રદ કરી શકે છે અને અત્યંત સબળ કારણ સિવાય લગ્નનો પવિત્ર સંબંધ બીનકુશ સચવાય તેમ નથી એવું કાયદેસર પુરાવાથી સાબીત થયા સિવાય-છેડા છુટકો કોઇને મળતો નથી. પુરુષો એકની હયાતીમાં બે કે ત્રણ ચાર સ્ત્રીઓ પરણે છે તેજ સુધારાવાળા વખોડે છે અને અયોગ્ય ગણે છે, તો સ્ત્રીઓ એક બે કે ત્રણ પતિ કરે તે ઇષ્ટ છે એમ કોઇ કહે જ નહી. અણબનાવ થાય અથવા પ્રેમનું ફળ ન મળે તો આ બિલથી સ્ત્રી પુરુષ બે ચાર વખત લગ્ન કરી શકશે એ કેવળ ખોટું છે. નબળી અને દુઃખી સ્થિતિમાં પતિને તજી રૂપવંત કે પૈસાવાળા સાથે લગ્ન કરવાની છુટ આ બિલથી મળવાની જ નથી તે છતાં મળશે એમ કહેવું એ સત્ય નથી; ઉલટું આપણી જનસમાજમાં કેટલીક ઉંચી ગણાતી જ્ઞાનિઓમાં પુરુષોને પૈસા ખુટે કે કાંઇ પણ નજીવી તકરાર થાય કે એક સ્ત્રી છતાં બીજી ગમે તેટલી સ્ત્રીઓ પરણી શકે છે તે પ્રમાણે આ બિલ મુજબ લગ્ન કરનાર કદાપિ કરી શકશે નહીં. નળ રાજાની ઘણી શોધ કર્યાં પછી તે જડ્યા ત્યારે દમયંતીએ ફરી સ્વયંવર કર્યો હતો તેવો સ્વયંવર કરવાની છુટ આ બિલથી મળવાની નથી, તે ભૂલી જવું ન જોઇએ. ' સિવિલ મેરેજ એક્ટ ' જ્યાં છે ત્યાં હજારો દુઃખી સ્ત્રીઓને કોર્ટમાં ન્યાય માગવા જવું પડે છે અને રખડતી રઝળતી સ્થિતિમાં બંદ્યાલયમાં જીવન ગાળવું પડે છે એમ કહેવામાં આવ્યું છે ! જ્યાં 'સિવિલ મેરેજ' છે ત્યાંની–તે સંબધી અણમાહિતી આ દર્શાવે છે. વળી જો ' સિવિલ મેરેજ ' થી એક બે કે ત્રણ એમ એક પછી એક પતિ થાય છે એમ કહેવું સત્ય હોય તો આવી દુઃખી સ્ત્રીઓ રઝળવા રખડવાને બદલે બીજા પતિ કેમ ન કરે ? આ બે વાતો પરસ્પર વિરુદ્ધ છે અને બંનેમાં સત્ય નથી. જ્યાં કાયદાની મદદ વગર માત્ર પુરુષોના ફંટા પ્રમાણે અનેક સ્ત્રીઓ કરવાનો ચાલ છે, ત્યાં છાંડેલી સ્ત્રીઓનું કેવું દયા આણવા યોગ્ય જીવન હોય છે તે આપણી ભગિનીઓથી અજાણ્યું નથી.

આપણી હિંદુ કોમોમાં જે અસંખ્ય વ્યક્તિઓ હસ્તી ધરાવે છે અને હજી પણ એક-ી જે અનેક વ્યક્તિઓ ઉભી થવા માંડી છે તેને એકત્ર કરવાનો પ્રયાસ આદરવાની ના આ સભામાં કરવામાં આવી છે તે ઘણી યોગ્ય છે અને તેમાં સ્ત્રીજાતિની સહા- । અને ટેકો મળવાની પૂર્ણ આશા બતાવવામાં આવી છે. તો આપણી બ્રહ્મણ, ક્ષત્રી, ૨ જ્ઞાતિઓને એક કરવા માટે તેમજ બ્રાહ્મણોની જુદી જુદી જ્ઞાતિઓ તથા પેટા જ્ઞા-મો, વૈશ્ય વગેરેની જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓને એક કરવા માટે, તેમનામાં ભોજન હાર અને કન્યા વ્યવહાર શરૂ કરવો જોઇએ. તે માટેજ ' સિવિલ મેરેજ ' માં ઉતર્યાં ર ચાલે તેમ નથી. એક જ્ઞાતિની પેટા જ્ઞાતિઓમાં લગ્ન પણ ખરી રીતે જોતાં કાયદે- નથી. તે માટે "સિવિલ મેરેજ ' ના કાયદાની જરૂર પડવાની. હિંદુઓની કોમો માંહો

માંહે લગ્ન સંબંધ માટે એ કાયદાનો ઉપયોગ કરે એ એ, રજુ કરનારનો મુખ્ય હેતુ છે; પણ એ કાયદો માત્ર પરકોમ સાથે લગ્ન વ્યવહાર માટેજ નથી. તે છતાં હિંદુઓની જ્ઞાતિઓ તથા પેટા જ્ઞાતિઓનો લગ્ન વ્યવહાર આ બિલથી કાયદેસર ગણાશે એ સત્ય કોઇ ઠેકાણે દર્શાવ્યું નથી. પરકોમ સાથે લગ્ન કરવાની અને તે કરીને છુટાછેડા લેવાની જાણે આ કાયદાથી ફરજ પડતી હોય એમ બતાવવામાં આવ્યું છે. ઇચ્છા હોય તેને છુટ આપનાર કાયદો કોઇને કોઇ પ્રકારની ફરજ પાડતો જ નથી. એ કાયદો થવાથી મોટા મોટા અનર્થ થશે અને હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, સર્વ એક બીજામાં લગ્ન કરવા દોડી જશે અને ધર્મ નાશ પામશે એવું સ્વરૂપ બતાવાય છે, તે ગેરસમજ દૂર થવી જરૂરની છે. એવાં જુદી જુદી કોમોનાં લગ્ન સારાં કે ખોટાં તે વિચારવાનું કામ તે લગ્ન કરનારનું છે. તોપણ એટલું કહી શકાય કે દુનીઆની સર્વ પ્રજાઓ પરસ્પર લગ્ન વ્યવહારમાં એવી ભયંકરતા જોતી નથી. આપણા ઋષિઓ પણ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર જ્ઞાતિઓમાં લગ્ન વ્યવહારની છુટ સ્મૃતિઓમાં લખી ગયા છે. એક જ્ઞાતિએ બીજી જ્ઞાતિમાં લગ્ન કરવામાં પાપ સમજવાનું કાંઇ કારણ નથી. જેને ન ગમે તે તેવું લગ્ન ન કરે તેથી તેવું લગ્ન કરનારને હલકાં ગણવાં એ યોગ્ય નથી. જેમની ખુશી હોય તેમને જ્ઞાતિ બહાર અથવા કોમ બહાર લગ્ન કરવામાં કાયદો વિઘ્નરૂપ ન થાય એટલો જ 'સિવિલ મેરેજ એક્ટ' નો ઉદ્દેશ છે. એવું લગ્ન કરનાર હિંદુ હોય અને પોતાની જ્ઞાતિ બહાર હિંદુ સાથે લગ્ન કરે તો પણ તેને હિંદુ નથી એમ કહેવું પડે, તેમજ પરકોમ સાથે લગ્ન કરનારને પણ પોતે સર્વ રીતે હિંદુ ધર્મ માનનાર હોય તો પણ હિંદુ નથી એવો એકરાર કરવો પડે છે, તે એકરાર કરવાનું કાઢી નાંખવું જરૂરનું છે એટલેજ આ બિલનો હેતુ છે.

હિંદુ ધર્મ એ બિલથી વિશેષ ભ્રષ્ટ થવાનો સંભવ નથી. આ બિલ કાયદા તરીકે પસાર થાય કે ન થાય તો પણ જેમને અન્ય કોમ સાથે લગ્ન વ્યવહાર કરવો હશે તે અટકવાનાં નથી અને ધર્મ ભ્રષ્ટ થવાનો હશે તો તે વિના પણ થશે તેવાં લગ્ન કરનારને જ્ઞાતિઓ પોતાની બહાર મુકી શકશે એટલે તેમનાથી ધર્મને કાંઇ અડચણ આવે તેવું નથી. હિંદુ ન હોવાના એકરારના કહેવાતા ગંભીર અંકુશથી ખાસ એવાં લગ્ન કરતાં અટકે છે, એ માન્યતા બરોબર નથી.

જે ધર્મમાં આસુર લગ્ન, ગંધર્વ લગ્ન જેવા વિવાહના પ્રકાર શાસ્ત્રાનુસાર ગણાયા છે તે ધર્મવાળા ક્રિયા વગરનાં લગ્નની વિરુદ્ધ કાંઇ કહી શકે તેમ નથી. આપણાં શાસ્ત્રોમાં તેવાં લગ્નને ગેરકાયદેસર ગણ્યાં નથી. તે ઉપરાંત મી. બસુના કાયદા મુજબ લગ્ન કરનાર લગ્ન નોંધાવવા સાથે, બીજા જે ગમે તે વિધિ સંસ્કાર કરવા ઇચ્છતાં હોય તો, તેમ કરવામાં કોઇ જાતનો પ્રતિબંધ નથી.

જે સત્ય એક પ્રજાને અનેક પ્રયાસ અને અનુભવ પછી પ્રાપ્ત થયું હોય, તે અન્ય પ્રજાને અનુકૂળ હોય તો અલ્પ સમયમાં ગ્રહણ કરવામાં વાંધા જેવું કાંઇ નથી. તેટલી જ ઠોકરો ખાઇ સારા ખોટા અનુભવ મેળવ્યા પછી તે દાખલ કરવું એવા જરૂર નથી. 'પશ્ચિમનું અઘટિત અનુકરણ ન કરવું' એ સત્ય છે, પરંતુ એ ઘટિત અઘટિતનો નિર્ણય કરવો એ મુખ્ય વાત છે. દરેક વ્યક્તિ પોતાને ન રૂચતી બાબતને અયોગ્ય અનુકરણ લેખે છે. કાળના પ્રવાહને અટકાવવા કોઇ સમર્થ નથી, માટે એ મહાન વેગને રોકવાનો પ્રયત્ન વ્યર્થ છે.

અંતે ત્રણ વાતો ઉપર ફરી ધ્યાન ખેંચીશું. (૧) મી. બસુનું બિલ મંજુર ન થાય, તોપણ હાલ ' સિવિલ મેરેજનો ' કાયદો એવો છે કે હરકોઇ સ્ત્રી પુરૂષ . લગ્ન નોંધાવી પરણી શકે છે; સિવિલ મેરેજ કરી શકે છે. લગ્ન નોંધાવતી વખત તેમને કહેવું પડે છે કે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે કોઇ ધર્મ અમે પાળતાં નથી. આવો એકરાર કર્યા પછી ફરી એ ધર્મ પાળવાનો કાંઇ પ્રતિબંધ નથી. (૨) હાલ પણ કાયદો એવો છે કે બીજા ધર્મમાં જવાથી જ્ઞાતિ બહાર જાય તેનો વારસાનોહક જાય નહીં. એવાં લગ્ન હાલ પણ થઇ શકે છે તથા વારસાના હકમાં પણ નુકસાન પહોંચતું નથી એટલે તેવું લગન કરનાર ને બિલ પસાર ન થવાથી ખાસ નુકસાન નથી. (૩) સિવિલ મેરેજનો હાલનો કાયદો તેમજ ધર્મ બદલાનાં વારસાનો હક કાયમ રહેવાનો હાલનો કાયદો, એ બંને કાયદા ઘણાં વર્ષથી અમલમાં છે; પણ છુટાછેડાના દાખલા સિવિલ મેરેજથી પરણેલાંમાં બન્યા નથી અને પરધર્મીઓને વારસો મળવાથી હિંદુ સમાજની વ્યવસ્થા અસ્તવ્યસ્ત થઇ ગઇ નથી.

સૌ. વિદ્યા રમણભાઈ નીલકંઠ.

---

# વિવિધ વિહાર.

## આપણી ઉન્નતિના અંતરાયો.

મુજ્ઞ બ્હેનો,

આપણે ઘણા વખતથી એકઠાં મળી જુદા જુદા વિષયો વિષે અરસપરસ આપણા વીચારો જણાવીએ છીએ. આપણી ઉન્નતિ શી રીતે થઈ શકે તેને માટે આપણે અનેક વિષયો ચર્ચીએ છીએ, તે છતાં તપાસીશું તો આપણને દિલગીરી સાથે જણાશે કે હજી સૂધી આપણે જ્યાં છીએ ત્યાંનાં ત્યાંજ છીએ. અને જો કદાચ આગળ વધતાં હોઇશું તો ઘણુંજ ધીમેથી વધતાં હોઇશું એમ લાગે છે. આપણે આગળ વધવું, પાછળ રહેવું, અગર તો જ્યાં છીએ ત્યાંનાં ત્યાંજ રહેવું, એ સર્વનો આધાર આપણા પ્રયત્ન ઉપરજ છે. જો આપણે આપણા વિચાર પ્રમાણે વર્તન રાખીએ તો નિઃસંશય આપણે જલદીથી આગળ વધી શકીએ. પણ દિલગીરીની વાત માત્ર એટલીજ છે કે આપણે આપણા વિચારો વર્તનમાં મુકવાને માટે કાંતો બેદરકાર રહીએ છીએ અથવા તો લોકોની ટીકાના ભયથી ડરીએ છીએ. આપણા આ દુર્ગુણને લીધેજ આપણા પર " આરંભ શૂરા અને બોલવે પૂરા!" એવા આક્ષેપો મુકાય છે. એ આક્ષેપો નિષ્પક્ષપાતપણે જોઇશું તો અક્ષરે અક્ષર સત્ય છે. આપણી દરેક બ્હેનો જે વિષયો વિષે પોતાના વિચારો દર્શાવે છે તે વીચારો ઘણા ખરા તો બહુજ ઉત્તમ હોય છે, છતાં દિલગીરી સાથે કહેવુ પડે છે કે પોતાના વિચારો વર્તનમાં મુકનાર ઘણીજ થોડી બ્હેનો હશે. ઉપદેશ આપવો સ્હેલો છે પણ તે પ્રમાણે વર્તન કરવું ઘણુંજ કઠણ હોય છે. જો આપણે આપણા વિચારો વર્તનમાં ન મુકીએ તો આપણે માથે પારકા છોકરાને જતી કરવા જેવો આરોપ આવે અને આપણા વિચારો,—આપણો ઉપદેશ ગમે એવો સારો હોય ત્તો પણ આપણા વર્તનને અભાવે તે ફળીભૂત થતો નથી.

સંસારસુધારકો આજે કેટલાંઓ વર્ષથી વિધવાવિવાહનો ઉપદેશ કરે છે. વિધવા વિવાહ કરવો ન કરવો એ પ્રશ્ન જુદો છે. તોપણ એ લોકોને જ્યારે એવો પ્રસંગ આવે છે ત્યારે લોકોની નીંદાથી કે ગમે તે કારણથી ઉપદેશ પ્રમાણે વર્ત્તનુ રાખી શકતા નથી તેને લી. ધેજ હજુ સુધી એ લોકોનો આટલો બધો ઉપદેશ છતાં જોઇએ એવું એમની મહેનતનું ફળ મળ્યું નથી. વિધવાવિવાહના અગ્રેસર જસ્ટીસ રાનાડેનાં પહેલાં પત્ની મરણ પામ્યાં ત્યારે સર્વને એમ હતું કે એમનું પુનર્લગ્ન થશે, પણ લોકોની અજાયબી વચ્ચે જ્યારે એમણે એક વિધવા ને પસંદ ન કરતાં કુંવારી કન્યા સાથે લગ્ન કર્યું, ત્યારે બધાને લાગ્યું કે આ લોકોનો ઉપદેશ પારકા છોકરાને જતી કરવા જેવો છે. તેથીજ સુધારાવાળાનો આટલો આટલો ઉપદેશ છતાં વિધવા વિવાહ તો ઘણાજ થોડા થાય છે.

આપણી ઉન્નતીનો પ્રથમ અંતરાય અજ્ઞાન છે. હમણાના જમાનામાં ઘણી ખરી સ્ત્રીઓને વાંચતા લખતાં આવડે છે, તોપણ ઘણાંખરાંને કોઇ પણ પ્રકારના વાંચનનો શોખ હોય એમ દેખાતું નથી. ઘરકામથી પરવારી પોળમાં અગર કોઇને ત્યાં જઇ 'મારી તારી' કરી પારકી નીંદા કરવામાંજ વખત વહી જાય છે! કોઇ પણ ચોપડીના અગર ન્યુસપેપરના વાંચનના અભાવે હાલના દોડતા જમાનામાં બનતા નવા નવા બનાવો, નવી નવી શોધો, વિગેરે કંઇ પણ જાણવામાં આવતું નથી. ન્યુસપેપર દ્વારા આપણે કેટલીએ નવી નવી વાતો જાણીએ છીએ, પણ તેઓને તેની દરકાર નથી. જીવન ચરિત્રો વાંચ્યાથી સ્ત્રી પુરૂષોનાં ઉન્નત જીવન કેવાં હતાં તેનું આપણને આબેહુબ દર્શન થાય છે, અને એવું ઉન્નત જીવન ગાળવાને આપણી વૃત્તિઓ ઉત્તેજીત થાય છે. એ સર્વની તેઓને કંઇજ પણ દરકાર અથવા તો ખબર હોતી નથી. દરજીનો દિકરો જીવે ત્યાં સુધી શીવે એ કહેવત અનુસાર અજ્ઞાનને લીધે જિંદગીમાં નિત્ય કામ એનું એ ઇશ્વરના ઘરનું તેડું આવે ત્યાં સુધી ચાલ્યાંજ કરે છે! એમાં કંઇ પણ ફેરફાર થતોજ નથી. કેટલાએકની સ્થીતિ આવી છે. ત્યારે કેટલાએક વાંચે છે, જાણે છે, છતાં પણ એમ મન વાળે છે કે " એણે તો એમ કીધું, પણ આપણાથી કંઇ એમ થવાનું હતું ? " અને કેટલાં એક બેદરકાર રહે છે. જો ખરૂં કહીએ તો એ સર્વની ભાવનાઓ પોતાના ગૃહ સંસારમાંજ સમાપ્ત થાય છે.

બીજો અંતરાય વ્હેમ છે. આપણી સમાજમાં સોએ નવ્વાણું સ્ત્રીઓ વ્હેમી હશે. વ્હેમ એ આપણો કટ્ટો શત્રુ છે. વ્હેમથી કેટલું નુકશાન થાય છે એ જો આપણી વ્હેમી બ્હેનો જાણતી હોય તો કેવું સારૂં ? પણ વ્હેમથી આંધળાં બની છતી આંખે કુવામાં પડવા જેવી સ્થીતી હોય, ત્યાં એ ભાનજ સંભવતું નથી. કોઇ માંદુ પડે તો વ્હેમ, કલેશ થાય તો વ્હેમ, કહેશે કે એતો માતાનું થયું. દરેક મંદવાડ વખતે વ્હેમ તો આગળ હોયજ. રોગીને દવા કરવા કરતાં બાધા આખડીઓ રાખી દેવને લાંચ આપવા તરફ ઘણાનાં મન આકર્ષાય છે. જાણે દેવને ત્યાં આપણે આપવાની વસ્તુની ખોટ પડી હોય તેથી આપણી વસ્તુ લેવાની લાલચે આપણાં સંબંધીઓને સારાં કરે! વળી બળીઆ પધારે એટલે તો થઇજ ચુક્યું. બધા વ્હેમ કરતાં બળીઆ, અછબડા, ઓરી એમાં તો બહુજ વ્હેમ હોય છે. કોઇને "આવો, જાઓ, બેસો, ઉઠો," કંઇજ કહેવાય નહિ! તેમજ માથું ન હોળાય કે છોકરાના બાપથી હજામત ન કરાવાય, ઇત્યાદી ઘણાએ ઝીણા ઝીણા રીવાજો હોય છે કે જેની મને તો પુરી

ખબર પણ નથી. હરતાં ફરતાં બળીઆ કાકા બળીઆ કાકા, કર્યાં કરવું કે જેથી બળીઆ બાપજી પ્રસન્ન થઈ છોકરાંને શાંતી આવે. છોકરૂં ગમે એવું તાવે તરફડતું હોય કે ઉધરસે મ્હો ન મળતું હોય પણ બળીઆ કાકાની બાધા આખડીઓ વિના બીજા ઉપચાર થતા નથી. દાક્તરનું તો નામ દેવાય જ શેનું. જાણે દાક્તરને અને બળીઆ કાકાને જન્મોજન્મનું વેર ન હોય ! દાક્તરનું નામ દેતાંજ બળીઆ કાકાને કુણું પડે અને ભોગ લાગે જો બળીઆ કાકા સારૂ દાક્તરની પધરામણી કરી તો તો પછી થઇજ ચુક્યું. બળીઆ કાકા ક્રોધે ભરાઇ છોકરાનેજ ભક્ષ કરી જાય. બળીઆ કાકાનો ત્રાસ બહુજ જબરો છે. જેવો બળીઆ કાકાનો ત્રાસ છે તેનાથી ચાર ચંદા ચડતો વ્હેમી સ્ત્રીઓનો ત્રાસ હશે પણ ઓછો તો હશેજ નહિં. આ રોગમાં ગમે તે થાય પણ સ્ત્રીઆરાજ આગળ કોઇ કાંઇ પણ કરી શકતા નથી. આવા વ્હેમમાં છોકરાંની સ્થીતી ખરેખરી દયાજનક હોય છે. બળીઆની અસહ્ય વેદના હોય, તેની ગરમી હોય, તાવ ઘણો અને તેની ગરમી તેથી છોકરૂં બીચારૂં બ્હાવરૂં બની જાય છે. આ સમયે ઠંડા ઉપચારની જરૂર હોય છે. પણ બળીઆ બાપજીના વ્હેમ આગળ ખાવાને બરફ મળે નહિં તો માથે ઘસવાને તો હોયજ ક્યાંથી. કદાચ તાવ મગજે ચડી જઇ મરણ નીપજે પણ વજ્રહૃદયા વ્હેમી અને અજ્ઞાન સ્ત્રીઓ દવા કે બરફ કંઇજ વાપરતાં નથી. આ વ્હેમ એકલી સ્ત્રી જાતીમાંજ છે એમ નથી. કેટલાક પુરૂષોમાં પણ એ વ્હેમ જોવામાં આવે છે. બળીઆ બાપજીના કામમાં તેઓ પણ હાથ નાખતાં ખંચાય છે. કેટલાક પુરૂષો એવા હોય છે કે જાણે છે કે આ બધા વ્હેમ છે, એમ સમજી નમાની. દાક્તરને દેખડાવે છે. પણ દવા પાવી કોના હાથમાં ! સ્ત્રીઓનાજ હાથમાં કેની ! એટલે દવાનું એક પણ ટીપું પેટમાં જાયજ શાનું, જાય જ નહિ ! આવાં અનેક વ્હેમી સ્ત્રીઓના સ્ત્રીઆ રાજ આગળ બીચારા એક પુરૂષનું શું ગજું. એટલે એતો બીચારા "મૌન્યં સર્વાર્થ સાધકં" એ વાક્યનેજ વશ થવામાં ડહાપણ માને છે, ઇશ્વર ઉપર ભરોસો રાખી મુગે મ્હોડે પરિણામની રાહ જોતા બેસી રહે છે. અરેરે, અજ્ઞાન અને વ્હેમી સ્ત્રીઓના દુષ્ટ વ્હેમને લીધે કેટલાંઓ છોકરાં આવા દુષ્ટ રોગના ભોગ થઈ પડયા હશે. અને જ્યાં સુધી એ વ્હેમ રહેશે ત્યાં સુધી ભવિષ્યમાં પણ કેટલાંએ બીચારાં, ભોગ થઇ પડશે. આ વ્હેમ અમૂક ન્યાતમાંજ છે એમ નથી. નગર, બ્રાહ્મણ, ક્ષત્રી, વીગેરે કેળવાયલી અને ઉચ્ચ વર્ણની ગણાતી ન્યાતોમાં પણ છે એ ઘણુજ શોચનીય છે. આપણા લોકોના વ્હેમથી ની તોબા છે. હીરટીરીઆ થાય તો કહેશે કે કંઇ વળગ્યું છે, ધુણે તો કહેશે કે માતા આવ્યાં ો, એવા એવા અનેક વ્હેમોને લીધે ઢોંગી અને ધુતારા લોકો ઘણાજ ફાવી જાયછે. જે લોકો ામડી તોડે પણ દમડી ન છોડે એવા કંજુસ હોય છે તેવાઓ પણ ધૂતારાને હાથે ધુતાય છે.

હવે ત્રીજો અંતરાય આપણી રૂઢીઓ છે. અમૂક ન્યાતની અમૂક રીતની જુદી જુદી ઢીઓ અથવા તો રીવાજો હોય છે. તેમાં કાંઇ પણ ફેરફાર થાય જ નહિં. આપણામાં ઢીનું બંધન એટલું તો મજબુત છે કે કોઈ જો તેનું ઉલ્લંઘન કરે તો તેને ફક્ત તોપને ાળે ઉડાવવાનાજ બાકી રાખે છે. કેટલાએ રીવાજો તો આપણામાં એટલા બધા હસવા જેવા ાને નિર્માલ્ય છે કે અક્કલવંત માણસ તેને વજન આપી શકેજ નહિં. અને કેટલાક રીવાજ ેવા તો ખરાબ હોય છે કે તેને લીધેઆપણે તથા આપણાં બાળકોને ઘણુંજ વેઠવું પડે છે.

હવે પ્રથમ લગ્નની રૂઢી તપાસીએ.

કેટલીક ન્યાતમાં તો વરકન્યા બીચારાં ઝોળીમાંથી ઝડપાઇ લગ્નનો લ્હાવો લે છે ત્યારે વળી કેટલાએકમાં જરા સુધારો થતાં પાંચ સાત વરસનો અંતર વધી મ્હોટાં થવા પામે છે. માત્ર અપવાદરૂપે નાગર, ક્ષત્રી, કાયસ્થ, શ્રાવકોમાં કન્યા મ્હોટી થવા પામે છે. નહિં તો બીચારીનો કન્યા કાળ પાંચ સાત વર્ષમાંજ સમાપ્ત થાય છે. બાળ લગ્નમાં સુધારો થતો જાય છે પણ તે ઘણોજ ધીમેથી થાય છે.

લગ્ન થવામાં પણ ન્યાતની રૂઢીઓ જુદી જુદી હોય છે. કેટલેક ઠેકાણે કુળ જોવાનો રીવાજ હોય છે તો કેટલેક ઠેકાણે કન્યાવિક્રય, વરવિક્રય, ઇત્યાદી હોય છે. આ સર્વ રીવાજ ઘણુંજ હાનીકારક છે. કુળની મ્હોટાઇમાં સામા પૈસા આપીને કેટલીએક ન્યાતમાં કન્યાના માબાપો એક છોકરાં છૈયાંવાળી શોક્યના ઉપર આપતાં વિચાર ન કરે તો પછી છોકરાં ન હોય ને આપે તો તેમાં નવાઈ શું! કેટલીક ઘરડા વર સાથે પરણે છે તો કેટલીકને ત્રાસજનક કજોડામાં સપડવું પડે છે. આવી ન્યાતોમાં કોઇકજ એવી ભાગ્યશાળી કન્યા હશે કે જેને દરેક રીતે જેવું જોઇએ તેવું સરખે સરખું મળ્યું હોય. કુળ જોવાનો જેમનામાં રીવાજ હોય છે તેમની ન્યાતમાં કુળવાન વર ન્હાનો પાંચ વરસનો હોય કે બુઢ્ઢો સાઠ વરસનો હોય તોપણ તેને મંડાતાં વાર લાગતી નથી. તેનામાં બીજા ગુણોની યોગ્યતા હોય કે ન હોય તે જોવાતું નથી. કુળમાંજ સર્વ યોગ્યતાનો સમાવેશ થતો હોય એમ લાગે છે. નીચાં કુળના ભણેલા, પૈસાવાળા કે બીજી અનેક રીતે યોગ્યતાવાળા ઘણા જુવાન પુરૂષો હોય એવાઓની પાસે અમૂલ્ય ગણાતું કુળ ન હોવાથી તેઓને પૈસા ખરચતાંએ કન્યા મળવી મુશ્કેલ થઇ પડે છે. કેટલાએક તો બીચારાં જન્મભર વાંઢાજ રહે છે. આવી હાનીકારક રૂઢીને વળગી રહેવું એ ખરેખર ચોખ્ખી મૂર્ખાઇજ કહેવાય. ગમે એવા અવગુણ હોય અને કુળ હોય તો ચલાવી લેવાય અને ગમે એવા ગુણ હોય ને કુળ ન હોય તો ચલાવી ન લેવાય એ કેવું હાસ્યજનક છે? આમાં ઘણું ખરૂં સ્ત્રીઓજ આડે આવે છે. ઘણોખરો દુરાગ્રહ એમનોજ હોય છે. કેટલાંક સમજુ માબાપો આ રીવાજને ખરા અંતરથી ધિક્કારે છે તે છતાં તેઓએ રીવાજ ઉપરાંત વર્તી શકતા નથી. જો તેઓ એ રીવાજ તોડે તો સમાજમાં તેઓની નીંદા થાય અને કુળની કીંમત ઘટી જાય છે, તોપણ સમજુ માબાપોએ પોતાનાં છોકરાંના સુખને માટે પોતાની ગમે એવી નીંદા કે આબરૂની દરકાર રાખવી જોઇતી નથી. રૂઢીબંધન, જેને આબરૂ ગણે છે એવી આબરૂ જો સારૂં કામ કરવા માટે ઓછી થતી હોય તો તેને માટે લોક નિંદા સહન કરવા તૈયાર થઇજ રહેવું જોઇએ. આજે નિંદા કરનારાં ચાલે તેને પગલે ચાલતાં અચકાતાં નથી. કોઇની પણ પહેલ ક્હાડ્યા વિના કોઇપણ પ્રકારનો આપણા સંસારમાં સુધારો થવો અશક્ય છે.

વળી કન્યાવિક્રય અને વરવિક્રય પણ બહુજ ખરાબ છે, એનાથી બેશુમાર કજોડાં બંધાય છે, જ્યાં પૈસાથી વરકન્યાની કીંમત લગ્નના બજારમાં અંકાય ત્યાં જે વધારે ભાવ આપે તે માલ ઉપાડે એવો આ રીવાજ છે. કન્યાવિક્રયથી મસાણકાંઠે પહોંચેલા બુઢ્ઢાને કન્યા આપી માબાપો તવંગર થવાની આશા રાખે છે ત્યારે વરવિક્રયવાળા કન્યાના માબાપોને ભીખારી બનાવવાની વાતો કરે છે. આ બંન્ને રીવાજ ઘણાજ ખરાબ અને ધીક્કાર પાત્ર છે. તોપણ એટલું તો ન્યાયને ખાતર કહેવું જોઇએ કે કન્યાવિક્રય જેટલી વરવિક્રયથી હાની થતી નથી. કારણ કે કન્યાવિક્રયમાં કમનસીબ કન્યાને ઘરડા ડોસા સાથે પરણવાની ફરજ પડે છે તેવી

રીતે વરવિક્રયમાં વરને ઘરડી ડોસી સાથે પરણવાની ફરજ પડતી નથી. એટલો કન્યા કરતાં વર ભાગ્યશાળી છે. આથી જો માત્ર નુકશાન ગણીએ તો એટલુંજ છે કે ગરીબ માબાપની છોકરી હમણાના જમાનામાં દુધ પીતી તો નહિં થાય પણ કુંવારી તો રહેજ, આથી તેઓ ભવિષ્યમાં પુરૂષોની સાથે દ્રવ્ય કમાવવાની હરીફાઇમાં ઉતરવું પડશે એટલુંજ માત્ર નુકશાન છે.

કન્યાવિક્રયના નાસદાયક કજોડાથી તો ઇશ્વર તોબા, મને તો એજ નવાઇ લાગે છે કે માબાપ પોતાના સ્વાર્થની ખાતર છોકરીના સુખનું સત્યાનાશ વાળતાં સ્હેજ પણ સંકોચાતાં નથી. આવી રીતે કન્યાના સુખનો નાશ કરવાનો એવાં રાક્ષસી માબાપને હકજ શું છે! છોકરી જ્યારે વિધવા થાય છે ત્યારે તેના દુઃખથી દુઃખી બની દુઃખીયાં થાય છે. જ્યારે ફક્ત ક્ષુદ્ર પૈસાની ખાતર પોતાની કન્યાને ઘરડા ધણી સાથે પરણાવી છતે ધણીએ રંડાપો આપી પોતાના તુચ્છ સ્વાર્થની ખાતર વેદીપર કન્યાના સુખનું બળીદાન આપતાં તેઓના વજ્ર હૃદયમાં દયાનું એક બીંદુ પણ હોતું નથી.

બ્હેનો, કન્યાવિક્રયનો રીવાજ કેવો ત્રાસજનક છે તે જે વિચારે તેજ જાણે. શું આમાં કાંઈજ સુધારો થાય એમ નથી? જે ન્યાતોમાં કન્યાવિક્રય થતો હોય તે ન્યાતમાં સ્ત્રીઓએ મજબુત પોકાર ઉઠાવવો જોઇએ. દ્રઢતાથી પોતાની છોકરીઓનું થતું વેચાણ બંધ પાડવું જોઇએ. આ સવાલ પુરૂષોના હિતનો નહિં પણ સ્ત્રીઓના હિતનો છે, તેથી એમાં જો સર્વ સ્ત્રીઓ સંપ કરે તો આ રીવાજ સહજ બંધ પડે. જો કન્યાની માતા પોતાની દ્રઢતામાં અડગ રહે તો કોઇની પણ મગદુર નથી કે તેની મરજી ઉપરાંત કંઇ પણ કરી શકે! આ કામ સ્વાર્થનું નહિં પણ પરમાર્થનું છે. જો આ રીવાજ બંધ કરશે ને કજોડાથી બંધાતી કેટલીએ કન્યાના અંતરના આશિર્વાદ મેળવશે, ને એ આશીર્વાદ આગળ કન્યા વેચતાં ઉપજતી કીમત તુચ્છ લાગશે.

હવે રોવા કુટવા વિષે બે બોલ બોલવા માંગુછું, રોવા કુટવાનો રીવાજ સ્ત્રીઓની નિર્લજતાનો ખરેખર નમુનો છે. એક તરફથી જે સ્ત્રી લાજ ન કહાડતી હોય તે સ્ત્રી નીદાય છે, અને બીજી તરફથી રસ્તા વચ્ચે અનેક પુરૂષો બેઠા હોય, જ્યાં લોકોની આવજા ચાલુજ હોય એવા રસ્તા વચ્ચે છેડા કહાડી નાંખી મરનારની પાછળ કુટતાં તેઓની લાજ કે મલાજો ભંગ થતાં નથી. આ સ્થીતી શું શરમ ભરેલી નથી? જે વહુવારૂઓને વડીલોને મ્હોડું બતાવતાં લાજ આડે આવે તેજ વહુવારૂઓને શરીરના બીજા અવયવો વડીલો અને બીજા પુરૂષોને બતાવતાં લાજ નથી આવતી એ કેવી આશ્ચર્યની વાત છે? રડવું એ કુદરતી છે, આપણું પોતાનું માણુસ જાય તે રડવું તો આવેજ. જેનું હૃદય પાષાણ જેવું કઠણ હોય તેનેજ રોવું ન આવે. પણ કુટવું એ તો કૃત્રીમ છે. આપણા શાસ્ત્રોમાં પણ કોઇ જગોએ કુટવાની સંમતી આપી હોય એમ મારા જાણ્યામાં નથી. કુટવાના હિમાયતીઓ કહેછે કે ઘરમાંથી કંઇ કુતરં બીલાડું ગયું છે, અગર તો લાકડું ભાગ્યું છે, કે મુગાં મુગાં બેશી રહીએ, માણસ જેવું માણુસ જાય ને કુટયા વિના ચાલેજ કેમ! શું આ દલીલ તકલેદી નથી? છેજ. કુટવાનું બંધ કર્યાથી કંઈ લાગણી ઓછી થવાની નથી. આપણું માણુસ જ્યારથી જાય છે ત્યારથી આપણું અંતઃકરણ તો રડયાંજ કરે છે, પારકાને એકઠાં કરી ધબડ ધબડ કર્યાથી કંઇ વધારે

ઓછું નથી. કુટવાથી ગએલું માણસ પાછું આવતું નથી. તેમજ ન કુટવાથી કંઇ લાગણીમાં ફેર પડતો નથી. ઉલટું આ રીવાજથી દરેક બૈરાં આવે પ્રસંગે એકઠાં થઇ મારી તાણી કરી કેટલાંઓના ઘર ભંગાવે છે અને મંડાવે છે. આવો શિરસ દરેક ન્યાતમાં થાયછે. આતો ખરેખર મરનારની મશ્કરી કરવા જેવુંજ છે. કેમકે જ્યાં શોક બતાવવા અને દિલાસો દેવા આવે ત્યાં આવા દેખાવ થાય તે મશ્કરી નહિ તો બીજું શું કહેવાય ? એવા કુટવાનો રીવાજ કહાડી નાંખવો કે રહેવા દેવો, એની સંપૂર્ણ સત્તા ખરેખરી સ્ત્રીઓનાજ હાથમાંછે. જો બધા ધારે તો એ રીવાજ તદનજ બંધ થાય, પણ ધારવુંજ દોહ્યલું છે.

હવે નદીએ ન્હાવા જવા તરફ તેથા દેવદર્શનના મંદિરો તરફ દ્રષ્ટિ કરીએ. કોઇપણ સારૂં ટાંકણું, પર્વ, અથવા કોઇપણ પવિત્ર દિવસ હોય તે દિવસે નદીએ ન્હાવા જવાનું બહુજ પુન્ય મનાય છે. એ પુન્ય લેવા આપણાં બૈરાંઓ નદીએ ન્હાવા જાય છે, ને ત્યાં તેમની શી સ્થિતિ થાય છે, તે તો જે નજરે જોનાર હોય તેજ જાણે. પર્વને દિવસે હજારો લોક નદીએ ન્હાવા જાય છે. ત્રણ દરવાજાથી તે ઠેઠ નદી સુધી એટલી તો ભીડ થાય છે કે થાળી નાંખી હોય તો અધ્ધર ઝીલાઇ જાય, જમીનપર પડવા પામે નહિ. આટલી ભીડાભીડમાં પુરૂષોના ધક્કામુક્કી ખાતાં નદીએ જઇ ન્હાવાનું મહાન પુન્ય આપણાં બૈરાંઓ મેળવે છે. નદી ઉપર ન્હાતાં અસંખ્ય બૈરાંઓનો દેખાવ એવો તો ધીક્કારપાત્ર હોયછે કે સ્ત્રીઓને માટે ધીક્કાર આવ્યા વિના રહે નહિ. બ્હેનો, મ્હારા આ સખત શબ્દો માટે તમારી ક્ષમા માગુંછું. પણ મારી નજરે જોએલો દેખાવ છે, એટલેજ હું નીશંકપણે કહુંછું કે કેટલીક સ્ત્રીઓ તો ફક્ત ચણીઆજ પ્હેરીને ન્હાય, ઓઢણી કે લુગડું પલાળવાની તસદી લેતાં નથી. કેટલીએક લુગડું પલાળીને ન્હાય છે તો પણ લુગડું ભીનું થતાં શરીરના દરેકે દરેક અવયવ હજારો પુરૂષોની આંખે પડે એ શું શરમની વાત નથી ? શું આમાં મલાજો આગળ આવતો નથી ? જો સ્ત્રી પુરૂષોને ન્હાવાના આરા જુદા હોય તો એક જુદી વાત છે, પણ આ તો સ્ત્રી પુરૂષોને ભેગા જ ન્હાવાનું હોય ત્યાં ન્હાવા જવું એ ઘણું નિર્લજતા ભરેલું છે. કેટલાએ જુવાનીઆ પુરૂષો સ્ત્રીઓની મશ્કરી કરે છે ગમે ત્યાં પાણી ઉરાડે છે. આવે સ્થળે આબરૂનો બચાવ કરવો એ ઘણુંજ કઠણ હોય છે. છતાં પણ પુન્ય મેળવતાં આબરૂની હાનીનો વિચાર નથી આવતો એ નવાઇ જેવું છે! પરમકૃપાળુ ઇશ્વરની કૃપાથી દયાળુ અંગ્રેજ સરકારના રાજ્યમાં ઘેરબેઠાં ન્હાવાને અને પીવાને નદીનું સ્વચ્છ પાણી મળે છે તો ત્યાં બે આબરૂ થવા શું કરવા જવું જોઇએ ? દેવ દર્શનનો રીવાજ પણ આવોજ છે, વૈષ્ણવોના મંદીરમાં દર્શન વખતની ભીડાભીડ,—ભીડ ઓછી કરવાને ભૈયાજીના પડતા સડાસડ સપાટા ખાવા પડે તો પણ દર્શનનો લોભ આપણા બૈરાંથી મુકાતો નથી. આપણે જો ઇશ્વરપર ભાવ હોય તો ઇશ્વર સર્વવ્યાપક છે એમ જાણી ઘરમાં બેઠાં એક માળા વધારે ફેરવ્યાથી અથવા તો પુજા વધારે કર્યાથી સરખુંજ પુન્ય મળશે. અને આપણી આબરૂને કંઇપણ હાની પહોંચશે નહિ.

આવા આવા આપણી ઉન્નતિને આડે આવતા રીવાજો તો અસંખ્ય છે કે જેનો કહેતાં પાર આવે એમ નથી. આતો મુખ્ય મુખ્ય રીવાજનું કહ્યું પણ જો બધાનું વર્ણન કરવા બેસીએ તો મ્હોટી ચોપડી લખાય. આપણે જાણીએ છીએ કે અમુક અમુક રીવાજો ખોટા છે છતાં શું તેને માટે બેદરકારી રાખી ચલાવી લેવું એ આપણું જાણપણું છે ? શું આપણી રૂઢીઓમાં સુધારાને સ્થાનજ નથી? સેંકડો વરસથી આપણાં ઘરડાંઓ અને આપણે

